ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક

સંસ્થાપક • સુરેશ જોષી

સંપાદક • રસિક શાહ   જયંત પારેખ

એતદ્ ૧૬૧

વર્ષ • ૨૫ અંક • ૧ જાન્યુઆરી-માર્ચ ૨૦૦૪

વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- ($ 5) / (£3 5)

આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/- ($ 50) / (£35)

શુભેચ્છક / સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/- ($ 100) / (£70)

(રકમ 'ETAD'ને નામે રોકડ/મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી.

'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું.)



સંપાદન અને વ્યવસ્થા અંગેનો વ્યવહાર

એતદ્

૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે,

વી. એન. પૂરવ માર્ગ, દેવનાર,

મુંબઈ-૪૦૦ ૦૮૮.

લેસર ટાઇપસેટિંગ અને મુદ્રણ

અરિહંત પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ. ફોન: ૨૫૧૧૪૩૪૧




# એતદ્

૧૬૧

વર્ષ ૦ ૨૫ અંક ૦ ૧ જાન્યુઆરી-માર્ચ ૨૦૦૪

સંપાદક

**રસિક શાહ • જયંત પારેખ**

આ અંકમાં



આવરણ ચિત્ર : દિલીપ રાનડે

પ્રકાશન તારીખ : ૧૮.૭.૨૦૦૪

ઋણસ્વીકાર

આ અકના પ્રકાશનમા

દેના બેંક

મેકર ટાવર્સ 'ઈ', ૯મો માળ, કફ પરેડ, મુબઈ-૪૦૦ ૦૦૫.

તરફથી

સબળ ઉષ્માભર્યો સહકાર મળ્યો છે.

એ માટે 'એતદ્' એમનુ ખરેખર ઋણી છે.

## દિલીપ ઝવેરી

•

### એઇ પૃથિબીકે ભાલોબાશિ

ખંધું હસીને મૂછાળા સૂરજે પૃથ્વીને કહ્યું:
તારાં લીલાં ચણિયાચોળી તાણીખેંચી કાઢી
તને એક દિવસ છોકરીમાંથી બાયડી બનાવી દઉં તો ?
એટલું રડી એટલું રડી
કે
અતલાંત પ્રશાંત અશાંત હિંદી ચીની ભૂમધ્ય કાળા રાતા ઈરાની અરબી કેરબિયન છલક્યા
જ્યાં ઘૂંટણિયાં ભરતો તડકો છબછબિયાં કરે

પડદા ઢાળી જાણીજોઈ કરેલા ઘોઘરા અવાજે
દાંતનહોરીલી બીજલી ચમકાવી
તરણાવરણી સમજણી રમણી ધરણીને
વરસાદે કહ્યું:
ચાલ ગારામાં ભેળાં આળોટીને
તારી લચકલોંદાળી કાયને ગાભણી કરું તો ?
ધગધગેલી તોય
નાક લગી લપકતી આગને લમણાં લગી લસરતાં લગરીક લગામ કરી
કાળિયાને કહ્યું:
મારાથીય હૂંફાળી ને તારી માથીય ઝાઝી સુંવાળી મારી બેણ
સહરામાં રેતી હેઠ દેખે તારી વાટ
જા ને ભર એની કોખ
જ્યાં આંધળો પવન ઘુઘવાટા કરે

પીંગળી કીકીઓને રમતરમતમાં રાતીભૂરી મીંચકારતા ભડકાએ
ભોંયને કહ્યું:
ઊઠ મારી સાથ ઊંચે ને ઊંચે
કોઈ ન દેખે તેમ ધુમાડાથી ઢાંકી
તારાં અંગઅંગને ચાંપી

તારા કણકણ ઝળાહળાં કરી
તને આકાશગગા જેવી ફેલાવી દઉ
ભોમ ભડકી
પેટપાતળિયા પહેલા પાતાળ પોગેલા પાણીમા પડ તો પલાળી જો
જ્યા લવલવતો લાવા ધગે

રગરગમા અબ્બાસી બહતા અદલ અસ્સલ આસમાને
અકબર ખ્વાબના સિતારાથી તાજ સજાવી
વગર મોજડીએ રખડતી
દળદરી ધરતીને
દૂર દૂર લઈ જવા
બેગમ બનવાની બાતમા બહાલ કર્યો
જમી બોલી·
મારા પરાળગદબના ઘાસ
અજમાકોથમીરના પાન
ખાખરાગલગોટના ફૂલ
ઝાકળ વોકળા તળાવડા
રિસેલી માતેલી નદીઓ
કણકીડા ચણતા ચકલા બુડબડબડતી માછલી ફરફરતા પતગિયા હડફડતા જાનવર
ને મરિયલ તોય વણથાક્યો વણાવટતર વણનેમ વઢવડતો માણસ .
સૌના રાક સપનાની દુનિયા દેખતી
તેખથી થીગડે ચાદો સીવી
ભવ ભવ ભેળી રમતી રહીશ
એકલી ભમતી

રાખ તારા મોઘા ઝવેરાત તારી જ પાસે
જ્યા સોઘુ મારુ સાચ

## નૂહની નાવ

તરસ છિપાવવાને
અહી માટલામા પૂરીને રાખેલુ પાણી
બહાર જગલી જાનવરની જેમ ખૂનપ્યાસુ ગાજીગરજી રહ્યુ છે
બધુ જ ગળચીને જેને હાશ નથી વળી

એના જ ખોળામાં હાશ હજી આ તરી રહ્યું છે વહાણ

આ વહાણમાં તો આખી દુનિયા ભરી છે
પણ દુનિયા તો ક્યારનીય ડૂબી ગઈ છે
એના હિસાબના ચોપડા જેવું આ વહાણ
એમાં લખેલા અમે આંકડા
અમને વાંચવાઉકેલવા
બહારથી થડાથડ ઠોકાતા રહે છે પંજા પાણીના
બોલ બોલ બોલ
તેરા નાંવ બોલ
તેરા ગાંવ બોલ
તેરા નાવકા દરવાજાકો ખોલ

બોલવા પહેલાં
જીભેથી
ચાખીને ઓળખી હતી દુનિયાને
દાંતથી ચાવીને નખથી ખોતરીને નહોરથી પીંખીને
હંગીમૂતરીપાદીઓકીને
ઘચરકાઓડકારની વાસથી પરખીને
ચીકણા ઊના પોલાણમાં તંગ તૂંબડાનું તાણ ઠલવાતાં
ઢીલ પડ્યા પછી પોચા પેટના વાધતા ફુલાવા પર
કે
એકમેકની પાંસળીએ કાન માંડી
આછીઅજાણી વાંસળી સાંભળીને
દુનિયા ઓળખી હતી
ખુશી દોસ્તી છળ છિનાળાં હઠ વેર ખૂન રોદણાં ભોળાંભઠ જૂઠ સાચ સાંસરોક છાતીઠોક
થડ થડ
ફડ ફડ
એક કબૂતરની ચાંચમાં ફફડતું ખડ પાછું આવે
તો બસ
દુનિયા એવી ને એવી
નીતર્યાં પાણીની જેવી
આવતી કાલેય તરણું ઓઢી

અજરામર

## દેવલાને

કુણ આયુતુ તારે ઓટલે
કે
લે, લોટમગા, કઈને
બધાવી ગળે આ દૂઝણી દુ ખની ગા ?
તને તો પેટનો જણ્યોય નઈ
કે પવાલુ આઘુ કરાવીને કાક અટકચાળુ પૂછે
ને તને સરાપ દેવા મળે
સરપ જેવી ફેણફૂલી ચડી આવે છે રગ્યુ ગળે
ને ધામણ જેમ લબકારા લે છે સવાસ.
આ આવડો અમથોય ઊંહકારો મેલતા
ચાદે ચાદે પરુ ભરી દૂઝે છે આ દુ·ખની ગા.

આબાવાડિયા કેણે માગ્યાતા ?
કે કેણે માગીતી બે પંખીનેય બેઠાડે એવડીય ડાળ ?
અમરફળ શુ કે સફરજન શુ, એક એઠુ બોર પણ માગ્યુંતું કે ?
દાડમડીનો દાણોય કેણે માગ્યોતો ?
કે પૂછડુ ઝલાવી વારેઘડીએ તાણીને
તારા સીતાફળિયા ખોરડાના ઉબરા કને
ઢયડી આવે છે આ દુ·ખની ગા ?

મૂવુ કૂતરુય વાહોવાહ પટપટાવતુ ફર્યા કરે છે.
અસૂરટાણે કરશે કોણ જાણે કેવા ચળિતર !
કયડશે કે કનડશે કે લડશે કે બાયણે નડશે
કે એક વાર ઉબરો વળોટી મનખાનુ માલક થઈને
સાવજ જેવુ ડણકશે ?

પણ આય તો
ચારેય ખરી ખોડીને પૂછડેથી બગાઈ ખેરવતી
એમની એમ અડીખમ ખડી છે બટકેલે દાત વાગોળતી
આ મૂગીમીઢી વણાનોતરેલી દુ·ખની ગા

## રતિલય

પરથમ સ્તન દેખાડો સુંદરી
નેણ નાક ને ચિબુક અધર નીરખશું નંતર
દાંત તાળવાં પેઢાં આછી લાળ
જીભથી ઝીણાશે આળખશું
ભીના સ્વાદ શ્વાસના ચગળચગળ સાંભળશું
દાબી નખ રણકાવ્યાં રોમ નાભને ફરતાં
સરતાં હેઠ અરીસે ડંકાતાં સંતાતાં સળવળ
સ્તન દેખાડો

ઘૂંટણ પર થરથરતે સાથળ હોઠ હિલોળે
ધડકે રાતી ભોંય ચીકણી
બળઝળ લાગે બીક
સફાળાં બગલ ભીડતાં અંગ ઘટ્ટ થડકાને વળગે
હા ના કરતાં આગળિયા શઢ લંગર
અમથાં ઉકલત વિણ ભિડાય ઊઘડે બૂડે
સીવ્યા તડકા ભેળા તરંગ પળ પળ પલકારે ઝબકારે
નકશી પરસેવાની જરિયલ ઝળકે લમણે ભમરે
હાંફકાંપ પડઘાપડછાયા કલબલહલબલ
સ્તન દેખાડો

પરવત થઈ ભેદી ભીતરથી ઊછળતું છળ છળ લાવા થઈ
ડર થર થર દર
પરથમ સ્તન સંતાડો

## જાતની વાત

બટકુંક દાડો
ઘૂંટડો રાત
અવડીક અમથી
જાતની વાત

આંગળી છોલી કોણી છોતર ખોદી ભોં થરથરતાં વાવ્યાં બીજ

કોળી કૂંપળ દેખ્યાં સપનાં બાગનાં ગીચોગીચ
નીંદર ઊડી આંખ ઊઘડી
કાગળ પર બરસાત
લખે જાતની વાત

ખાપ ઝળકતી જકડી ઝાલી જગદેખાડણહાર
માંડ કીકીની પૂતળી દીસે કાંડે લોહીધાર
તણાય દુનિયા ચપટી શી
ઓગળતે મોળે ગાત
લવણ જાતની વાત

ઘડિયાળે વહેર્યાં અજવાળે વેરાણી તનરેત
તમરાંને ટાંકણ તરફડતાં તિમિરખોતર્યાં પ્રેત
વૈતરણી કડ વળગી
ખરતી પળની ઓઢી છાત
તરે જાતની વાત

## રામચંદ્ર પટેલ

•

### દ્વીપ

ચાર સ્વપ્નદર્શન

૧

હું હંમેશ પ્રાતઃકાલે જઈને ઊભો રહું છું દરિયાકાંઠેઃ
નીલ નીલ જળમોજાં ચઢે, ઊછળે ... એમાં સર્જાય
એક દ્વીપ, એ ઘડીક રજતચળકાટ પીતો દેખાય તો
ઘડીક ધૂવાં, પીઠ પૂંઠળ સૂર્ય મને ઠેલે, ઊડે લીલછોઈ
માટી, એમાં દ્વીપ કચ્છ બની તરે ... આંખોમાં
તગતગે પાતાળનાં પરવાળાં, સુગંધ સુગંધ ઉષ્મા
સંચરે ... ઉપાડી લાવે મારા તરફ નક્ષત્રનું મચ્છ, ઝલમલે
શંખછીપલાં, સાથે ફીણનાં નરનારી નાચે નાગાં, મારી
નાવ હું નાંગરી બેસું, હલેસું ખેંચું તો જળના નહોર વાગે,
રક્ત સુવર્ણ સુવર્ણ ... એમાં ફૂત્કારે વાસુકિ ... ઝાકળવસ્ત્ર
પહેરી હવા ફરફરે ... હું નાવ ઊંચકીને ચાલવા માંડું દરિયાના
પેટમાં. પીઉં, સૂંઘું, ભરું ખનીજ કોલસો, કંકુ, કંકાવટી,
કમળલક્ષ્મી અને હું ...

૨

હું હંમેશ પ્રાતઃકાલે જઈને ઊભો રહું છું દરિયાકાંઠેઃ
સામે અજાણ કોક દ્વીપ દરિયાનો રથ ખેંચતો લાગે. ગરજે
મોજાં, પૈડાંનો ખખડાટ ઊડે ... નારિયેળીઓ પતાકા થઈને
લહેરે ... ધૂવાંધૂવાંમાં તડકો સિંદૂર પૂરે. સૂર્ય મને હડસેલે
ત્યાં હોડીનો સઢપહેર્યો સ્થંભ હલે, વાદળની રણકી
રહે ઝુમ્મરોઃ વ્યોમ બની જાય શેતૂરની છતરી. દ્વીપ
ઊંચકાય, દેખું કમળ, કમળકુંભ સાહ્યો ઐરાવત! ક્યાંક
પગ પડે તો પગલાં બને દીપમાલાઃ પીઠે વરાહ દીપે,
અગ્રદંતશૂળે પૃથ્વી, પૃથ્વી ઉપર મેઘ નાચે, ચાપ લે
વીજ. રમે ઉલ્કા. છાતીએ પંખ, પશુ, ઘાસ, પર્ણ પર્ણ લહેરે ...

આખોમા પતગિયા, હાથપગ મનુષ્યના ઊડે ઊતરે હોડી,
પાછી ચઢે ઉપર, તણાય નિહારિકાઓ, મણિ, મરકત,
મોતી ચળક ચળક અને હુ

૩

હુ હમેશ પ્રાત કાલે જઈને ઊભો રહુ છુ દરિયાકાઠે
સામે જળ જોડે ઊચોનીચો થાય દ્વીપ, એની પીઠ પરથી
ખારાશ ફૂકાય એમા આકાશનો જાબુજાબુવર્ણ ભળે ત્યા
દ્વીપ બની જાય હિપોપોટેમસ એ ડોકે વીટીને વાકોચૂકો
કિનારો ઊચકાયપછડાય, જાગે ઝઝા, ઊછળે જળતોફાન,
નારિયેળીઓ તણાય એકસામટી, સૂર્ય મને પૂઠેથી ઠેલે,
ધક્કો મારે હુ હોડીને હકારી બેસુ તો એની આખમાથી
ખરે કરચલા, ઊડે ધૂવાધૂણી હોડી જાય તળિયે ને આવે
પાછી જળસપાટીએ, લાવે ડૂબેલી નદીઓ ગામગામ, ખેતર,
જગલ તડકાનુ લીલુ હાસ્ય એકલુ એકલુ મહેકે પખી
ટહુકાઓમા ઝૂરે વૃક્ષો, બસ હોડી, હલેસુ, હળ, હાલરડુ
અને હુ

૪

હુ હમેશ પ્રાત કાલે જઈને ઊભો રહુ છુ દરિયાકાઠે :
સામે જળમા જળ પીતો એક દ્વીપ, એની પીઠ ઉપર તો
અધારાના થર પર થર ચોટ્યા આભ, ઊર્ણનાભ વણે જાળ
ધુમ્મસની, એમા રતાધળી દિશાઓ માથુ પછાડે તટ તટ
વાકો વિસ્તાર નારિયેળીઓ નહાવા પડે, પડે એવી બહાર,
રહી જાય એના પ્રતિબિબ દ્વીપ ફાટે, નીકળે મગર, દતદતમઢ્યુ
જડબુ પહોળુ થાય મુખ તો ઊડી બખોલ! સૂર્ય મને
મારે હડસેલો હુ હોડીમા જઈ પડુ એ ગોળ ગોળ ન
જાય આઘી કે પાછી મગરના ડોળામાથી વછૂટે અઢળક
વાગોળ એનુ પુચ્છ તો ખીલાનકૂચાનો વળાક! બેસ્વાદ
બિલ્ડિંગોની ટોચે બેઠુ શહેર ઉડાડે રૉકેટ ગધક પીને
દોડે સડકો મારી હોડીમા ટ્રેન, ટ્રામ, તોપતમચા, તૂબડુ, તબૂરો
અને હુ

## નીતિન મહેતા

•

### બે કાવ્ય

૧

દવાઓથી
શ્વાસને ટાંકાઓ મારવાનું
ક્યાં સુધી ચાલશે, ડૉક્ટર?

કળતરિયા ગોઠણમાં
ચન્દ્ર હવે આથમી રહ્યો છે
હાડકાંઓ વચ્ચેનું તેલ
હવે ખૂટવા આવ્યું છે
આંખો વારંવાર
દક્ષિણ તરફ મીટ માંડી
ઊંડું ઊંડું થવા કરે છે

ચાલ હવે, ફરી ચાલું
જલદી પહોંચું
ત્યાં ગયેલા મિત્રો
પાછા આવવાના નથી
એમને મળવાનો સોસ પડ્યો છે

સરોવરમાં હવે
દવાઓ ઇન્જેક્શનો પધરાવી
થોડો શ્વાસ સાચવી
સવાર પડે એ પહેલાં
પહાડ ચઢવાની શરૂઆત કરું

ડૉક્ટર પ્લીઝ! મને રજા આપશો?

૨

આ સફેદ ચુપકીદી
શાંત
સ્થિર
એકાએક ગોકળગાયની જેમ ચાલે
હું ચોંકું
આકાશ સુધી ફેલાયેલો એનો પડછાયો
મને ભીંસે
એ હવે અંતહીન
રણ પરનો સૂર્ય

રાજેશ પંડ્યા

●

**અક્ષર**

૧

એક અક્ષર તાકું.
ફેંકું.
ને કાગળમાં
તરંગ તરંગ
ફેલાતા કાંઠા સુધી પહોંચે
ક્યારેક શમે ક્યારેક
કાંઠા તોડી રેલાય
ખડકને બાથ ભરી વેરાય
ક્યારેક
છીપમાં સચવાય તો
મોતી નહીંતર ...

૨

કાગળ વચ્ચે
મૂક્યા કાંટા
અક્ષર થઈ ઊભરાયા
બધા છેદ પુરાયા

રાધેશ્યામ શર્મા

•

## નિદ્રાફળ

નિદ્રાફળને
ઘેનની પેનથી
કોચ્યુ ત્યાં
મસમોટા મેજ મધ્યે
એક હાર્મોનિયમ
પડ્યુ'તું
ધમણવિહોણું
રક્તરગી નંગની
વીટીવાળો
રૂછાળો
હાથ
ફર્યા કરે
કાળી ધોળી
પટ્ટીઓ પર
સૂર બધા બજે
અદૃશ્ય
અશ્રુત
આંગળીઓ
ફેણ ઊંચી કરી
ફળને ભીંસે
પીસે ને
ભચ્ચાક નાદ કરી
સર્જકની સહી
મોતીમઢ્યું
તોરણ
બની જાય !

માર્ક સ્ટ્રેન્ડ
અનુવાદ - મૂકેશ વૈદ્ય

•

## વસ્તુને અખંડ રાખવા

મેદાનમાં
હું મેદાનનો અભાવ
હોઉં છું
હંમેશાં
આમ જ બને છે
હું જ્યાં જ્યાં હોઉં છું
ત્યાં ત્યાં જે ખૂટે છે
તે જ હોઉં છું.

હું ચાલું છું
ત્યારે હવાના ભાગ કરું છું
ને મારું શરીર જ્યાં જ્યાં હતું
ત્યાં ત્યાં
ખાલી પડેલી જગ્યા પૂરવા
હવા હંમેશાં
અંદર સરી જાય છે.

આપણાને સહુને
સરવાનાં કારણ હોય છે.
હું
વસ્તુઓને અખંડ રાખવા
સરું છું.

## અવશેષ

હુ મારામાથી બીજાઓના નામ ખાલી કરુ છુ  હુ મારા ખીસ્સા ખાલી કરુ છુ
હુ મારા પગરખા ખાલી કરુ છુ ને એમને રસ્તાની કોરે મૂકી દઉ છુ
રાતે હુ ઘડિયાળ પાછળ મૂકુ છુ,
હુ પરિવારનુ આલ્બમ ઉઘાડુ છુ ને મને એક બાળક રૂપે નિહાળુ છુ

એનાથી શુ લાભ થાય છે ? કલાકોએ તો એમનુ કામ પૂરુ કર્યું છે
હુ મારુ પોતાનુ નામ ઉચ્ચારુ છુ  હુ અલવિદા ઉચ્ચારુ છુ
શબ્દો પવનની દિશામા એકબીજાને અનુસરે છે
હુ મારી પત્નીને ચાહુ છુ પરતુ એને અળગી કરી દઉ છુ

એમના સિહાસનેથી ઊભા થઈને મારા માબાપ
વાદળના દૂધિયા ખડમા પધારે છે  હુ કેવી રીતે ગાઈ શકુ ?
કાળ મને કહે છે હુ શુ છુ  હુ બદલાઉ છુ ને હુ એનો એ જ રહુ છુ
હુ મારામાથી મારુ જીવન ખાલી કરુ છુ ને મારુ જીવન તો રહે જ છે

## મને તજી દઉં છું

હુ તજી દઉ છુ મારી આખ જે કાચના ઈડા છે
હુ તજી દઉ છુ મારી જીભ
હુ તજી દઉ છુ મારુ મો જે મારી જીભનુ અણખૂટ સપનુ છે
હુ તજી દઉ છુ મારુ ગળુ જે મારા અવાજની બાય છે
હુ તજી દઉ છુ મારુ હૃદય જે એક સળગતુ સફરજન છે
હુ તજી દઉ છુ મારા ફેફસા જે જેમણે ચદ્રને ક્યારેય જોયો નથી એવા વૃક્ષો છે
હુ તજી દઉ છુ મારી ગધ જે વરસાદમા થઈને સફર કરતા પથ્થરની ગધ છે
હુ તજી દઉ છુ મારી હથેળી જે દસ દસ ઇચ્છા છે
હુ તજી દઉ છુ મારા હાથ જે મને આમેય છોડી જવા માગતા હતા
હુ તજી દઉ છુ મારા પગ જે ફક્ત રાતે જ પ્રેમી બને છે
હુ તજી દઉ છુ મારા નિતબ જે મારા શિશુવયના ચદ્ર છે
હુ તજી દઉ છુ શિશ્ન જે મારી સાથળને ચૂપચાપ ચાનક ચડાવે છે
હુ તજી દઉ છુ મારા કપડા જે પવનમા તણાતી દીવાલો છે
હુ તજી દઉ છુ એમનામા વસતા ભૂતને

હું તજી દઉં છું. હું તજી દઉં છું .
ને તમે એમાંથી કાંઈ જ નહીં રાખો કારણ કે
હું ફરીથી ક્યારનું કાંઈ નહીંથી શરૂ કરી દઉં છું.

## સુખી જીવન

તમે બારીએ ઊભા છો.
ત્યાં એક હૃદયાકાર કાચવાદળ છે.
પવનના નિસાસા તમારી વાણીમાંની ગુફા જેવા છે.
તમે બહારના વૃક્ષમાંનું ભૂત છો.

શેરી મૂંગી છે.
ઋતુ આવતી કાલ જેવી, તમારા જીવન જેવી.
કેટલીક અહીંયાં છે, કેટલીક ઊંચે હવામાં છે.
તમે કાંઈ જ કરી શકો એમ નથી.

સુખી જીવન કોઈ સાવચેતી આપતું નથી.
હતાશાનાં હવાપાણી એ જીરવી લે છે
ને આવી પહોંચે છે પગપાળું, અણખોળખ્યું, ખાલી હાથ
ને તમે તો ત્યાં ને ત્યાં જ ઊભા છો.

## રખેવાળ

સૂરજ નમે. ઘાસિયું ફળિયું સળગે.
વીત્યો દિવસ. વીત્યું અજવાળું.
જે આથમે છે એને હું કેમ ચાહું છું ?

તમે જે વિદાય થયા, જે વિદાય થતા હતા –
તમે હવે કયા અંધારા ઓરડામાં વસો છો ?
મારા મરણના રખેવાળ,

મારી ગેરહાજરી જાળવી રાખજે. હું હજી જીવું છું.

## કોઈ બીજી જ જગ્યા

જેટલુ અજવાળુ છે
એટલામા
હુ ચાલુ છુ

એટલુ જે આવવાનુ છે
એના અધત્વ માટે
કે એના સ્પષ્ટ દર્શન માટે
પૂરતુ નથી

છતા મને દેખાય છે
પાણી
એકલ હોડી
ઊભો રહેલો માણસ

એને હુ ઓળખતો નથી

આ કોઈ બીજી જ જગ્યા છે
જેટલુ અજવાળુ છે
એ કાઈ-નહીની ઉપર
જાળની જેમ ફેલાય છે

જે આવવાનુ છે
એ અહીંયા
પહેલા આવી ગયુ છે

આ એ દર્પણ છે
વેદના જેમા ઊંઘી ગઈ છે
આ એ દેશ છે
કોઈ જેની સફરે આવતુ નથી

## ઓક્તાવિયો પાઝ
અનુવાદ - મૂકેશ વૈદ્ય

•

## માર્ક સ્ટ્રેન્ડનાં કાવ્ય વિશે

માર્ક સ્ટ્રેન્ડ એક કાવ્યમાં કહે છેઃ 'મેદાનમાં/હું મેદાનનો અભાવ/હોઉં છું.' ને તરત બીજા કાવ્યમાં કહે છેઃ 'હું મારામાંથી મારું જીવન ખાલી કરું છું ને મારું જીવન તો રહે જ છે.' આ બંને પરસ્પરવિરોધી એવાં વિધાન શું એકબીજાને નકારે છે? કે પછી એક જ વાસ્તવનાં બે રૂપ વ્યક્ત કરે છેઃ 'મારા મરણના રખેવાળ, મારી ગેરહાજરી જાળવી રાખજે. હું હજી જીવું છું.' જીવતા હોવું એટલે પોતાનામાંથી ગેરહાજર હોવું અથવા પોતાની સમક્ષ હાજર રહેવા માટે છેવટનો મરણિયો માર્ગ લેવો. માર્ક સ્ટ્રેન્ડની કવિતા આપણા જીવનની terra infirma – અસ્થિર ભૂમિનો તાગ મેળવે છે. ખાલીપાનાં કામણ ઝીલીને એ કાવ્યની એક ગેરહાજરીના વર્ણન રૂપે કલ્પના કરે છે ત્યારે નવાઈ લાગતી નથી; પરંતુ બરાબર એ જ ઘડીએ એમની દૃષ્ટિ નિષ્ઠુર અસ્તિત્વમાં અફર રીતે સપડાયેલાં પ્રાણીઓ પર ને બુઠ્ઠી, જડ વાસ્તવિકતા દાખવતા પદાર્થો પર એકસરખી પડ્યા જ કરે છે. તેમ છતાં એમના કાવ્યમાં દરેક પદાર્થનું ને દરેક પ્રાણીનું અસ્તિત્વ ખરેખર અર્થની ગેરહાજરી રૂપે જ પ્રગટ થાય છે. અસ્તિત્વ અર્થનો છેદ ઉડાડે છે. આમ હાજરી ગેરહાજરીનો આવિષ્કાર બને છે; ને બદલામાં ગેરહાજરી આપણે માટે અનલંકૃત પૂર્ણતાનાં દ્વાર ઉઘાડે છે ને સૂચવે છે કે 'શૂન્યને શરણે જઈને જ તમે પાછા સાજાનરવા બનશો એ હકીકતનો એ ખરેખરો ઉત્સવ છે, એકમાત્ર ઉત્સવ છે.'

માર્ક સ્ટ્રેન્ડે નકારનો માર્ગ પસંદ કર્યો છે. એમાં લુપ્ત થવું, ખોવાઈ જવું એ સભરતા તરફનું પહેલું પગલું બને છે, પારદર્શી વાઙ્મય પૂર્ણતા તરફનું એ પ્રયાણ પણ બને છે. નાશવંત ને પરિવર્તનશીલ શબ્દોથી રચેલું કાવ્ય પોતે જ બની જાય છે એક 'દર્પણ/વેદના જ્યાં ઊંઘી ગઈ છે'; દરેક પદાર્થમાં ને દરેક પ્રાણીમાં ઝમ્યા કરતું મૌન બની જાય છે એક નામ.

જેરોમ વાઇડમેન
અનુવાદ - રાજેન્દ્ર પટેલ

•

## મારા બાપુજી અંધારામાં બેઠા રહે છે

મારા બાપુજીને એક અજબની આદત છે એમને અધારામા એકલા બેઠા રહેવાનુ ગમે છે. કોઈક વાર હુ ઘરે ખૂબ મોડો આવુ છુ ઘરમા અધારુ છવાયુ હોય છે મારાં બાને જરાય ખલેલ ન થાય એટલા માટે હુ ચૂપચાપ અદર જાઉં છુ. મારા બાની ઊંઘ કાગાનીંદર જેવી જ હોય છે. હુ દબાતે પગલે મારા રૂમમા જાઉ છુ. ને અધારામા જ કપડા બદલી લઉં છુ. પાણી પીવા હુ રસોડામા જાઉં છુ મારા ઉઘાડા પગ જરાય અવાજ કરતા નથી. હું અદર જાઉં છુ ને મારા બાપુજીની ઉપર પડતા પડતા રહી જાઉં છુ એ નાઇટ ડ્રેસ પહેરીને રસોડાની ખુરશીમા બેઠા બેઠા પાઇપ પીએ છં

'કેમ છો, બાપુજી?' હુ કહુ છુ

'કેમ છો, દીકરા?'

'બાપુજી, તમે કેમ ઊંઘી જતા નથી?'

'ઊંઘી જઈશ,' એ કહે છે.

પણ એ ત્યા ને ત્યા જ બેઠા રહે છે. હુ ઊંઘી જાઉં છું એ પછી પણ ક્યાંય સુધી મને ખાતરી છે કે એ ત્યા ને ત્યા જ પાઇપ પીતા પીતા બેઠા હશે.

ઘણીયે વાર હુ મારા રૂમમા વાચુ છુ. હુ સાભળુ છું કે મારા બા બધાંની ઊંઘવાની તૈયારી કરે છે. હુ સાભળુ છુ કે મારો નાનો ભાઈ ઊંઘી જાય છે. હું સાંભળુ છુ કે મારી બહેન ઘરમા આવે છે. હુ સાભળુ છુ કે એ બરણી, ડબ્બા ઉઘાડબધ કરે છે ને વાળ ઓળે છે ને અતે એ પણ જપી જાય છે ને પછી મને ખબર પડે છે કે એ ઊંઘી ગઈ છે. હુ સાભળું છુ કે થોડી જ વારમા મારા બા મારા બાપુજીને ગુડ નાઇટ કહે છે. હુ વાંચ્યા કરુ છું. જોતજોતામા મને તરસ લાગે છે. (હુ આમેય ખૂબ પાણી પીઉં છું.) હુ પાણી પીવા રસોડામાં જાઉં છુ. ફરી પાછો હુ મારા બાપુજીની ઉપર ગડથોલુ ખાતા ખાતા રહી જાઉં છુ ઘણી વાર હુ ચોંકી જાઉ છુ હુ એમને ભૂલી જ જાઉં છુ ને એ તો ત્યા ને ત્યા જ બેઠા હોય છે – પાઇપ પીતા પીતા, વિચાર કરતા કરતા.

'બાપુજી, તમે કેમ ઊંઘી જતા નથી?'

'ઊંઘી જઈશ, દીકરા.'

પણ એ ઊંઘી જતા નથી. એ ત્યા ને ત્યા જ બેઠા રહે છે ને પાઇપ પીએ છે ને વિચાર કરે છે. મને એને લીધે ચિંતા થાય છે હુ સમજી શકતો નથી. એ શેના વિચાર કરતા હશે?

એક વાર મે એમને પૂછ્યું.

'બાપુજી, તમે શેના વિચાર કરો છો ?'

'શેનાય નહીં,' એમણે કહ્યું.

એક વાર મેં એમને ત્યાં ને ત્યાં જ બેઠા રહેવા દીધા ને હું ઊંઘી ગયો. કેટલાક કલાક પછી હું અચાનક જાગી ગયો. મને તરસ લાગી હતી. હું રસોડામાં ગયો. એ ત્યા ને ત્યા જ બેઠા હતા. એમની પાઇપ હોલવાઈ ગઈ હતી. પણ રસોડાના એક ખૂણામાં એકીટશે જોતા જોતાં એ ત્યાં ને ત્યાં જ બેઠા હતા. પળ વારમાં હું અંધારાથી ટેવાઈ ગયો. મેં પાણી પીધું. એ હજીયે ત્યાં જ બેઠા હતા ને એકીટશે જોતા હતા. એમની આખ મટકુયે મારતી નહોતી. મને થયું કે એમને મારો જરાયે ખ્યાલ જ આવ્યો નથી. મને ભય લાગ્યો.

'બાપુજી, તમે કેમ ઊંઘી જતા નથી ?'

'ઊંઘી જઈશ, દીકરા,' એમણે કહ્યું. 'તું મારી રાહ જોઈને બેઠો રહેતો નહીં.'

'પણ', મેં કહ્યું, 'તમે અહીંયાં કલાકોના કલાકોથી બેઠા રહ્યા છો. કાંઈ અજૂગતું થયું છે ? તમે શેના વિચાર કરો છો ?'

'શેનાય નહીં, દીકરા', એમણે કહ્યું. 'શેનાય નહીં. મને બસ શાતા વળે છે. એટલું જ.'

એમણે એ એવી રીતે કહ્યું કે તરત ગળે ઊતરી ગયું. એ ચિંતા કરતા હોય એવું લાગ્યું નહીં. એમના અવાજમાં શાંતિ હતી, મીઠાશ હતી. હંમેશાં હોય છે. પણ હું સમજી શક્યો નહીં. મોડી રાત સુધી આમ અંધારામાં એક અગવગડભરી ખુરશીમાં એકલા બેઠાં રહેવું એમાં શાતા ક્યાંથી વળે ?

આમ શું કામ કરતા હશે ?

હું બધી જ શક્યતા તપાસું છું. પૈસાનું કારણ તો ન જ હોઈ શકે. મને ખબર છે. અમારી પાસે પુષ્કળ છે પણ નહીં. એમને જ્યારે જ્યારે પૈસાની ચિંતા સતાવે છે ત્યારે એ જરાય છાનું રાખતા નથી. એમની તબિયતનું કારણ પણ ન જ હોઈ શકે. એને વિશે પણ એ ખામોશ રહેતા નથી. ઘરના બીજા કોઈની તબિયતનું કારણ પણ ન જ હોઈ શકે. અમને પૈસાની થોડીક તાણ વરતાય છે ખરી પણ અમારી તબિયતની ખૂબ મોકળાશ વરતાય છે. (મારાં બા તો કહેવાનાં: ટકોરાબંધ છે.) તો આમ શું કામ કરતા હશે ? કોણ જાણે કેમ પણ મને ખબર પડતી નથી. પણ એથી કાંઈ મારું ચિંતા કરવાનું બંધ થતું નથી.

એ કદાચ અમારા અસલ વતનમાં રહેતા એમના ભાઈના, કાં તો એમની સગી બાના ને બે સાવકી બાના, કાં તો એમના બાપુજીના વિચાર કરતા હશે. પણ એ બધાં તો ગુજરી ગયાં છે. ને એમના વિશે એ આમ ઊંડા વિચાર કર્યા કરે નહીં. ઊંડા વિચાર કર્યા કરે એમ હું કહું છું પણ એ ખરેખર સાચું નથી. એ ઊંડા વિચાર કર્યા કરતા નથી. એ વિચાર કરતા હોય એવુંયે લાગતું નથી. એ એટલા શાંતિમય દેખાય છે, ભલે ને એટલા સંતોષમય ન દેખાતા હોય, પણ એટલા શાંતિમય દેખાય છે કે એ ઊંડા વિચાર કર્યા કરે એમ બને જ નહીં. કદાચ એ કહે છે એવું જ હશે. કદાચ શાતા વળે એવું જ હશે. પણ એ એવું બની શકે એમ લાગતું નથી. મને ચિંતા થાય છે.

એ શેના વિચાર કરે છે એની મને બસ ખબર પડે તો કેવું ! એ ખરેખર વિચાર

સરખોયે કરે છે એની મને બસ ખબર પડે તો કેવુ ! ભલ ને હુ એમને કાઈ મદદ ન કરી શકુ એમને કદાચ મદદની જરૂર પણ ન પડે એ કહે છે એવુ જ હશે એ શાતા વળે એવુ જ હશે પણ બીજુ કાઈ નહી તો મને એની ચિતા તો ન થાય ને !

એ ત્યા ને ત્યા જ બસ અધારામા કેમ બેઠા રહે છે ? એમનુ મન નબળુ પડવા માડ્યુ છે ? ના, એમ તો ન જ બની શકે એમને હજી ત્રેપન જ થયા છે ને એમની બુદ્ધિ હજીયે એવી ને એવી જ સતેજ છે સાચુ કહુ તો એ બધી જ વાતે હજીયે એવા ને એવા જ છે એમને હજીયે બીટનો સૂપ ભાવે છે એ હજીયે સૌથી પહેલા ટાઇમ્સનો બીજો વિભાગ વાચે છે એ હજીયે વિગ કોલર પહેરે છે એ હજીયે માને છે કે દેબ્ઝ દેશને ઉગારી શક્યા હોત ને ટી આર પૈસાદારોના સ્વાર્થનો હાથો બની ગયા છે એ બધી રીતે હજીયે એવા ને એવા જ છે પાચ વરસ પહેલા એ જેવા દેખાતા હતા એના કરતા જરાય વધારે મોટા દેખાતા નથી બીજા બધા જ આમ કહે છે કહે છે બરાબર જાળવી રાખ્યુ છે પણ એ છેક મોડી રાત સુધી અધારામા એકલા પાઇપ પીતા, અપલક આખે એકીટશે સામે જોઈ રહેતા બેઠા રહે છે

એ કહે છે એવુ જ હોય, શાતા વળે એવુ જ હોય તો હુ મારી વાત આટલેથી જ છોડી દઈશ પણ ધારો કે એવુ ન હોય ધારો કે હુ તાગ પામી ન શકુ એવુ કાઈક હોય કદાચ એમને મદદની જરૂર હોય એ કેમ બોલતા નથી ? એ કેમ ત્યા ને ત્યા જ બેઠા રહે છે ?

અતે હુ ગુસ્સે થાઉ છુ કદાચ મારા વણતોખાયેલા કુતૂહલને લીધે કદાચ મને ખરેખર ચિતા થાય છે એને લીધે જે હોય તે, હુ ગુસ્સે થાઉ છુ

'બાપુજી, કાઈ અજૂગતુ થયુ છે ?'

'કાઈ જ નહી, દીકરા કાઈ કહેતા કાઈ જ નહી'

પણ આ વખતે તો મે નક્કી જ કર્યુ છે કે જરાય ટાળવા ન દેવુ હુ ખરેખર ગુસ્સે થાઉ છુ

'તો અહીયા મોડે સુધી એકલા એકલા વિચાર કરતા કેમ બેઠા રહો છો ?'

'મને શાતા વળે છે, દીકરા મને ગમે છે

મારુ કાઈ જ વળતુ નથી કાલે પાછા એ ત્યા ને ત્યા જ બેઠા હશે હુ મૂઝવણમા પડીશ હુ ચિતા કરીશ હવે હુ માડી નહી જ વાળુ હુ ગુસ્સે થાઉ છુ

'તો બાપુજી, તમે શેના વિચાર કરો છો ? તમે કેમ અહીયા બસ બેઠા જ રહો છો ? તમને શેની ચિતા થાય છે ? તમે શેના વિચાર કરો છો ?'

'મને શેનીય ચિતા થતી નથી, દીકરા હુ એકદમ સાજોનરવો છુ મને બસ શાતા વળે છે એટલુ જ તુ ઊંઘી જા, દીકરા'

મારો ગુસ્સો ઓસરી ગયો છે પરતુ ચિતાની લાગણી તો હજીયે વરતાય છે મારે જવાબ મેળવવો જ પડશે એ એટલુ નાદાન લાગે છે ! એ મને કેમ કહેતા નથી ? મને અડવુ અડવુ લાગે છે મને જવાબ નહી મળે તો હુ ગાડો થઈ જઈશ હુ હઠ પકડુ છુ

'પણ બાપુજી, તમે શેના વિચાર કરો છો ? એ બધુ શુ છે ?'

'શેનાય નહી, દીકરા બસ અમથી અમથી વાતો ખાસ કાઈ જ નહી અમથી અમથી વાતો'

મને કોઈ જવાબ મળી શકતો નથી.

ખૂબ મોડું થયું છે. રસ્તો સૂમસામ છે ને ઘરમાં અંધારુ છવાયું છે. હું હળવે હળવે પગથિયાં ચડું છું, ચીંચવાતાં પગથિયાં ટપી જાઉં છું. મારી ચાવીથી બારણું ઉઘાડી હુ અંદર જાઉં છું ને દબાતે પગલે મારા રૂમમાં જાઉં છું. હું મારા કપડાં બદલું છું ને મને યાદ આવે છે કે મને તરસ લાગી છે. ઉઘાડે પગે હું રસોડા તરફ જાઉં છું. ત્યાં પહોંચું એ પહેલાં જ મને ખબર પડી જાય છે કે એ ત્યાં ને ત્યાં જ બેઠા છે.

ઘેરા અંધારામાંય હું એમનો નીચો નમેલો આકાર ભાળી શકું છું. એની એ જ ખુરશીમાં એ બેઠા છે. ગોઠણે વાળેલી કોણી, દાંતે પકડેલી હોલવાયેલી પાઇપ, એકીટશે સામે જોતી અપલક આંખ. હું ત્યાં જ છુ એની એમને ખબર લાગતી નથી. હું અંદર આવ્યો એ એમણે સાંભળ્યું જ નથી. હું બારણામાં ચૂપચાપ ઊભો રહું છું ને એમને નીરખ્યા કરું છું.

બધું જ શાંત છે. પણ રાત ઝીણા ઝીણા અવાજથી ભરપૂર છે. હું ત્યાં હાલ્યાચાલ્યા વિના ઊભો રહું છું એવા જ એ બધા અવાજ મારા ધ્યાનમાં આવવા માંડે છે. આઇસબોક્સ પર ગોઠવેલી અલાર્મ ક્લોકની ટિકટિક. કેટલાયે મકાનો દૂર દોડી જતી મોટરની આછી ઘરઘર. રસ્તામાં પવને ઉડાડેલા કાગળનો ફરફરાટ, હળવા શ્વાસોચ્છ્વાસના જેવા અવાજનો ઘુમરાતો આરોહઅવરોહ. આ અજબનું મીઠું લાગે છે.

મારા ગળાનો શોષ મને યાદ કરાવે છે. હું ઝડપથી રસોડામાં જાઉં છું.

'કેમ છો, બાપુજી?' હું કહું છું.

'કેમ છો, દીકરા?' એ કહે છે. એમનો અવાજ આછો ને સપનાળુ છે. એ નથી એમની બેસવાની રીત બદલતા કે નથી એમની નજર ફેરવતા.

મને નળ જડતો નથી. બારીમાંથી ચળાઈને આવતા રસ્તાની બત્તીના અજવાળાનો ઝાંખો શેરડો રૂમને વધારે અંધારો બનાવે છે. રૂમની વચ્ચોવચ લટકતી નાની સાંકળ ખેંચવા હું હાથ લંબાવું છું. હું એકદમ બત્તી કરું છું. જાણે કોઈએ પ્રહાર કર્યો હોય એમ એ એક આંચકા સાથે સીધા થાય છે.

'બાપુજી, શું થાય છે?' હું પૂછું છું.

'કાંઈ જ નહીં,' એ કહે છે, 'મને અજવાળું ગમતું નથી.'

'અજવાળાને શું થયું છે?' હું કહું છું. 'એમાં શું અજૂગતું છે.'

હું એકદમ બત્તી બંધ કરી દઉં છું. હું ધીમે ધીમે પાણી પીઉં છું. હું મનોમન કહું છું, મારે ધીરજ જાળવવી પડશે. મારે આનો પૂરેપૂરો તાગ કાઢવો જ પડશે.

'તમે કેમ ઊંઘી જતા નથી? તમે અંધારામાં આટલે મોડે સુધી કેમ બેઠા રહો છો?'

'સારું લાગે છે,' એ કહે છે. 'મને બત્તી સદતી જ નથી. હું નાનો હતો ત્યારે યુરોપમાં આપણે ત્યાં બત્તીઓ જ નહોતી.'

મારું હૃદય એક ધબકાર ચૂકી જાય છે ને પછી મારો શ્વાસ સુખેથી ચાલવા માડે છે. હું વિચારવા માંડું છું કે તરત મને સમજાય છે. એમનું બાળપણ ઑસ્ટ્રિયામાં વીત્યું હતું. એ બાળપણની કથા મને સાંભરે છે. હું જોઉં છું એક વિશાળ મોભવાળી વીશી. મારા દાદા ચડા પાછળ ઊભા છે, મોડી રાત છે, ઘરાક બધા વિદાય થઈ ગયા છે ને એમને ઝોકાં આવે છે. હુ જોઉં છું તગતગતા અંગારાના થર, છેલ્લી ભડભડતી જ્વાળા. વીશીમાં

ક્યારનુ અધારુ છવાયુ છે ને પળે પળે ઘેરુ ને ઘેરું થતુ જાય છે. હુ જોઉં છુ એક નાનો બાળક મસમોટા ફાયરપ્લેઇસને એક પડખેના બળતણના ઢગલા પર એ આડો પડ્યો છે એની તારાની જેમ ચમકતી આખ હોલવાયેલી જ્વાળાની કજળેલી રાખ પર મડાઈ છે. આ બાળક છે મારા બાપુજી.

હુ બારણામા ચૂપચાપ ઊભો ઊભો એમને નીરખુ છું. એ કેટલીક પળોનુ સુખ મને એવુ ને એવુ યાદ છે

'કાઈ જ અજૂગતુ નથી, એમ ને? તમને ગમે છે એટલે તમે અધારામા બેઠા રહો છો, એમ ને બાપુજી?' મારા અવાજમાથી જાગતા આનદના રણકારને રોકવાનુ મારુ ગજુ નથી.

'હાસ્તો', એ કહે છે, 'અજવાળામા હુ વિચાર કરી શકતો નથી.'

હુ પ્યાલો નીચે મૂકી દઉં છુ ને મારા રૂમમા પાછા જવા માટે વળુ છુ.

'ગુડ નાઇટ, બાપુજી,' હુ કહુ છુ

'ગુડ નાઇટ, ' એ કહે છે.

પછી મને યાદ આવે છે. હુ પાછો વળુ છુ. 'બાપુજી, તમે શેના વિચાર કરો છો?' હુ પૂછુ છુ.

એમનો અવાજ દૂરદૂરથી આવતો હોય એમ લાગે છે. એમા એ ને એ જ શાતિ છે, સમતા છે. 'શેનાય નહી,' એ હળવેકથી કહે છે. 'ખાસ શેનાય નહી.'

દિલીપ ચિત્રે

અનુવાદ - અશ્વિની બાપટ

•

## ટાઇપરાઇટર

મને ભૂખરા રંગની એક ઇમારતમા લઈ આવ્યા છે

આ ઇમારતની આસપાસ વિશાળ ખુલ્લી જમીન છે પણ પથ્થરની એક ઊંચી દીવાલ પણ છે

બધાને લાગે છે કે હુ ગાડો થઈ ગયો છુ પણ મને ખબર છે કે આ મેન્ટલ અસાઇલમ છે મારી આસપાસના લોકોને જોઈને મને એ સમજાઈ ગયુ છે અહીયાનો ડોક્ટર સુધ્ધા નોર્મલ નથી એ બેહદ શકાશીલ છે એકેએક માણસના હલનચલનમા એને ગાડપણ દેખાય છે, એકેએક માણસના વિચારમા એ ગાડપણ શોધે છે

મને પૂછો.

મને મારુ ક્વોલિફિકેશન પૂછો હુ અહીયા કેવી રીતે આવ્યો એનો ખુલાસો કરવાનુ કહો.

બહારના જગત કરતા આ ઇમારતનુ જીવન કાઈ નિરાળુ નથી અહીયાના નિયમ સમજી લીધા હોય તો કદાચ આ જીવન જ વધારે સારુ છે એમ તમને સમજાઈ જાય

મારા સગાસબધીઓ અને મિત્રોએ મને અહીયા લઈ આવવાની ગોઠવણ કરી હતી

મારા લક્ષણો કયા હતા ?

કહુ છુ.

છેલ્લા છ મહિનાથી હુ મૂગો બેઠો રહ્યો છુ. કેટલાક ગણ્યાગાઠ્યા વાક્યો સિવાય હુ કાઈ જ બોલ્યો નથી

મને કોઈ જ તીવ્ર આઘાત લાગ્યો નથી. આવુ ક્યારેક તો બનવાનુ જ હતુ આપોઆપ સ્વાભાવિક.

કલ્પના કરો કે દૂરના કોઈ ગ્રહ પરથી તમે અત્યત શક્તિશાળી દૂરબીનથી માણસના વર્તનવ્યવહાર નિહાળી રહ્યા છો. કોઈનોય ચહેરો અને કોઈનુયે મન તમને દેખાતા નથી તમે સૈકાઓના સૈકાઓથી આ બધુ નિહાળી રહ્યા છો. બાધકામ, લડાઈ, વિકાસ, હ્રાસ, ટોળાનુ જામવુવિખેરાવુ, જનનપ્રક્રિયા, મૃત્યુ

મે ખરેખર આ જ નિહાળ્યુ છે વિરાટ નિયમબદ્ધ જીવન વિકાસ પણ અને હ્રાસ પણ એનો મર્મ મને સમજાયો નથી સુખ અને દુ:ખની ગૂથણી કઈ રીતે થાય છે એ મને

સમજાયું નથી.

એટલે મને આ ભૂખરા રંગની ઇમારતમાં લઈ આવ્યા છે.

મને પાંચમે માળે રાખવામાં આવ્યો છે. કેમ? મને ખબર નથી. આ લોકોએ જો મારું વર્ગીકરણ કર્યું હોય તો તે શાના આધારે કર્યું હોય એની મને ખબર નથી. મારા પડોશી જાતજાતના છે. એ બધા પણ માણસ છે એ જ એક સામ્ય છે અમારામાં. મેં એમને ધારીધારીને નીરખ્યા છે.

પરમ દિવસે ડોક્ટર સાથે મારો ભેટો થયો. પહેલાં તો સમજવામાં જરાક ગોટાળો થઈ ગયો. એણે જ્યારે એમ કહ્યું કે હું ડોક્ટર છું ત્યારે મને થયું કે આ પણ કોઈ ગાંડો જ છે. પણ પછી તો નર્સો આવી, નોકરો એની સાથે માનથી વર્ત્યા ત્યારે મને ખ્યાલ આવ્યો કે એ સાચેસાચો ડોક્ટર છે.

બહારના જગતમાં દયાળુ ગણાતા લોકો જેમ વર્તે છે એમ એ ઘણુંખરું વર્તતો હતો. એના વર્તનમાંથી નર્યો સંયમ ઉભરાતો હતો, એના ચહેરા પર શાંતિ પથરાતી હતી, એનાં હલનચલનમાં ગંભીરતા રણઝણતી હતી.

એણે મારો ખભો થાબડ્યો ત્યારે જ મને સમજાઈ ગયું કે આ હાથ પર અનેકનાં ભવિષ્ય નિર્ભર છે. એના થાબડવામાં તિરસ્કાર નહોતો. કોઈ બાપ દીકરાને થાબડે એમ એણે મને થાબડ્યો. એનો સ્પર્શ સાક્ષી પૂરતો હતો કે હું શેનેય જવાબદાર નહોતો. અને આશ્વાસન દેતો હતો કે મારી જવાબદારી એણે સંભાળી લીધી છે. અત્યંત છેતરામણો હતો એ સ્પર્શ. ન્યાય કરવાના વ્યસનથી લથપથ, કર્તવ્ય પાળવાના નશાથી ચકચૂર, અનેકની જવાબદારી આસાનીથી સંભાળવાના ભારથી નીંભર હતો એ હાથનો સ્પર્શ. પાદરી, ન્યાયાધીશ, વૈદ, સેનાપતિ, રાજકીય નેતા, ધર્મોપદેશક, તત્ત્વજ્ઞાની, કરોડપતિ, કલાકાર – આ બધાનો જરઠ ને કુત્સિત હતો એ હાથનો સ્પર્શ. એ સ્પર્શ કરીને ઈશ્વર જાણે કોઈ નિરીશ્વરવાદીને ક્ષમા આપતોં હતો.

પછી અમારી વચ્ચે વાતચીત થઈ. કાંઈક આવી.

ડોક્ટર : અહીંયાં કેવું લાગે છે? બધું બરાબર છે ને?

હું : મારી પહેલાંની રહેવાની જગ્યા જેટલું જ બરાબર છે. સાધારણ રીતે બીજા દરજ્જાની હોટલ જેવું લાગે છે. આ ઓરડીમાં એમ તો હવા આવે છે. અજવાળું પણ ઘણું આવે છે. થેંક્યૂ.

ડોક્ટર : તમે મ્જામાં છો એ સાંભળી મને મજાનું લાગે છે. કંઈ પણ જોઈતુંકરતું હોય તો કહેવામાં સંકોચ રાખતા નહીં. બનશે તેટલું આપવાની હું કોશિશ કરીશ. તમારે કંઈ વાંચવાકરવાનું જોઈએ છે.

હું : ના, મને વાંચવાકરવાનું ગમતું નથી.

ડોક્ટર : નવાઈ લાગે છે. કહે છે કે તમને તો વાંચવાનું ખૂબ ગમતું હતું.

હું : ઉંમર થાય એમ ગમાઅણગમા બદલાય છે. આજકાલ મને વાંચવાનો કંટાળો આવે છે.

ડોક્ટર : ઓહ! આઇ સી! તો તમને કંઈ લખવાનું, ચીતરવાનું ગમે છે ખરું?

હું : જરાય નહીં.

ડોક્ટર : કમ્પની નથી એટલે કંટાળો આવે છે ?

હું : છિ છિ. ડોક્ટર, આઇ કન્સિડર માઇસેલ્ફ વેરી લકી.

ડોક્ટર : અચ્છા, અચ્છા. તમને વિચારવાનું ગમતું લાગે છે.

હું : વિચારવાનું ? હં, એક રીતે – પણ ના, ના.

ડોક્ટર : તો તમે વખત કઈ રીતે વિતાવો છો ?

હું : ઉત્તમ રીતે.

ડોક્ટર : તે તમે શું કરો છો ?

હું : આસપાસનું બધું જોયા કરું છું. આ બારીમાંથી બગીચો દેખાય છે. જુઓ ને, બહાર કાંઈક ને કાંઈક થયા જ કરે છે. દરેકેદરેક કાંઈક ને કાંઈક કર્યા જ કરે છે. ઇટ્સ વેરી ઇન્ટરેસ્ટિંગ.

ડોક્ટર : એમ હોય તો તમે આજુબાજુ છૂટથી હરોફરો, કંઈ વાંધો નથી.

હું : થેંક્યૂ વેરી મચ.

ડોક્ટર : તમારે ખરેખર કંઈ જ જોઈતુંકરતું નથી ?

હું : નો. થેંક્સ. હમણાં તો કંઈ જ જોઈતુંકરતું નથી.

ડોક્ટર જરા બેચેન બની ગયો હોય એમ લાગ્યું. જતાં જતાં એણે કહ્યું : એક્સક્યૂઝ મી! તમે અસલ મારા ભાઈ જેવા જ દેખાઓ છો. અને એ અસલ મારા જેવો જ દેખાતો હતો.

'બની શકે,' મેં કહ્યું, 'કેટલાક લોકો આબેહૂબ એકબીજા જેવા જ દેખાય છે. ધેટ પ્રમોટ્સ અ સેન્સ ઓફ વેલબીઇંગ!

ડોક્ટર વધારે બેચેન બની ગયો. જરા ઉતાવળે 'અચ્છા' કહીને ચાલી ગયો. આ પરિસ્થિતિમાં મરતાં સુધી ફેર પડવાનો નહોતો.

બીજે દિવસે સવારમાં જ એક યુવાન નર્સ એક પટાવાળા પાસે ટાઇપરાઇટર ઊંચકાવીને આવી. એણે મને ડોક્ટરની ચીઠી આપી.

સ.ન.વિ.વિ.

આ સાથે એક અંગ્રેજી ટાઇપરાઇટર અને સ્ટેશનરી મોકલું છું. તમને જ્યારે પણ મન થાય ત્યારે એનો ઉપયોગ કરજો.

સ્નેહાધીન

(સહી)...

મેં નર્સને કહ્યું: 'પણ મારે ટાઇપરાઇટર જોઈતું નથી.'

એણે હસીને કહ્યું: 'રહેવા દો ને. ખૂણામાં ટેબલ પર પડ્યું રહેશે.' હું કાંઈ જ [illegible] નહીં.

પણ મને લાગ્યું કે કોઈક અનામી જાસાચીઠી આવી છે. એ પળ અમથી [illegible] માનસિક શાંતિ પર આક્રમણની શરૂઆત થઈ ગઈ છે.

આમ જોઈએ તો ટાઇપરાઇટર બીજી વસ્તુઓ જેવી જ એક વસ્તુ છે [illegible]

રીતે મૂક્યું હતું જાણે સુરંગ ગોઠવી હતી. મને કાંઈક ને કાંઈક કરવા ઉત્તેજવાનો એ ડોક્ટરનો પેંતરો હતો. હું કાંઈક ને કાંઈક વ્યક્ત કરું એ જરૂરી હતું. તો જ એને ખાતરી થાય કે હું એના કાબુમાં આવ્યો છું.

આ તો હતી શેતરંજની રમતની પહેલી ચાલ અથવા પહેલી ચાલનીયે પહેલાંની ચાલ. કેવળ શેતરંજ અને સોગઠાંનો દાબડો.

પેટમાં ક્યાંક દુખતું હોય એમ ટાઇપરાઇટર મને ખૂંચવા માંડ્યું.

પહેલાં તો મેં નક્કી કર્યું કે એની સામે પૂરેપૂરાં આંખમીંચામણાં જ કરવાં.

હું બારી પાસે જઈને ઊભો રહ્યો. શાંત સવાર. જમીન પાંચ માળ નીચે. જમીન પર કૂણું કૂણું ઘાસ. ઘાસ પર તડકો. એ પણ ખૂબ જ કૂણો. માળી ઉભડક બેઠો બેઠો કાંઈક કરતો હતો. શું એ તો મને દેખાતું નહોતું. આસપાસ અત્યંત સુંદર ફૂલોની રમણીય ક્યારી. આખોય દેખાવ ખૂબ શાંત હતો. એકમાત્ર કઢંગી રીતે બેઠેલા માળીને બાદ કરીએ તો. એ બગીચાની માવજત કરતો હતો.

આ અસાઇલમની કલ્પના અસાઇલમ જેટલી જ ગાંડપણભરી હતી. પહેલું તો એ કે શહેરથી છેક આઘે અત્યંત સુસજ્જ સાતમાળી ઇમારત બાંધવી ને એમાં વર્ગીકરણ કરીને એક એક માળે એક એક પ્રકારના અસ્થિર ને વિચ્છિન્ન લોકોને રાખવા. એમાંથી એકને એને ન જોઈતાં હોય એવાં ટાઇપરાઇટર ને સ્ટેશનરી આપવાં. અને ધરાર સુંદર રીતે બગીચો બનાવવો, એમાં ઠેકઠેકાણે વિરલ ફૂલો ભારે જહેમતથી ઉગાડવાં ને બધી બારીમાંથી એ દેખાય એવી ગોઠવણ કરવી. અને એક માણસને પગારે રાખીને આડીઅવળી વધેલી ડાળીઓ કાપી નાખ, અડાબીડ ઊગેલું ઘાસ ઉખેડી નાખ, જેમતેમ ફૂટેલાં પાન તોડી નાખ, બિનજરૂરી ઝાંખરા ખેંચી કાઢ – આવાં આવાં કામ ચીંધવાં. આખો દિવસ આ જ. નર્યાં દોરદમામ ને સૌંદર્યસૂઝ પુરવાર કરવા માટે આ તે કેવો નાહકનો ઉધામો! નાહકની ઉપાધિ!

મને બગીચામાં જવાની પરવાનગી મળી હતી. મેં જવાનું નક્કી કર્યું.

ઓરડીનું બારણું ઉઘાડતાં જ એક પરસાળ દેખાઈ. સામેથી એક માણસ આવતો હતો. એનાં કપડાં મારાં કપડાં જેવાં જ હતાં. એણે મને જોયો ને કાંઈક ખિન્ન હસવા જેવું કર્યું. પોતાને જોઈને હસતો હોય એવું. અમે એકબીજાની પડખેથી પસાર થયા ત્યારે એની ડોક નીચે નમેલી હતી. એવું લાગ્યું કે એને સંકોચ થાય છે. બે માણસ અદલોઅદલ એકબીજાનાં કપડાં જેવાં જ કપડાં પહેરીને ચાલતા હોય એ બે નાગાપૂગા એકબીજાની સામસામે આવી ગયા હોય એવું જ કહેવાય! એને લીધે હિંસકતા, મિત્રતા કે પ્રેમ – કાંઈક તો જન્મે જ જન્મે. શરમ તો નક્કી જ નક્કી. કાંઈ પણ. પરસાળને છેડે લિફ્ટની પાસે એક સોફા ને ટેબલ હતાં. ટેબલ પર રંગીન સામયિકો હતાં. આ બધું જ બગીચાના જેટલું જ વ્યવસ્થિત ને યોજનાબદ્ધ હતું.

મેં લિફ્ટનું બટન દાબ્યું. લાલ લાઇટ થઈ. એમાં બાણ દોર્યું હતું. એ 'ઉપર' એમ કહેતું હતું. મિનિટમાં જ લિફ્ટનું બારણું ઊઘડ્યું. અંદર લિફ્ટવાળો હતો. એનાં કપડાં નખશિખ સફેદ હતાં. હું લિફ્ટમાં દાખલ થયો. એણે બારણું બંધ કર્યું. ને પૂછ્યાકર્યા વિના જ ભોંયતળિયાનું બટન દાબ્યું. મને જરા નવાઈ લાગી. પણ એનો ચહેરો તો નિશ્ચલ ને

નિર્વિકાર હતો. લિફ્ટ એકદમ ઝડપથી નીચે જતી હતી. મેં મોં બીજી બાજુ ફેરવ્યું. પાછળ એક બાજુએ અરીસાની ફ્રેઇમ હતી. અરીસામાં મને લિફ્ટવાળાનો ચહેરો અને મારો ચહેરો અને સરસર કરતું ઉપર જતું એક પછી એક માળનું બારણું દેખાતાં હતાં. મેં ઘણે દિવસે અરીસામાં જોયું. એટલે થયું કે કોઈ ઓળખીતાનો ચહેરો જોઉં છું. પણ જોયા જ કરું એમ ન થયું. એટલામાં લિફ્ટ પણ ઊભી રહી. લિફ્ટવાળાએ બારણું ઉઘાડ્યું. હું બહાર આવ્યો. ભોંયતળિયે લિફ્ટની બહાર આવતાં જ સામે રિસેપ્શન ડેસ્ક દેખાયું. ત્યાં બેઠી બેઠી એક યુવતી એના નખને પોલિશ લગાડતી હતી. બીજી બાજુ એક કાચનો દરવાજો હતો. એના પર 'વિઝિટર્સ' લખ્યું હતું. એનાથી આગળ અનેક સોફા ને ટેબલ ગોઠવ્યાં હતાં. એક સોફામાં એક મોટી ઉંમરની સ્ત્રી ને એક પાંચેક વરસનો છોકરો બેઠાં હતાં. સ્ત્રી બેચેન બની કોઈકની રાહ જોતી હતી. છોકરો બાવરો બની આમતેમ જોતો હતો. આટલી પ્રસન્ન, વ્યવસ્થિત, નિઃશબ્દ, સ્વચ્છ જગ્યાએ સામાન્ય માણસ બાવરો ન બને તો જ નવાઈ. હું જમણી બાજુ વળ્યો ને પગથિયાં ઊતરીને પોર્ચમાં આવ્યો. પોર્ચમાં એક સફેદ રંગની વાન ઊભી હતી. પાસે જ સફેદ કપડાંમાં સજ્જ ડ્રાઇવર ઊભો ઊભો સિગારેટ પીતો હતો.

હું એની પાસેથી જ ફરીથી જમણી બાજુ વળ્યો.

સામે ઘાસ છવાયેલું દેખાતું હતું. આઘે માળી પણ દેખાતો હતો. એ હવે ઊભો ઊભો કાતરથી એક ઝાડનાં પાન કાપતો હતો.

હં. તો આ છે બગીચો.

હું સીધો આગળ ને આગળ ચાલતો રહ્યો.

ઇમારતની પછીતે બગીચામાં નર્યું સૂમસામ હતું. એથી કોઈક માણસનાં પગલાં સાંભળીને હું સાવધ થઈ ગયો.

એ યુવાન હતો. એણે વાળ એકદમ ટૂંકા રાખ્યા હતા. એનો ચહેરો એકદમ ચકચકતો હતો.

મને જોઈને એ ચોંકી ગયો હોય એમ લાગ્યું. એણે કહ્યું: 'ઓત્તારી! તમે!'

'તમે મને ઓળખો છો?'

'હં. એટલે તમારું નામબામ મને ખબર નથી. પણ તમને ટાઇપરાઇટર દેવામાં આવ્યું છે એ મને ખબર છે.'

મને ખૂબ નવાઈ લાગી. એણે જ આગળ કહ્યું: 'એટલે જ તમે કોઈ સાધાસીધા નહીં પણ મોટા મોભાદાર મહેમાન લાગો છો. નહીં તો તમને આવતાં વેંત પાંચમો માળ ન મળ્યો હોત!'

'એથી શું ફેર પડે છે?' મેં પૂછ્યું.

'જરા વધારે સ્વાતંત્ર્ય. એટલે કે તમારા વિચાર કોઈ સમજે છે એમ તો નહીં પણ એના તરફ આંખમીંચામણાં તો કરે જ છે.'

'તમે શું કહ્યું તે મને બરાબર સમજાયું નહીં. ફોડ પાડીને કહેશો?'

'હું પંદર વર્ષનો થયો ત્યારથી અહીંયાં છું.' એણે કહ્યું, 'એટલે કે છેલ્લાં નવ વર્ષથી

પહેલાં પાંચ વર્ષ ભોંયતળિયે હતો. અત્યારે જેમતેમ ત્રીજે માળે પહોંચ્યો છું. હવે પછીનું પ્રમોશન અઘરું હોય છે. કુલ સાત માળ. સાતમે માળે પહોંચતાં મને એંશી વર્ષ તો સહેજે થઈ જશે. એટલે ત્યાં સુધીમાં તો હું મરી જ ગયો હોઈશ!'

'પણ ઉપરને માળે જવાની કોશિશ શા માટે કરવી?' મેં પૂછ્યું.

'શું?' એણે નવાઈથી બૂમ પાડી. 'નોર્મલ થવાની તમને ઇચ્છા સુધ્ધાં નથી?'

'અહીંયાં આવ્યો ત્યાં સુધી હું નોર્મલ જ હતો. મને લાગે છે કે અમુક હદની બહાર કોઈ જ નોર્મલ હોતું નથી. એવી ઇચ્છા સુધ્ધાં સેવવી એ છેતરપિંડી છે.'

'મશ્કરી ન કરો!' એની આંખ તગતગી ઊઠી ને એણે કહ્યું: 'સ્વાતંત્ર્ય એ મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે.' હું ક્યાં છું એનું મને એકાએક ભાન થયું એણે કહ્યું: 'ગાંડા લોકો સ્વાતંત્ર્ય માટે જ બંડ કરે છે. જે સહન થતું નથી એને બદલવાનો પ્રયત્ન કરે છે. પરિણામ શું આવે છે? એ પોતે જ હાંસીપાત્ર થઈ જાય છે. એવું જ સ્વાતંત્ર્યવાળાનું હોય છે. આપણા આ રાષ્ટ્ર વિશે મારે કોઈ જ ફરિયાદ નથી. રાજ્ય તો બરાબર જ ચાલે છે. લોકોને સમાન સુખસગવડ ને સમાન સંપત્તિ મળે છે. વધારે શું જોઈએ? સરકાર અન્ન આપે છે, ઘર આપે છે, દવાદારૂ આપે છે – પણ મારે એન્જિનિયર થવું હતું. અને મને પરવાનગી જ ન મળી.'

'એમાં તે શું – સરકાર શું કામ, કેટલાકનાં માબાપ પણ એવું જ કરે છે. હવે આમ જુઓ. એન્જિનિયર જ થવાની હઠ માણસે શું કામ કરવી જોઈએ?'

'કેમ ન કરવી જોઈએ?'

'હું કહું છું ન કરવી જોઈએ. કારણ કે એકલો એક માણસ એન્જિનિયર ન જ થઈ શકે. એ જ પ્રમાણે બધા માણસો પણ એન્જિનિયર ન થઈ શકે. માણસ એન્જિનિયર થયો એટલે જાણે સામાજિક સાંકળની એક કડી બન્યો. અમુક એક વખતે બારથી વધારે માણસો એન્જિનિયર થઈ શકતા નથી. તેરમો સુથાર, ડોક્ટર કે પછી લેખક જ થઈ શકે છે!'

એણે તિરસ્કારથી કહ્યું: 'એટલે જ તમને ટાઇપરાઇટર દેવામાં આવ્યું છે!'

ટાઇપરાઇટરનો આવો અશ્લીલ ઉલ્લેખ સાંભળીને હું ચમક્યો.

એણે કહ્યું: 'જવા દો! અહીંયાંના એકેએક પેશન્ટ પાસે પોતપોતાનું તત્ત્વજ્ઞાન છે જ. પણ બહાર જઈને જીવવાની હિંમત નથી. મેં ભીંત ઠેકીને ભાગી જવાનું નક્કી કર્યું છે.'

'પણ તમને બહાર જઈનેય એન્જિનિયર થવા મળે એ અશક્ય છે. કારણ કે તમને શહેરમાં જવા જ નહીં મળે. અને જંગલમાં એન્જિનિયરનું શું કામ?'

'તમારે ખરેખર સરકારી અધિકારી થવાની જરૂર હતી. અથવા અહીંયાંના ડોક્ટર. તમે અહીંયાં આવ્યા જ શું કામ? તમે કાંઈક ને કાંઈક કરવાનો નનૈયો ભણ્યો હશે. ફક્ત નનૈયો ભણે એને જ અહીંયાં મોકલે છે.'

'મેં ફક્ત બીજાઓની સાથે બોલવાનો જ નનૈયો ભણ્યો. છ મહિના મેં મૌન પાળ્યું.' મેં કબૂલ કર્યું.

'તો જે અર્થમાં આ લોકોના ધ્યાનમાં આવ્યું એ અર્થમાં તમારું બોલવાનું ખૂબ મહત્ત્વનું અથવા ઉપયોગનું હોવું જોઈએ. તમે વક્તા ને એવું બધું હતા કે શું?'

'છિ છિ! ફરિયાદ બહારનાંએ કરી નથી. ફરિયાદ સૌથી પહેલાં મારી પત્નીએ ને

બાળકોએ કરી. એ બધાં મને છોડીને ચાલી ગયાં. પછી મિત્રો ને સગાંસંબંધીઓએ પણ ફરિયાદ કરી.'

'આમાંથી ટાઇપરાઇટરનું સ્પષ્ટીકરણ મળતું નથી.' એણે બારીકાઈથી મારા તરફ જોતાં જોતાં કહ્યું.

હું ફરીથી બેચેન બન્યો. મોટેથી હસવાની કોશિશ કરતાં મેં કહ્યું: 'ના – એટલે કે યુવાનીમાં – હું – એક પ્રકારનો લેખક જ – કહો ને – હતો!'

'માઇ ગોડ! લેખક!' એ થરથર કાંપવા લાગ્યો. પછી તો એ અક્ષરશઃ મારા પગમાં આળોટી પડ્યો. થરથરતાં એણે કહ્યું: 'આઇ એમ સોરી! જેણે માનવીય સંવેદનાના રહસ્યને અવગત કર્યું છે એવા માણસને મેં કાંઈક કહેવાની ધૃષ્ટતા કરી! તમારી દૃષ્ટિ તો સ્થળકાળની આરપાર જોઈ શકતી હશે!'

'હં. એક અર્થમાં એમ કહી શકાય. પણ સ્થળકાળની આરપાર જોવામાં કાંઈ વિશેષ પોઇન્ટ હોતું નથી. ખરું કહું તો સ્થળકાળની આરપાર જોવા જઈએ તો કાંઈ જ નજરે પડતું નથી. મને તો સામેના સ્થૂળ પદાર્થને જોવાનું જ વધારે ગમે છે. એટલે જ મેં લખવાનું છોડી દીધું છે.'

એ ઊભો થઈ ગયો ને એણે કહ્યું: 'તમે જન્મજાત લેખક લાગતા નથી. તમને અહીંયાં મોકલવામાં કાંઈક ભૂલ થઈ લાગે છે. પણ ધારો કે તમે છો અને આ ટાઇપરાઇટરનો ઉપયોગ કરવાના છો તો મારો કેઇસ દુનિયા સામે જરૂર રજૂ કરજો. હું ભાગી જવાનો નથી. તમે કાંઈક લખો એની રાહ જોવાનો છું.' આમ કહીને એ ઇમારતની દિશામાં ચાલવા લાગ્યો.

'અરે પણ –' મેં બૂમ પાડી. પણ એ પાછો વળ્યો જ નહીં. થોડી જ વારમાં એ દેખાતો બંધ થયો.

બાકીના શબ્દો હું ગળી ગયો. ઘાસ સુધ્ધાં મને અતિશય તગતગતું, ઝેરીલું દેખાવા લાગ્યું. વૃક્ષો કતારબંધ સિપાઈઓ જેવાં દેખાવા લાગ્યાં. શબ્દો ગળીને હું પણ પાછો ફર્યો.

રાતે આશરે બાર વાગે બારણું ઉઘાડીને નર્સ અંદર આવી. હું જાગતો જ હતો. સામેના બંધ ટાઇપરાઇટર સામે મીટ માંડીને બેઠો હતો. 'શ્!' હોઠે આંગળી મૂકીને એણે કહ્યું: 'પ્લીઝ! અવાજ કરતા નહીં! મારો જીવ જોખમમાં મુકાઈ જશે.'

'તું અહીંયાં– અત્યારે શું કામ?' મેં એને પૂછ્યું.

'હું તમને મળવા જ આવી છું. તમે લેખક છો. તમારી દૃષ્ટિ સ્થળ ને કાળની આરપાર જોઈ શકે છે. જરા મારી સામે જુઓ. પ્લીઝ. મારા પર આફત આવી પડી છે.'

'કઈ આફત?' મેં કાંઈક ગભરાઈને પૂછ્યું.

'કહું છું. જરા આમ જુઓ.' એણે એનો યુનિફોર્મ ઉતાર્યો. અંદરનાં કપડાં સુધ્ધાં ઉતારી નાખ્યાં. ફક્ત (પગમાંનાં) બૂટ અને ગોઠણ સુધીનાં મોજાં ઉતાર્યાં નહીં. 'દેખાયું?'

'શું?' મેં પૂછ્યું. એનામાં દુનિયાથી નિરાળું એવું કાંઈ જ નહોતું.

'મારી છાતી જુઓ. છત્રીસ ઇંચ,' એણે કહ્યું. 'કમર બાવીસ ઇંચ. હિપ્સ સાડત્રીસ ઇંચ.'

'તુ ખૂબ તદુરસ્ત છે!' મે કહ્યુ
'બસ?' એણે પૂછ્યુ
'અને – અને તને ખૂબ આકર્ષક દેહ મળ્યો છે નારીના દેહના ઉત્તમ લક્ષણ – '
'આ જ' એણે રડમસ અવાજે કહ્યુ 'મારી આ કદરૂપતા તમને પણ દેખાઈ ને? ડોક્ટર મને સાજી કરવા છ વર્ષથી મહેનત કરે છે મને સતત નરજાતીય હોર્મોન્સના ઇન્જેક્શન આપે છે કારણ કે – કારણ કે તો હુ કોઈ પણ પુરુષના પ્રેમમા પડુ એવુ બને તો પછી મારી સમાનતાની કલ્પના જ હતી ન હતી થઈ જાય એવી એમને દહેશત છે પણ હજીયે હુ સાજી નથી થતી મને આપઘાતના વિચાર આવ્યા કરે છે પ્લીઝ, કાઈ તો ઓળખો, શોધો, કહો, લખો '
'એક વાત પૂછુ?' મે કહ્યુ 'તે સકોચ પામ્યા વિના બધા જ કપડા કાઢી નાખ્યા પણ બૂટ ને મોજા કેમ કાઢ્યા નહી? એ જરા વિચિત્ર ન કહેવાય?'
એ થરથર કાપવા લાગી એનો ચહેરો ધોળોધબ થઈ ગયો પણ થોડી જ વારમા એ આપોઆપ શાત થઈ ગઈ જાણે કોઈ મોહનિદ્રામા હોય એમ એણે હળવે હળવે જમણા પગમાથી બૂટ કાઢ્યો પછી ગાર્ટર ઢીલુ કરીને સ્ટોકિંગ પણ કાઢ્યુ
એ એક વિલક્ષણ દૃશ્ય હતુ એને પગે વિશ્વામિત્રની દાઢી જેટલા ઘટ્ટ કાળા, જાડા, ગુચ્છળિયા વાળ હતા બને ગોઠણથી નીચે એ કોઈ પણ પુરુષથીયે વધારે પુરુષ જેવી દેખાતી હતી
'ફક્ત હુ મારા પગ પર ઊભી હોઉ છુ,' એ ગણગણી, 'ત્યારે જ હુ પુરુષ હોઉ છુ તમે મને બાથમા લેશો ને?'
એ ચાલી ગઈ એ પછી કોણ જાણે ક્યારે મે શરીરેથી ચાદર આઘી કરી મારુ માથુ દુખતુ હતુ મારા કપાળની વચ્ચોવચ્ચ હવે ચોક્કસ એક ડીટડી ઊગી નીકળશે એવી મને ખાતરી થઈ
હુ ઊભો થયો કાઈક નિશ્ચય કર્યો ને ટાઇપરાઇટરનુ ઢાકણુ ઉઘાડ્યુ

મે ચમચીકાટા રકાબીમા મૂક્યા ડોક્ટરે નેપકિનથી મો સાફ કર્યુ 'તમારી ઉત્તમ વાર્તા માટે તમને અભિનદન આપવા જોઈએ તમે હવે પાછા બહાર જઈ શકશો ' એણે કહ્યુ 'મને ફક્ત એક વાક્ય જરા ખૂચ્યુ અસબદ્ધ લાગ્યુ '
'કયુ?' મે પૂછ્યુ
'સમતાના ચક્રને વિષમતાના આરા હોય છે એવુ કાઈક એ કલાત્મક લાગતુ નથી અને હા! ખાવાનુ તમને કેવુ લાગ્યુ? એનુ શ્રેય પણ તમને જ મળે છે એક ભાવિ એન્જિનિયરનો સૂપ અને એક અસાધ્ય સ્ત્રીની સ્ટેક? એના પગ જ છેવટે નિરુપયોગી નીવડ્યા કારણ કે એટલો જ ભાગ નોર્મલ હતો!'
મારા તો રૂવાડા ઊભા થઈ ગયા મારા પેટમા પ્રચડ ખાડો પડ્યો અગેઅગમા પરસેવો ફરી નીકળ્યો
– હુ નિષ્કલક રહી શક્યો નહી! નોર્મલ થઈ ગયો!

સતીશ તાંબે
અનુવાદ : અશ્વિની બાપટ
•
## મારી માનીતી પૂતનામાસી

બાવલી એ કાંઈ મારું ઘોડિયાનું નામ નથી કે એનુંયે પૂતનામાસી નથી. તો પણ બધા નળ પાસે અમારે વિશે ચટાકેદાર ચર્ચા કરતાં હોય ત્યારે અમારો ઉલ્લેખ એકંદરે 'બાપૂ' તરીકે કરતા. બાપૂનું કેમ ચાલે છે? બાપૂ આજકાલ ફુલ ફોર્મમાં છે! વગેરે વગેરે. બાપૂ એટલે શું એ સમજાયું ને? બાવલીનો બા અને પૂતનામાસીનો પૂ એટલે બાપૂ.

નામનું કેવું હોય છે જુઓ ને! એક વાર પડ્યું તે પડ્યું. પછી નામશેષ થવાનું નામ જ લે નહીં. આ અમારી ચાલના મોદીનો મોહન જ લ્યો. નાનપણમાં એનું નામ પડી ગયું ટપ્પુ. આજે તો એ કોઈક મલ્ટિનેશનલમાં ડાઇરેક્ટર કે મેનેજર જેવા હોદ્દા પર છે. પણ હજીયે અમારા ચાલવાળાઓ માટે તો એ ટપ્પુ જ છે. એની પત્નીને એનું આ હુલામણું નામ એટલું ખૂંચે છે કે કોઈ એને ટપ્પુ કહીને બોલાવે એટલી જ વાર – એની સાથે એ હાડવેર જ બાંધી લે.

અથવા ઉપરના માળના નળનું જ જુઓ ને! નળ તો આઘો રહ્યો, આજે ત્યાં પાણીનું ટીપુંયે નથી. કોઈ એક જમાનામાં અમારી બેઠા ઘાટની ચાલમાં આજની જેમ ઘરે ઘરે નળ નહોતા. ત્યારે ત્યાં એક મજિયારો નળ હતો. ચાલીની બધી ભાભીઓ, મામીઓ, કાકીઓ ત્યાં પાણી ભરવા, કપડાં ધોવા, વાસણ માંજવા આવતી. અમે બધા છોકરાઓ ત્યાં દેખીતાં જ અડ્ડો જમાવતા – આંખ ઠારવા. અમારા એ અડ્ડાનું નામ પડી ગયું 'નળ'. બેઠા ઘાટની બધી ચાલમાંથી આજે એક દાજી શેઠની ચાલ જ બચી છે. બીજી બધી તોડી પાડીને ત્યાં મોટાં લિફ્ટવાળાં બિલ્ડિંગ ઊભાં કર્યાં છે. દાજી શેઠની વચલી દીકરીએ મિલકતમાં કાયદેસરનો હક માગ્યો છે એટલે એનો સોદો લોચામાં પડ્યો છે. પાછી એ પોતે તો દુબાઈફુબાઈમાં રહે છે. એટલે ચાલવાળા બિચારા લોકોને માટે એને મનાવવાનો કોઈ ઉપાય રહ્યો નથી. જો કે એ બધાએ ચોકડીની જગ્યાએ બાથરૂમ, નળવાળા બાથરૂમ બંધાવી લીધા છે. પણ કહેવાનું એ જ છે કે નળની જગ્યાએ નળનું નામોનિશાન નથી છતાં એની જગ્યા એટલે 'નળ'. હવે બધા બ્લોક કલ્ચરથી એવા ટેવાઈ ગયા છે કે નળ પર સંખ્યા ઓછી રહે છે. તો પણ હજીયે કોઈક કોઈક છબીલા રાતે જમ્યા પછી ટપાકા મારવાનું મન થાય છે ત્યારે નળ પર જ ભેગા થાય છે.

તો આવું હોય છે નામનું પુરાણ. પણ 'નામમાં તે શું છે?' એવું વાક્ય ફટકારનારા લોકોમાં તમારી ગણતરી થતી હોય તો મારી વાત જરૂર વાંચો.

નામ વિશે મારે આટલા બધા વિચાર કરવા પડ્યા એનુ કારણ કદાચ મને ચોંટેલુ ઘૃણાસ્પદ નામ 'બાવલી' હશે ટૂકમા ઘોડિયાના નામ સાથે કોઈ ક્યારેક જ ઠાઠડી ભેગુ થતુ હશે અપવાદ રૂપે એક તો નાનપણમા ઘરના લોકો લાડથી કોઈક નામે બોલાવતા જ હોય ક્યારેક મૂળ નામને ટૂકુ કરવાથી જ પતતુ હોય તો ક્યારેક કોઈક અવનવુ ખાસ નામ પડી જતુ હોય લટકામા રાવ/સાહેબ/સર/જી એવી ઉપાધિ ઉમર પ્રમાણે, મોભાપદવી પ્રમાણે વળગતી હોય એ અલગ એક નામચીન ઉદાહરણ એટલે 'નામદાર શરદચદ્ર પવાર સાહેબજી!'

મને સતત લાગ્યુ છે કે 'નામમા તે શુ છે?' એ એક અધૂરુ અવતરણ છે એનો બાકીનો ભાગ એવુ સૂચવતો હશે કે બધો મહિમા હુલામણા નામમા જ છે અને મને સ્વાનુભવથી એવુ લાગે છે કે કેવળ નામથી – અથવા હુલામણા નામથી – લોકોમા પ્રસરેલા નામથી કોઈકોઈના જીવનમા ભારે ઊથલપાથલ થતી હોય છે જો અધ ધૃતરાષ્ટ્ર અને તેની અધાનુકરણી પત્ની ગાધારીના ત્રિઅકી સખ્યાના બાળકોના નામ 'દુ' પરથી ન પાડ્યા હોત તો મહાભારત થયુ જ ન હોત બિચારા આપોઆપ સારા, સદાચારી બન્યા હોત!

'બાવલી' નામનો ઇતિહાસ તપાસતા મને એક પ્રસગ બરાબર યાદ આવે છે ગિલ્લીદડો કે એવુ કાઈક રમતી વખતે મારા પર દાવ આવ્યો હતો દાવ એટલે પરાજિતને થયેલી શિક્ષા જે હાર્યો હોય એણે લગડી કરીને કેટલેક સુધી જવુ પડે એની પિદોડી કરીને બાકીના બધા એની પાછળ હુરિયો ઉડાડતા જાય ને બોલતા જાય

લગડી મારી બાયડી,
એને વળગ્યો ઘોડો

એક વાર મારા પર દાવ આવ્યો ત્યારે મને યાદ છે એ પ્રમાણે લોટલીકરનો રમેશ જોરજોરથી બોલતો હતો

લગડી મારી બાવલી,
એને વળગ્યો ઘોડો

કોણ જાણે કેમ પણ ત્યારથી મારુ નામ બાવલી પડી ગયુ આ પહેલા પણ મારા 'તતોતત'ના ઉચ્ચાર પરથી 'ટટોટટ', મારા સૂકલકડી બાધા પરથી 'સાઠીકડી' કે 'લોખડી' કે ચાલવાની ઢબ પરથી 'બળદિયો' એવા એવા નામ પડ્યા હતા પણ એ કાઈ ખાસ ટક્યાં નહી પણ 'બાવલી' બરાબર બેસી ગયુ છે ને એવુ ચીટકી ગયુ છે કે ઠેઠ સુધી ચીટકેલુ જ રહેશે

સાચુ કહુ તો 'બાવલી' કાઈ રમેશની શોધ નહોતી. એ દિવસોમા હુ ટ્રેઇનમા બેસીને સ્કૂલે જતો ટ્રેઇનમા એક ધોતીદાર ગુજરાતી 'કાકા' મને એકદમ અડીને ઊભા રહેતા ગીરદી વધે કે તરત એમનો હાથ મારી ચડ્ડીમા સરકતો મને એની જેમ બીક લાગતી તેમ કાઈક અકળ ખેંચાણ પણ થતુ એ ડોસાનો હાથ ક્યારેક છેક ત્યા સુધી પહોંચી જતો એ મારી સાથે ઠેઠ મરાઠીમા વાત કરતા મને પીપરમેટ આપતા અને મારે ગાલે હળવેકથી ચૂટિયો ભરતા અને કહેતા 'તુ તો મને ડીગલી અટલે ડોલ જેવો લાગે છે '

એ ડોસાના ચાળા પછી તો એવા વધ્યા કે મને એની બીક જ લાગવા માડી એ

દેખાતા તો એકદમ સાદાસીધા. કપાળે ટીલાંટપકાં કરતા. એક વાર મારે કોઈક કામે – મોટે ભાગે ફૂલ લેવા કે ડેન્ટિસ્ટને દેખાડવા – રવિવારે ટ્રેઇનમાં જવાનું થયું. ને મારા મનમાં પહેલો વિચાર એ આવ્યો કે આજે તો 'કાકા'ની બીક નથી. વળી ગાડીમાં ગિરદી પણ નહીં હોય. પણ હું રોજની ગાડીમાં ચડ્યો ન ચડ્યો ને જોયું તો કાકા તો હાજર. મને જોઈને એમણે એમનું અકળ સ્મિત કર્યું. ને કહ્યું: 'આવ ડીકરા, બેસ અંઈયાં.' મેં હિંમત ભેગી કરીને પછીના સ્ટેશને ચાલતી ગાડીએ કૂદકો માર્યો ને પછીની ગાડી પકડી લીધી. તોય મનમાં બીક લાગતી હતી કે ક્યાંક પછીના કોઈક સ્ટેશને 'કાકા' મને પકડી પાડશે. મને એમ જ લાગતું હતું કે 'કાકા' મારી પાછળ જ ઊભા છે.

એ દિવસે કોણ જાણે કેમ મેં રમેશને બધી વાત કરી દીધી. એની સ્કૂલ એના ઘરની પાસે જ હતી એટલે એને ટ્રેઇનની મુસાફરીની જરા જેટલીયે ખબર નહોતી. એટલે મારી વાત એને ખૂબ જ રોમાંચક લાગી હોવી જોઈએ. 'તું તો મને ડોલ જેવો લાગે છે'– કાકાનું આ વાક્ય એને આમેય ગમી ગયું. એણે કહ્યું: 'આપણે ત્યાં પેલો સિનેમાવાળો આવે છે ને? બમ્બઈકા ગેટ વે ઓફ ઇન્ડિયા દેખો, દિલ્હીકા કુતુબમિનાર દેખો – એના ખોખાની ઉપર એક બાવલી ઝાંઝ વગાડતી હોય છે – એ બાવલી જોતાં વેંત મને થાય કે તું અસલ એના જેવો જ દેખાય છે.'

લંગડી રમતી વખતે મારો પોઝ જોઈને એને આ બધું યાદ આવ્યું હશે. એટલે જ એ જોરજોરથી બોલ્યો:

લંગડી મારી બાવલી;

એને વળગ્યો ઘોડો.

આમ તો રમેશ ગુજરાતી કાકાવાળી એ વાત કોઈને કહી ન દે એ માટે મેં એને ખૂબ ભાવતાં શંકરની ગાડીનાં વડાંપાંઉ ખવડાવ્યાં હતાં. એ પછી જેમ જેમ બીજા બધા મને મન ફાવે ત્યારે બાવલી કહેવા માંડ્યા તેમ તેમ મને રમેશ પર ચીડ ચડવા માંડી. મેં એને વડાંપાંઉ યાદ કરાવ્યાં તો એણે કહ્યું: 'મેં ક્યાં એ કાકાવાળી વાત કોઈને બી કહી છે!'

મેં કહ્યું: 'બાવલી, ડોલ – આ બધું એ વાતમાંથી જ આવ્યું છે ને?'

રમેશિયાએ તો કહ્યું: 'મારી બા હંમેશાં કહે છે કે રોકડેનો વિજય ખરેખર તો છોકરી બનીને આવવો જોઈતો હતો. ભૂલમાં ને ભૂલમાં છોકરો બનીને આવ્યો છે.'

(અરે હાં. હજી સુધી મેં તમને મારું સાચું નામ કહ્યું જ નથી. હું વિજય રોકડે.) એ સાંભળ્યા પછી મેં એ વાત ત્યાં જ અટકાવી દીધી. વાતનું વતેસર થાય એની કોણ જાણે મને બીક લાગી કારણ કે પછી મને યાદ આવ્યું કે મારી બા પણ મને હંમેશાં આ જ કહેતી હતી.

ત્યારે થતું એવું કે આડોશપાડોશની ભાભીઓ, મામીઓ, કાકીઓ સાથે મને ખૂબ ગમતું. કામ આટોપીને એ બધી ભેગી બેઠી હોય ત્યાં હું એમની વચ્ચે જઈને બેસતો. એમની ગપસપમાં મને ખૂબ મજા પડતી. એમના રંગે રંગાઈને હું 'માનીતી રાણીના અભાવા' જેવાં ખાસ સ્ત્રીઓનાં ગીત એમની હલકથી જ ગાતો. એમાં એ બધીને પણ મજા પડતી; મને પણ એ બધી એમનામાંનો જ એક માનતી. એક પોરસીલી કાકીએ તો મારા વાળ વધ્યા ત્યારે વચ્ચે સેંથો પાડી ચોટલોય ગૂંથ્યો. એમાં વેણી પણ બાંધી. ચોટલો

ગૂંથતાં એણે મને પોતાની એકદમ અડોઅડ બેસાડ્યો. મારી પીઠ સાથે એનાં અંગ હળવેથી અડ્યાં ત્યારે મારા શરીરમાં એવી તો ઝણઝણાટી થઈ. એ હજીયે એવી ને એવી યાદ છે. આ મારા પુરુષત્વનો પુરાવો છે! પછી એણે મારે કપાળે ચાંદલો કર્યો, અરીસામાં દેખાડીને રજનીકાકીએ મને કહ્યું: 'જો વિજિયા ... તું વિજયા હોત તો તું આવો જ દેખાતો હોત! અને પછી એ બધી મને લાડથી આંખ ભરીને જોતાં જોતાં, સંતોષ પામતાં પામતાં હસવા માંડી. એ બધી મારી બાની બહેનપણીઓ જ હતી છતાં આ ઘડીએ જે કાંઈ થઈ રહ્યું હતું એ મારી બાને ખટકતું હતું. એટલે એણે મને જરા ફોસલાવીને ત્યાંથી બહાર મોકલી દીધો. નહીં તો હું પાંચીકા એવા સરસ રમતો કે બધા દંગ થઈને જોઈ જ રહેતા. પણ બાએ એ બધું જ બંધ કરાવ્યું. ત્યારથી હું લખોટી, ગિલ્લીદંડો, ક્રિકેટ, હુતુતુ જેવી રમત રમતો થયો ... મારા પર ભલે ને દાવ આવતો.

મારી બાની નાખુશી એ બધીને જણાઈ જ હશે કારણ કે એમણે આસ્તે આસ્તે મારાથી આઘા રહેવા માંડ્યું. મને બાવલી કહેતા તો પણ હું છોકરાઓની સાથે ઊઠવાબેસવા માંડ્યો. તો પણ ક્યારેક હદબહાર ખીજવવા માંડે ત્યારે એ ભાભીઓ, મામીઓ, કાકીઓ સાંભરતી. થતું કે એ દિવસો જ સારા હતા. મને બધા કેટલા લાડ કરતા!

એવામાં અમારી સામેની ચાલમાં એક અવનવી ભાડૂત આવી. એક ત્રીસપાંત્રીસની એકલીઅટૂલી સ્ત્રી. ધીંગીધબડી, બેડોળ, કાંઈક કદાવર બાંધાની. બધાને થયું કે એનો કુટુંબકબીલો પાછળથી આવવાનો હશે. પણ પછી એણે જ કોઈકને કહ્યું: 'હું તો એકલશૂરી છું.'

એમ તો અમારી ચાલમાં બેચાર એકલી રહેનારી સ્ત્રીઓ હતી. પણ એ વૃદ્ધ વિધવાઓ હતી. એકબે પ્રૌઢ કુમારિકાઓ પણ હતી. પણ એ એમના ભાઈના ઘરે રહેતી હતી. એકલી સ્ત્રી ભાડૂત આ પહેલી જ હતી. એમાંય એનાં વાણીવર્તન એવાં હતાં કે એને જોતાં જ સમજાઈ જાય કે એ બીજી સામાન્ય સ્ત્રીઓના જેવી નથી. એક તો એનો બાંધો પુરુષ જેવો જ હતો. એ ઉપરાંત એ એકદમ પુરુષના જેટલી સફાઈથી તંબાકુ પણ ખાતી. દેખીતાં જ એને બીજી સ્ત્રીઓની જેમ ભાભી, મામી કે કાકી કહીને બોલાવવામાં આવી નહીં. એનો ઉલ્લેખ બધા 'ઢાંઢો' કહીને કરવા માંડ્યા.

એ આવી ને પાંચસાત દિવસમાં જ ગોકળઆઠમનો તહેવાર આવ્યો. અમે એને ત્યાં ફાળો ઉઘરાવવા ગયા. અમે કહ્યું: 'દસ રૂપિયા આપો.' એણે કહ્યું 'હું ત્રણ રૂપિયા દઈશ. એનાથી વધારે મારાથી દઈ શકાય એમ નથી.' અમે તો જરા બૂમાબૂમ કરવા માંડી એટલે એણે ભાયડાછાપ અવાજે કહ્યું: 'લેવા હોય તો લ્યો, નહીં તો અહીંથી ટળો.' અને બારણું બંધ કરવા માંડી ત્યારે અમે 'ત્રણ તો ત્રણ' એમ વિચાર્યું ને પહોંચ બનાવતાં બનાવતાં એનું નામ પૂછ્યું. ત્યારે એણે કહ્યું: 'લખો, વચ્છી ઘાટી.'

નામ જરા અવનવું લાગ્યું એટલે કોઈકે પૂછ્યું: 'ઘાટે, ઘાટી કે ઘાડી?'

'કહ્યું ને, વચ્છી ઘાટી.'

એણે જવાબ કાંઈક એવા કડક અવાજમાં આપ્યો કે અમે તો ચૂપ જ થઈ ગયા. પછી જ્યારે અમે આ વાત વડીલોને કહી ત્યારે એમણે કહ્યું કે વચ્છી એટલે વત્સલા હશે. પણ ઘાટી અટક તો પહેલી જ વાર સાંભળી. ભલે, હોઈ શકે. અટક કાંઈ પણ હોઈ શકે. ક્યાંક

તટ્ટુ એવી અટક પણ સાંભળી છે. તો ઘાટી શું કામ ન હોય?

હા, ત્યારથી એનું નામ પડ્યું ઘાટણ.

ઘાટણે અમને ભલે ત્રણ જ રૂપિયા આપ્યા. પણ માટલી ફોડવાને દિવસે એણે અમને ગોવિંદાઓને એવા મસ્ત પૌંઆ આપ્યા કે અમે બધા એના પર ખુશ ખુશ થઈ ગયા. એ પૌંઆએ તો ઘાટણ વિશેનો અમારો મત જ બદલી નાખ્યો. મને તો એ પહેલેથી જ ગમી ગઈ હતી. ઘાટણનું એવું હતું કે એ મોટી ઉંમરની સ્ત્રીઓ સાથે ખાસ સંબંધ રાખતી નહોતી. પણ અમારી છોકરાઓની સાથે હસતીરમતી હતી. ઘાટણની પહેલાં ત્યાં એક અત્રે નામનું કુટુંબ રહેતું હતું. અમારો બોલ જો એમના ઘરમાં જતો તો અચૂક ગિરફતાર થઈ જતો ને બીજે દિવસે અમને ફાટેલોતૂટેલો મળી આવતો. ઘાટણે આવું એક વારેય કર્યું નહોતું. બહુ બહુ તો આટલું જ કહેતીઃ 'જુઓ હોં' મને વાગી જશે ને તો તમારે જ મને ડોક્ટરને ત્યાં લઈ જવી પડશે. હું તો સાવ એકલી જ છું!'

ઘાટણનું આમ એકલું રહેવું અમારી ચાલના વડીલોને ખાસ ગળે ઊતર્યું નહોતું. પછી તો એમણે ઘાટણ વિશે ધીમે ધીમે માહિતી ભેગી કરવા માંડી.

કોઈ બાતમી લાવ્યું કે ઘાટણનાં તો લગન થઈ ગયાં છે. પણ એના વરે એને છોડી દીધી છે.

ઘાટણને આવું પૂછવાની આમ તો કોઈ હિંમત સરખી કરતું નહોતું. એવો એનો રોફ હતો. એના વ્યક્તિત્વમાંથી, એના બોલવાચાલવામાંથી એ સતત પ્રગટતો હતો. પરંતુ કેટલાક દિવસ પછી ઘાટણે પોતે જ પોતાને મોંઢે એનો ખુલાસો કર્યો.

વાત એમ બની કે અમારી ચાલમાં એક રમાકાંત નામનો પૈસાદાર માણસ રહેતો હતો. ખરેખર તો એ પણ ક્યાંક કારકુન જ હતો. પણ વતનમાં એની ખેતીવાડી હતી, સાસરું શ્રીમંત હતું. એમાં વળી એની પત્ની એના માબાપની એકની એક દીકરી હતી. રમાકાંત દેખાવમાં રાજકુંવર જેવો હતો. એટલે આખી ચાલમાં આપોઆપ એનો વટ પડતો હતો. એના તાલે તાલે બધા નાચતા હતા. એની પાસે બુલેટ બાઇક હતી. કમ્પાઉન્ડની બહાર જવાના રસ્તે મજિયારું સંડાસ હતું ત્યાં એ બાઇક ઊભી રાખતો હતો. લોકોને સાંકડા રસ્તે આવતાં જતાં બાઇક હંમેશાં નડતી હતી. ઘાટણ પહેલેથી જ જાડી લઠ્ઠ હતી એટલે એને વધારે ત્રાસ થતો હતો. એક દિવસ એણે રમાકાંતને કહ્યું: 'દાદા, તમારી બાઇક બીજે ક્યાંક મૂકો ને! આવતાંજતાં ત્રાસ થાય છે. સાડી ભરાઈ જાય છે.'

રમાકાંતને આજ સુધી આવો વિરોધ સાંભળવા મળ્યો નહોતો. એટલે એણે તોરમાં ને તોરમાં કહ્યું: 'હું ફાવે ત્યાં રાખીશ. એ કાંઈ કોઈના બાપની જગ્યા નથી. મજિયારી જગ્યા છે. ચાલ, ચાલતી થા.'

આ સાંભળીને ઘાટણે કહ્યું: 'તારા બાપનીયે નથી, એય મડદા!'

આમ બાઝંબાઝી ચાલતી હતી ત્યાં તો આસપાસના લોકો ભેગા થઈ ગયા. રમાકાંતને પડકારવો એ જ આ ચાલમાં મોટી વાત હતી.

રમાકાંતે કહ્યું: 'એ રાંડ, બાપ પર જવાનું નથી. છાનીમાની ઘરે જા.'

ઘાટણે મોટરબાઇકને એવો તો ધક્કો માર્યો કે એ એકદમ ઊથલી જ પડી. ડાબો હાથ કેડે ટેકવીને ઘાટણ તો ત્યાં ને ત્યાં જ ઊભી રહી. રમાકાંત માટે આ બધું અણધાર્યું બન્યું

હતુ ગુસ્સામા એ ઘાટણ તરફ ધસ્યો એ સ્ત્રીની જાત હતી એટલે એનો હાથ એટલી ચપળતાથી ઊપડ્યો નહી. એણે બાઇકમાથી પેટ્રોલની રેલો નીકળતો જોયો એ પહેલા એ બાઇક ઊભી કરવા વળ્યા આ તક જોઈને ઘાટણે એની પીઠમાં જોરદાર ધબ્બો માર્યો. રમાકાત આ આઘાતથી હચમચી ગયા ચત્તોપાટ પડી ગયો. પછી ઘાટણ ત્યાંથી ચાલી ગઈ ને ઘરમા જતી રહી.

ચાલમા પહેલી વાર રમાકાતની રેવડી દાણાદાણ થઈ. રમાકાતથી આ સહન થઈ શકે એમ જ નહોતુ એ ખરુ કે એને પોલીસમા ઓળખાણ હતી. એણે તરત જ પોલીસચોકીમાં ફોન કરવા માડ્યો એ દિવસોમા મહિલા પોલીસ નહોતી એટલે હવાલદાર જ આવ્યો. એમ તો અમને છોકરાઓને રમાકાત પર ખુન્નસ હતુ જ. અને ઘાટણ સાથે અમારે સારું જામતુ હતુ એટલે અમારામાથી કેટલાકે જઈને ઘાટણને કહ્યુ કે 'તમે ભાગી જાઓ. પાલીસ આવે છે '

પણ ઘાટણ કોનુ સાભળે ? પાલીસનુ નામ સાભળીને એને પોરસ ચડ્યો. એણે કહ્યુઃ 'તમે આટલુ જ કરો રમલાની બાઇકને લીધે આવવાજવામા ત્રાસ થાય છે એટલું જ પોલીસને કહો બાકીનુ હુ સભાળી લઈશ.'

પત્યુ પોલીસે રીતસરની તપાસ કરીને ઘાટણને કહ્યુ 'ચાલો અમારી સાથે. સાહેબે તમને ચોકીએ બોલાવ્યા છે '

ઘાટણ કહે· 'ચાલો, ચાલો મારો વર મને ક્યારેય ફરવા નથી લઈ ગયો. મિયાંની મીદડીની જમ ભાગી ગયો ચાલો, હવે તમારી સાથે ફરવા મળશે !'

ઘાટણનુ બોલવુ સાભળીને ફક્ત અમને જ નહીં, પોલીસને પણ હસવુ આવ્યુ. આવી સ્ત્રી એમને કદાચ ક્યારેય જોવા નહીં મળી હોય. પોલીસચોકીમા શુ થયું કોણ જાણે ! પણ દોઢબે કલાકમા જ ઘાટણ વિજયી વીરના જુસ્સાથી પાછી આવી અને રમાકાતની બાઇક એ સાકડા રસ્તા પર મૂકવાનુ બધ થઈ ગયુ.

દખીતા જ ચાલમા રમાકાતનો ભાવ થોડો ઊતરી ગયો ને ઘાટણનો રોફ ચડી ગયો.

મને પણ રમાકાત પર કાંઈક ગુસ્સો હતો કારણ કે મને બાવલી કહીને ખીજવતા છોકરાઆન એ ચડાવતો હતો. ઉપરથી મને કહેતોઃ 'અત્યારથી બ્લેડ ઘસવા માડ, નહી તો દાઢીમૂછ દેખાવાના સાસા પડશે.'

દેખીતા જ હુ તો એ દિવસથી ઘાટણને મનમા ને મનમા વચ્છીમાસી કહેવા માંડ્યો. એક દિવસ વખાણ કરતો હોઉં એવા અવાજે મેં એમને પૂછ્યુઃ 'વચ્છીમાસી, તમે પોલીસને કઈ રીતે પટાવી લીધા ?'

વચ્છીમાસીએ કહ્યુઃ 'પોલીસચોકીમા હુ કાઈ પહેલી વાર ઓછી ગઈ હતી ?' મારા વર સાથે મારામારી થતી ત્યારે કાઈ કેટલીયે વાર ગઈ હતી પોલીસચોકીમા. આખરે એ જ બે પગ વચ્ચે પૂછડી ઘાલીને ભાગી ગયો.'

ઘાટણનુ ખુલ્લંખુલ્લા બોલવાનુ સાભળીને હુ તો દગ જ થઈ ગયો. એમ તો અમારા પાડાશના કિરાણે મેડમનો વર પણ બે વરસથી ગાયબ જ છે પણ એ તો કહે છે કે એ દુબાઈ ગયો છે. પણ કેટલાકને એ રત્નાગિરિમા દેખાયો હતો. એકદમ ભરોસામદ બાતમી!

ઘાટણ ખરેખર કાંઈ પણ ખુલ્લંખુલ્લા કહી શકતી. પછી એણે મને ખુશ થઈને કહ્યું: 'તને કહું છું બાવલ્યા, આ દુનિયા આવી જ છે. આપણે જો મૂંગા બેઠા ને, તો લોકો માથે જ ચડી બેસવાના. કેટલાક માના ધણીને ખરી જગ્યાએ મારીએ ને, તો જ લાઇન પર આવે. હું અહીંયાં રહેવા આવી ત્યારે મેં નક્કી જ કર્યું હતું કે અહીંયાં જે સુલતાન હોય એને જ સીધો દોર કરવો એટલે બીજા બધાની બોલતી બંધ થઈ જાય. થોડા દિવસમાં જ મને સમજાઈ ગયું કે અહીંયાં રમલો ભારે રુઆબ મારે છે. ત્યારે જ મેં નક્કી કર્યું કે એને જ ઝપટમાં લેવો એક દિવસ. એમ તો થોડીક બીક લાગતી હતી મને પણ. ના, ના કહેતાંય હું બાઈ માણસ છું. એ બી એકલી. પણ થયું કે હાથ તો અજમાવી જોઉં. રમલો તો સાલો સાવ ફોશી નીકળ્યો. એમાં જ હું જીતી. પોલીસચોકીની મને જરાય બીક લાગતી નથી.'

ઘાટણની એક વાત મને બરાબર સમજાઈ હતી. અમથી અમથી એ કાંઈ ગાળો બોલતી નહોતી. પણ એક વાર જો એનું ફટક્યું તો એ બરાબરનું મોં ઉઘાડતી ને પછી તો નાળામાંથી વહેતા પાણીમાં પ્લાસ્ટિક, ડાળડાંખળાં વગેરે તણાતાં આવે એટલી સહેલાઈથી એમાંથી ગાળો ઊભરાતી. વાત નીકળી જ હતી એટલે એનો લાભ લઈ મેં ઘાટણને પૂછ્યું: 'વચ્છીમાસી, તમારાં લગન થયાં છે ?'

એણે કહ્યું: 'લગન થયાં હોય એથી શું થઈ ગયું ? કોઈના ભી થાય છે. સુખી થવાનું કઠણ હોય છે. મારો વર જો ને, ભાગી ગયો ને ! મને તો એક છોકરું પણ થયું હતું.'

આ સાંભળીને હું હબક ખાઈ ગયો. 'તો છોકરું ક્યાં છે ? વર લઈ ગયો ?'

ઘાટણે કહ્યું: 'વર નહીં, ઉપરવાળો લઈ ગયો. ત્યારે એ ખૂબ રડ્યો હતો. દૂધ પીતાં પીતાં જ મરી ગયો. ત્યારથી એ ચાલમાં મારું નામ પૂતનામાસી પડી ગયું ! આખરે ત્યાં રહેવા જેવું ન રહ્યું. એટલે અહીંયાં આવી. હવે અહીંયાંથી ક્યાંય ખસવાની નથી.'

ઘાટણની વાત સાંભળીને જાણે મારા જીવમાં જીવ આવ્યો. કોણ જાણે કેમ પણ કેટલાક મહિના પહેલાં જ આ ઘાટણ ચાલના બધા જ લોકોમાં મને સૌથી નજીકનું માણસ લાગી હતી.

અમારી ચાલનાં મોટેરાંઓમાં એ જોરદાર ચર્ચાનો વિષય બની ગઈ હતી. એના વિશે કેટકેટલી વાતો થતી ! ઘાટણ કઈ રીતે એનું ઘર ચલાવે છે એવો સવાલ ઘણાને મૂંઝવતો. એ કાંઈ કામધંધો કરતી હોય એવું તો દેખાતું નહોતું. તો પૈસા ક્યાંથી લાવતી હશે ? કોઈક કહેતા કે વરને લૂંટી લીધો હશે છિનાળે. નહીં તો બાપદાદાના પૈસે નભતી હશે. કોઈ કહેતા કે વ્યાજવટાવ કરે છે. શાકવાળી, જૂનાં કપડાંવાસણવાળી – આવી સ્ત્રીઓને સવારે દસ રૂપિયા દે છે ને સાંજે બાર રૂપિયા લે છે. એનાથી એનું ગાડું ચાલતું હશે. અને એક વાત તો સાચી જ હતી. વચ્છીમાસીને ઘરે આવી ફેરીવાળી સ્ત્રીઓ ઘણી આવતી હતી. ગાયને ચારો નાખવાવાળી સ્ત્રીથી માંડીને બીજી ઘણી. એમની સાથે મજાકમશ્કરી, હાહાહીહી ચાલ્યા જ કરતાં. પણ પૈસાની આપલે મને ક્યારેય જોવા મળી નથી. કોઈક કોઈક તો હજીયે આગળ વધીને કહેતા કે ઘાટણ ધંધો કરે છે, છોકરીઓ પૂરી પાડે છે, વગેરે વગેરે !

વચ્છીમાસી વિશેની આ બધી વાતો હું એકદમ રસથી સાંભળતો. મને ભલે ને કોઈ બાવલી કહીને ચાહે તેટલું ચીડવે, ભલે ને દાઢીએ એક કોંટોય ન ફૂટ્યો હોય અને હોઠે એકાદ મૂછનો દોરો જ ફૂટ્યો હોય તો પણ મને અચૂક કાંઈક ઝણઝણાટી તો થતી જ હતી.

મારો દેખાવ ભલે ને સ્ત્રી જેવો હોય પણ મારુ શરીર તો પુરુષનુ જ હતુ ને! નળ પર આવી ટાહ્યલી વાતો થાય ત્યારે કોઈક અચાનક કહેતુ 'સાલા બાવલીને સારુ છે, એના મગજને આવો ખોરાક જ ખપતો નથી!' આવી વાતનો હુ વિરોધ તો કરતો જ પણ કોઈ એને ગણકારતુ જ નહોતુ ઊલટુ કોઈક બોલતા બોલતા વધારે જોશમા આવી જાય તો એનો હાથ ક્યારેક મારા માથા પર ફેરવવા માડતુ

ઉમરમા આવતા જ મને સમજાયુ કે 'બાવલી' નામ મને ખૂબ જ ગૂગળાવે છે આમતેમ કરતા કરતા એ છેક મારી સ્કૂલ સુધી પ્રસરી ગયુ હતુ એમા પાછા મને દાઢીમૂછ ફૂટ્યા નહોતા એટલે આગમા તેલ રેડાયા જેવુ થયુ હતુ રમાકાતે કહ્યુ હતુ એટલે નહી પરતુ આમતેમથી સાભળીસાભળીને હુ ચહેરા પર રેઝર ફેરવતો હતો પણ એથી કાઈ વળતુ નહોતુ પછી મન નહોતુ તોય હુ સિગરેટ પીવા માડ્યો આમેય નળ પરના છોકરાઓ આખમાથી ધુમાડો કાઢવાના બણગા ફૂકીને મને અચૂક બકરો બનાવતા હતા એટલે મે નક્કી કર્યુ હતુ કે હુ સિગરેટ પીવા માડીશ તો આ સતાપમાથી બચી જઈશ ને પુરુષ હોવાનુ એક લક્ષણ મારે ખાતે જમા થશે

સિગરેટ પીવા માડ્યા પછી બેચાર વર્ષે હુ ક્યારેક ક્યારેક દારૂ પણ પીવા માડ્યો ઘરમા મારા નામની મોકાણ વધી ગઈ પણ મારે માટે કોઈ આરો જ નહોતો સિગરેટ તો ઠીક, એમા 'બેદરકારી' સિવાય કાઈ ગણી શકાય નહી દારૂ પીને જે લવલવ કરવા મળતી એનાથી ઘણુ ઘણુ સાધી શકાતુ હતુ બાવલીપણાને લીધે મનમા જે સતાપ થતો હતો એ બધો નશામા ને નશામા ઠાલવી નાખતો એટલે કે નળ પરના જે ટાર્ગેટ બનતા એ પોતે પણ એન્જોય કરતા હતા

એક વાર હુ એટલો બધો ટાઇટ થઈ ગયો કે નળ પર જ લાકડા જેવો થઈ ગયો આવી હાલતમા મને ઘરે ક્યાથી લઈ જાય છોકરાઓએ ઘરે કોણ જાણે કેવી ધાપ મારી એ તો એમને ખબર પણ અરધી રાતે જ્યારે હુ જાગી ગયો ત્યારે ભાન થયુ કે હુ વચ્છીમાસીના ઘરમા હતો હુ ખાટલા પર સૂતો હતો ને એ નીચે શેતરજી પર સૂતી હતી કપડાનુ ભાન એને પહેલેથી જ ઓછુ હતુ કેટલીયે વાર એ સાડી એટલી ઊચી ખોસતી કે એની પિડી છેક ગોઠણ સુધી ખુલ્લી દેખાતી ચાલની સ્ત્રીઓ એને વિશે વાત કરતા હમેશા નાક મરડતી 'ઢાઢાની છાતી ક્યા ને પાલવ ક્યા!' એ રાતે પણ એના કપડાનુ કાઈ ઠેકાણુ નહોતુ મારો નશો હવે ઊતરવા માડ્યો હતો ને પેટમા આગ ભડકવા માડી હતી ઘડીક થયુ કે વચ્છીમાસીને જગાડુ, ખાવાનુ માગુ પણ મારી આખ એના અગોને પસવારતી જ રહી બધ બારણે એકલી સ્ત્રી સાથે સૂવાનો પ્રસગ પહેલી જ વાર આવ્યો હતો મનમા ક્યાક આ વિચાર પણ ઘુમરાતો હતો કે લોકો કહે છે કે વચ્છીમાસી ધધો કરે છે

પહેલા તો મે હળવેથી સાદ કર્યો 'વચ્છીમાસી!'

પછી અવાજ ધીમે ધીમે ઊંચો કરી પાછો બેત્રણ વાર સાદ કર્યા માસી તો ભરઊંઘમા હતી

એના રૂપરગ બેઢગ છે એમ મને ત્યારે પણ લાગતુ હતુ પણ છતા એના સ્ત્રીદેહથી હુ થોડો ભરમાયો હતો મે હળવેથી એની કોણીને હાથ અડાડી એને હલાવવાની કોશિશ

કરી. ધીમે ધીમે મારી પકડ મજબૂત થતી ગઈ ત્યારે એ માંડ હલી. ત્યારે મને એક વાત યાદ આવી.

વરસેક પહેલાંની વાત. હું લગેજના ડબ્બામાં મુસાફરી કરતો હતો. ત્યાં એક ઠસ્સાદાર કોળણ ઊભી હતી. હું ધીમે ધીમે એની નજીક સરકી ગયો. એણે જે કડી પકડી હતી તે જ કડીમાં મેં હાથ નાખ્યો. આપણે પણ એના ગામના જ છીએ ને, એવા તોરમાં. ચહેરા પરથી તો હું બાવલી જ દેખાતો હતો. કોળણનો હાથ જરાય હાલ્યો નહીં. થોડીક મિનિટમા જ હું મારી લાગણી મારી હથેળીમાંથી એના પંજા પર વહાવવા માંડ્યો. તો પણ કોળણમા કાંઈ ફેર પડ્યો નહીં. ઊલટો હું ઉશ્કેરાતો ગયો. છેવટે મેં મારી વચલી આંગળીથી એના હાથ પર ઘસ્યા જેવું કર્યું. કોળણનો હાથ ફટ દઈને કડીમાંથી બહાર નીકળ્યો. હવે એ હાથ મારા પર ધમધમાટી બોલાવશે એ બીકમાં ને બીકમાં મેં આંખો મીંચી દીધી. પણ હું તો અચરજથી આભો બની ગયો. મારા સ્પર્શે શું કર્યું એ તો કોણ જાણે. મેં આંખો મીંચી ન મીંચી ત્યાં જ કોળણનો હાથ એકદમ મારા ખભા પર આવી ગયો. મારા કાનની બૂટ ધગધગવા માંડી. પછીનાં બેચાર સ્ટેશન સુધી હું કોળણની સાથે એવી રીતે વર્ત્યો કે જાણે ગાડીમાં હું ને કોળણ સિવાય બીજુ કોઈ જ નહોતું.

ઘાટણે મારો હાથ ઝાટકીને કહ્યુ: 'સૂઈ જા છાનોમાનો. તને નશો ચડ્યો છે.'

મેં પછી નશાના અવાજમાં જ કહ્યું: 'મને તું જોઈએ છે. તું ... તું ... '

ઘાટણ એકદમ જાગી ગઈ. હું જરા મૂંઝાયો. પછી ગાંડાની જેમ મેં કહ્યું: 'તું ધંધો કરે છે ને ... બધા જ કહે છે ... તો દુનિયા આખીને કહી દે કે બાવલી મરદ છે.'

ઘાટણ ઊભી થઈને બેઠી. એણે કહ્યુ: 'આજ સુધી તને દીકરો ગણીને વર્તી. ખરો બદલો વાળ્યો તેં. આવી ત્યારથી જોઉં છું કે તને બધા બાવલી કહીને સતાવે છે. એટલે મેં તારા પર હેત રાખ્યું પણ તેં એનો આવો લાભ લીધો ... અરે, બાવલી થયો એમાં શું થઈ ગયું ? આખરે તો તું પુરુષ જ ને ! ... ગૂ ખાધા વિના તને ચેન નહીં પડે. અરે, તારી જાત જ એવી ... '

અડધી રાતે ઘાટણના અવાજથી આડોશીપાડોશીને બધી ખબર પડી જશે એવી બીકમાં ને બીકમાં મારો નશો સાવ ઊતરી ગયો. એને કાંઈ કહેવાની મારામાં હામ નહોતી. એણે ક્યાંય સુધી કાંઈ કેટલુંયે કહ્યા જ કર્યું.

'અહીંયાં બધા મારે માટે ખરાબ ખરાબ બોલે છે ને ? પણ એ એકેએકની નજર તો જો. એકલી સ્ત્રી જોઈ કે લાળ ગળવાની ચાલુ. સ્ત્રી મારા જેવી જાડીધગડી હોય તો પણ શું ? હવે તને કહું છું. તમારો પેલો કોણ હરિશંકર કે ગૌરીશંકર, ગોર થઈને ફરે છે તે ? એને મેં એક વાર દક્ષિણા આપી ત્યારથી ગાંડા કાઢવા માંડ્યો છે. ગયે અઠવાડિયે ચોરપગલે ઘરમાં આવ્યો. હું બપોરે આડી પડી હતી. કહેઃ શું થયું છે ? મેં કહ્યું જરાક ઠીક નથી. તો તાવ આવ્યો છે કે શું કહીને એણે તો ગળે હાથ મૂક્યો ને ધીરે ધીરે સ્તન તરફ સરકાવ્યો. એવો તો તમાચો માર્યો ને કે જતાં જતાં સો રૂપિયાની નોટ મૂકીને કહે કે ભૂલ થઈ, કોઈને કાંઈ કહેતી નહીં, મારા ભિક્ષાટણ પર અસર પડશે. એક વાર તો થયું કે એના સો રૂપિયા પાછા આપી દઉં. પછી થયું કે સાલા ઘાંઘરાઘેલાને લૂંટવો જ જોઈએ. ભિક્ષાટણના પૈસા માટે એને ક્યાં પરસેવો પાડવો પડે છે! એના કરતાં તો ભંગી સારા. એમને બિચારાને

ગદામા કામ કરીનેય આવા ઢોંગીને જેટલા મળે છે એટલા મળતા નથી.

ત્યારથી એ ભામટો નીચી મૂડીએ જાય છે મારી આગળથી.

ઉપરથી આવા પુરુષ કહે કે હુ ધધો કરુ છુ. હુ ખરેખર સતી સાવિત્રી નથી. પણ આ ડાગળી ચસકવા આવી છે એ ઓલાદ મને શુ કહેવાની? તું જ જો ને!'

મારો નશો હવે સાવ ઊતરી ગયો હતો. હવે વધુ સાંભળવાનું જરાય મન થતું નહોતુ. એટલે મે હાથ જોડીને કહ્યુ: 'ભૂલ થઈ, વચ્છીમાસી ભૂલ થઈ. ગૂ ખાધું. પણ તમે જ મને સમજી શકો છો. મારે આ બાવલીપણામાથી બહાર આવવું છે, પુરુષ થઈને. એટલે જ આવુ થયુ.'

પછી હુ હીબકે હીબકે રડવા માડ્યો. વચ્છીમાસી પીગળી ગઈ. ઊભા થઈને એણે કહ્યુ: 'ચાલ, હવે બેચાર કોળિયા ખાઈ લે. તને ખૂબ ભૂખ લાગી હશે. હું પણ ક્યારેક મહિને, બે મહિને લઉં છુ. મને ખબર છે કે પીધા પછી પેટમા કેવી આગ બળે છે.'

મે જેમતેમ ચાર પાચ કોળિયા પેટમા નાખ્યા, ઘાટણે તંબાકુ ઘસીને મોંમાં મૂક્યું ને પછી અમે બને ઊંઘી ગયા.

એ પછી બેચાર દિવસ હુ શરમાતો રહ્યો. એક બાજુ વચ્છીમાસી કોઈને ક્યાંક કહી દેશે તો એવી બીક લાગતી હતી. બીજી બાજુ એમ થતુ હતુ કે એ આવી વાત કોઈને કહી દે તો સારુ! લોકોને ખબર તો પડશે કે મને પણ પુરુષના જેવી ઇચ્છા થાય છે, વિકાર થાય છે સાચુ કહુ તો એક એવી પણ બીક લાગતી હતી કે ઘાટણ હવે મારી સાથે બોલવાનું બધ કરી દેશે. ને ઘાટણના જેટલુ પોતીકુ મને કોઈ લાગતુ નહોતુ.

પણ ઘાટણ વિશેના મારા બધા જ અનુમાન ખોટા ઠર્યા. ગાળભરેલી ભાષા વાપરવી, તબાકુ ખાવુ, દારૂ પીવો – ફક્ત આ વાતમા જ વચ્છીમાસી દુનિયાથી નિરાળી હતી એવું નહોતુ. બધી વાતમા એ દુનિયાથી નિરાળી હતી એને ઠેકાણે કોઈ ભાભી, મામી કે કાકી હોત તો પોતાની આબરૂ જાળવવા માટે એણે હોહા ન જ કરી હોત પણ મારી સાથે બોલવાનુ તો નક્કી બધ કર્યુ જ હોત. એનાથી ઊલટુ વચ્છીમાસીએ મારી સાથે બોલવાનું બધ ન જ કર્યુ એટલુ જ નહી, સારો ડોક્ટર દર્દીનુ દુઃખ સમજીને એની સાથે જેવી રીતે વર્તે તેમ એ મારી સાથે વધારે હેતથી વર્તવા માંડી

બાકી વચ્છીમાસી વિશે ઊતરતીઘસાતી વાતો તો થયા જ કરતી હતી. આવી વાતો કોણ લાવતુ કોને ખબર પણ એના વિશે સતત કાઈ ને કાઈ સમાચાર મળ્યા જ કરતા. વચ્છીમાસીનુ એની જૂની ચાલમાંનુ 'પૂતનામાસી' નામ અહીયા સુધી આવી ગયું હતું. ને બધાને જાણીતુ થઈ ગયું હતું. વચ્છીમાસી તો મે મારા પૂરતું જ રાખ્યું હતું. ધીમે ધીમે બધાએ એને પૂતનામાસી બનાવી દીધી. અત્યાર સુધી અમારી ચાલમાં ભાભી, મામી, કાકી હતી પણ માસી એકેય નહોતી. એટલે એની વાત કાં તો 'પૂતના' કાં તો 'માસી' તરીકે થવા માડી.

જૂની ચાલમા એનું નામ 'પૂતનામાસી' કેમ પડ્યુ એની વાત ઘાટણે મને પહેલાં જ કરી હતી એટલે મને એમા કાઈ નવુ ન લાગ્યું. પૂતનામાસીને પણ જાણે ઊગી ગયું હતું કે આ નામ હવે કાયમ ચોટેલું રહેશે. પાછુ એમને અમારા છોકરાઓ સિવાય ખાસ કોઈની સાથે સબધ નહોતો. અમે પણ એક એક કરતા નોકરીધધો કે સસારમાં જોતરાવાની

દિશામાં હતા. બાવલીપણાને લીધે મારું કાંઈ ઝટ ઠેકાણે પડે એવું જણાતું નહોતું.

એવામાં એક બિલ્ડરની નજર અમારી બેઠા ઘાટની ચાલ પર પડી. ને ત્યાં વિશાળ હાઉસિંગ સોસાયટી ઊભી કરવાનું ચક્કર ચાલુ થયું. આ વ્યવહારમાં વાટાઘાટ, સોદાબાજી વગેરે થાય એ તો દેખીતું જ હતું. દરેકને પોતાનાં સંડાસબાથરૂમ ઘરમાં જ હોય એવા સેલ્ફકન્ટેઇન્ડ બ્લોક મળશે એની કલ્પનાથી બધા એવા તો પોરસાઈ ગયા હતા કે ગમે તેવા બિલ્ડરનેય અમને શીશામાં ઉતારવાનું સહેલું પડે. આવે વખતે બિલ્ડરની સાથે ટક્કર લેવાની હિંમત કરી શકે એવાં બેચાર હતાં, એમાં સ્ત્રી તો એક જ હતી. પૂતનામાસી.

મૂળ ભાડૂતને કેટલા ફૂટ હકથી મળવા જોઈએ ને વધારાના કેટલા ભાવે મળવા જોઈએ એ બાબતમાં એણે બિલ્ડરને બરાબર સાણસામાં લીધો હતો. એટલે કોઈકોઈને તો બીક લાગતી હતી કે મોં સુધી આવેલો કોળિયો ઢોળાઈ તો નહીં જાય ને? પણ બેચાર વાર વાટાઘાટ થયા પછી ચાલવાળાને ધ્યાનમાં આવ્યું કે પૂતનામાસીએ બિલ્ડરને બરાબર વેંતમાં રાખ્યો છે ને એનો ફાયદો બધા ભાડૂતોને થવાનો છે. ઘણાને પસ્તાવો થયો કે આપણે એની સાથે નાહક તોછડાઈથી વર્ત્યા, આપણને ફાયદો તો એને લીધે જ થવાનો. એટલે એ બધા હવે એની સાથે નરમાશથી વર્તવા માંડ્યા. પણ પૂતનામાસીને એની સાથે કોઈ જ લેવાદેવા નહોતી.

ઊલટાનું એ તો કહેતી: 'હું તમારે માટે કાંઈ અલગ કરતી નથી. જે કરું છું તે મારે માટે જ કરું છું. તમને રાજી કરીને મારે ક્યાં કોઈ ચૂંટણીફૂંટણીમાં ઊભા રહેવું છે? પણ આડુંઅવળું હું કોઈનુંયે ચલાવી લેવાની નથી. રમલાનુંયે નહીં, તમારું આડોશીપાડોશીનુયે નહીં, બિલ્ડરનુંયે નહીં. કોઈ કહેતાં કોઈનુંયે નહીં.'

પૂતનામાસી પાસે લોકો આવતાં તે આટલા જ માટે. હું એને ત્યાં ઊઠતોબેસતો એટલે મને બધું જાણવા મળતું. એ સામાન્ય ગૃહિણી જેવી નહોતી એટલા જ માટે ચાલના બીજા લોકોએ એને વિશે ગમે તેમ માની લીધું હતું. એ લોકો એને ક્યારેય સમજી શકવાના નથી.

આના સંબંધમાં મને એક વાત યાદ આવે છે. ચાલની જગ્યાએ હાઉસિંગ સોસાયટી બંધાઈ ગયા પછીની વાત. અમારી ચાલમાં કામ કરતી ભીમાબાઈએ એક દિવસ રડુંરડું થતાં કહ્યું: 'માસી, કેટલાક નવા ભાડૂત એવા આવ્યા છે કે એમનામાં જરા બી માણસાઈ નથી. આ પટેલ જ જુઓ ને. ડોસાડોસી બે જ છે. પણ ડોસીનું ચોખ્ખાઈનું ગાંડપણ કેવું છે! ગમે તેટલું મન મૂકીને કામ કરું તોય કાંઈ ને કાંઈ ખોડ કાઢે જ કાઢે. ને મોઢું ફાટ્યું જ છે!'

પૂતનામાસીએ કહ્યું: 'તો તું પણ મોઢું ફાડ ને?'

ભીમાબાઈએ કહ્યું: 'મારી તો હિંમત જ ચાલતી નથી. એનો ભાઈ કે દેર કે કોઈક પોલીસમાં ઇન્સ્પેક્ટર છે. અમથા અમથા સતાવવા માંડે તો?'

પૂતનામાસીએ એને સમજાવતાં કહ્યું: 'તને મેં મોઢું ફાડ કહ્યું એટલે શું કરવાનું તે તને સમજાયું જ નહીં. થૂંકતી જા દાળશાકમાં! ચોખ્ખાઈની ફાડે છે ને? ખાવા દે તારું એઠું. લડવાની જુદી જુદી રીત હોય છે, ભીમાબાઈ! જેની સાથે સીધો વેંત ન ઊતરે એની સાથે આડો ગજ વાપરવાનો. આપણી ભૂલ ન હોય ત્યારે હારી જવાનું નહીં.'

પૂતનામાસીની આ જ વાત મને ગમતી. કારણ જે હોય તે. પણ એ બે દઈશ તો બે લઈશ એ રીતે જીવવાવાળી હતી. મારી વાતમાં પણ જુઓ ને. મેં એની સાથે ખરાબ વર્તન કર્યું તો પણ એણે મારા સુખદુઃખ સમજવાની કોશિશ કરી.

બ્લોક સિસ્ટમ થયા પછી અમારી ચાલમા હળીમળીને રહેવાનું ઓછું થતું ગયું. મારી ઉંમરના ઘણાખરા લગન કરીને દૂર દૂર રહેવા ચાલ્યા ગયા. ઊઠવાબેસવા જેવું ખાસ કોઈ બચ્યું નહીં. મારા ઘરમાં પણ એવી જ હાલત થઈ.

બાવલીપણું ખૂબ ગાજ્યું હતું. એટલે મારાં લગન થયાં જ નહીં. નાના ભાઈઓનાં લગન હેમખેમ થઈ ગયાં. પણ સાથે રહેતા ભાઈની વહુ એવી કજિયાળી નીકળી કે વાતવાતમાં મને ઘરની બહાર કાઢી મૂકતી. આવે પ્રસંગે હું મોટા ભાગનો વખત પૂતનામાસીને ત્યાં ટી.વી. જોવામાં વિતાવતો. ક્યારેક ક્યારેક માસીની રજા લઈ દારૂ પણ પીતો. અને ત્યાં જ સૂઈ રહેતો.

ધીમે ધીમે લગનની રઢ તજી દીધી. એમ તો દેખાદેખીથી હું કોઈક વાર કોઠા પર પણ જઈ આવ્યો – શરૂઆતમાં. પછી તો એય મને કાશ જ લાગવા માંડી. શરીરના ઊભરા ધીમે ધીમે ઓસરવા માંડ્યા. એના કરતાં પૂતનામાસીને ત્યાં જઈ ગપસપ કરતાં બેસવામાં વધારે નિરાંત મળતી. મને થતું કે આનાથી વધારે મારે કાંઈ જ જોઈતું નથી. એના ભારેખમ શરીરને લીધે ભલે ખબર ન પડે પણ ધીમે ધીમે એનું દૂર બેસવાનું ઓછું થવા માંડ્યું ને સતત આ દુઃખે છે ને તે દુઃખે છે એવી ફરિયાદો વધવા માંડી.

એક દિવસ તો કમાલ જ થઈ. કોઈકની સાથે કહેવડાવીને પૂતનામાસીએ મને એને ત્યાં બોલાવ્યો. એટલે હું ગયો. જોયું તો પૂતનામાસી પથારીમાં પડી હતી. પડખુંય માંડમાંડ ફેરવી શકતી હતી. હાલીચાલીયે શકતી નહોતી. વચ્ચે વચ્ચે કણસતી હતી. અચાનક શું થઈ ગયું એ જ મને સમજાયું નહીં.

ત્યાં પહોંચ્યો કે તરત પૂતનામાસીએ કહેવા માંડ્યું: 'બળી તમારી પુરુષની જાત. એ બાંગડ શું કરે તે એને જ ખબર. અરે, ગયે અઠવાડિયે મારે ત્યાં એક ડોસો આવ્યો હતો. બુધાજી ઘનદાટ નામનો. મને તો પહેલાં એ કોણ છે તે જ સમજાયું નહીં. કહે કે હું શાળામાં હતો ત્યારે તારા જ વર્ગમાં હતો. ત્યારથી જ તું મને બહુ ગમતી. અત્યારે વાળ ધોળા થઈ ગયા પછી ખોટું શું કામ બોલું ? પણ મને તારી જોડે લગન કરવાનું મન હતું. પણ ઘરનાએ મારું ગોઠવી નાખ્યું એટલે તને પૂછવાનું રહી જ ગયું. અત્યારે ભગવાનની મહેરબાનીથી મારો સંસાર, ફળનો વેપાર બધું સરસ ચાલે છે. તો પણ વચ્ચે વચ્ચે તારી યાદ તો આવતી જ રહે છે. પરમ દિવસે જ કોઈકની પાસેથી તારું સરનામું મળ્યું. એમાંય તું એકલી રહે છે એમ ખબર પડી. એટલે તરત જ મળવા આવ્યો. તું સંસારમાં પરોવાયેલી હોત, દાદીમા થઈ છે એમ ખબર પડી હોત તો હું કદાચ ન આવ્યો હોત. વગેરે વગેરે બબડ્યો.

એણે કેટલીક વાત કહી તે મળતી આવે છે. છતાં મને શાળાનો એ છોકરો કેમેય યાદ આવતો નથી. આમ આટલી પોતાની ગણીને મળવા આવ્યો એટલે થયું કે ચાપાણીનું પૂછું. તો કહે કે હવે તું મારી એક જ ઇચ્છા પૂરી કર. પળ વાર તો મને આંચકો જ લાગ્યો. થયું, કોણ જાણે આ મારો જૂનો પ્રેમી શુંનું શું માગશે. તોય જરા હિંમત રાખીને મેં હા પાડી. તો

બુધાજીએ કહ્યું: હમણાં મેં એક ગાદી જોઈ છે. જાપાની બનાવટની. એના પર સૂવાથી બ્લડપ્રેસર, ડાયાબિટિસ જેવી તકલીફમાં રાહત મળે છે. તો મારી ઇચ્છા છે કે તું એ ગાદી મારા તરફથી સ્વીકારી લે. પછી થોડી વાયડાઈથી કહ્યું: તું મેં દીધેલી ગાદી પર સૂઈશ તો મને નક્કી સુખ મળશે, મારી સાથે નહીં તો કાંઈ નહીં, મેં દીધેલી ગાદી પર તો –

તો આ એ ગાદીનું પરિણામ, જો! તને તો ખબર છે હું ચટાઈશેતરંજી પર સૂવાવાળી. અહીંયાં ગાદીતકિયાની ટેવ જ કોને છે? મારું આખું શરીર ઝલાઈ ગયું છે.

તું એક કામ કર. હું જરા હરતીફરતી થાઉં ત્યાં સુધી તું અહીંયાં જ રહે. જરૂર હોય તો હું તારા ઘરે કહું!'

મેં કહ્યું: 'માસી, હવે તો આવાં કામ ફોનથી પણ થઈ શકે છે. હું કહી દઉં છું ઘરે. તમે ચિંતા કરતાં નહીં. ભાભીને પણ નિરાંત થશે. આ બ્લોક કલ્ચરમાં માણસની જરૂર જ ક્યાં હોય છે?'

એ જ રાતે હું માસીને ત્યાં રહેવા આવ્યો. માસી રાતે મોડે સુધી કણસતી હતી. આખરે અડધી રાતે મને કહ્યું: 'એક કામ કર ને. આજકાલ કેરળ આયુર્વેદિક ટ્રીટમેન્ટમાં જુદાં જુદાં ખાસ તેલ બનાવે છે. અંદર ઊતરે ત્યાં સુધી મસાજ કરવાથી સાંધાના દુખાવામાં રાહત થાય છે.'

મેં માસીને કહ્યું: 'કાલે જ લઈ આવીશ. અત્યારે શરીર દાબી દઉં?'

આ શબ્દો બોલતાં બોલતાં મને વરસો પહેલાંની, દારૂ પીને માસીને ત્યાં પહેલી વાર સૂવા આવ્યો એ રાત યાદ આવી. માસીને પણ એ યાદ આવી હશે કે કેમ કોણ જાણે? પણ એણે કહ્યું: 'દાબી દઈશ?'

મેં કહ્યું: 'હાં, કેમ નહીં?'

હું પલંગમાંથી નીચે ઊતર્યો અને માસીનું શરીર પગથી માથા સુધી ધીમે ધીમે દાબવા માંડ્યો. પહેલાં તો મારા હાથને દાબવાનું ફાવતું નહોતું. જેમ જેમ એનું કણસવાનું ઓછું થતું ગયું તેમ તેમ મને પાનો ચડતો ગયો. મારા હાથ માસીના શરીરે હળવાશથી ફરવા માંડ્યા. થોડી મિનિટો બાદ માસીએ જ મને પોતાની તરફ ખેંચ્યો ને મને જોરથી વળગી પડી.

માસી વળગી પડી ત્યારે લાગ્યું કે આજ સુધી કોઠે જઈને ત્યાંની જુવાન સ્ત્રીને ભોગવી હતી ત્યારે જે આનંદ મળ્યો હતો એના કરતાં તો માસીના ઘરડા શરીરમાંથી વધારે આનંદ મળે છે.

માસી હવે મારામાં પૂરેપૂરી પરોવાઈ ગઈ હતી. પોતાના હાથે જ મારા હાથ ક્યાં ક્યાં દોરી જતી હતી. એની આંખો એકદમ મીંચાઈ ગઈ હતી. બધું જાણે ઊંઘના ઘેનમાં કે સપનામાં જ બનતું હતું. માસીનાં કપડાંનુંયે મને ભાન સુદ્ધાં નહોતું. એકાએક માસીએ મારું મોં એની ઊઘડેલી છાતીમાં દબાવ્યું ને હું એને ધાવવા માંડ્યો. આ ધાવવામાં કાંઈ ઓર મસ્તી હતી. મને એવું લાગ્યું કે પૂતનામાસીનાં થાનેલાંમાંથી એક તૂરો, ગળચટ્ટો ને ચીકણો સ્રાવ ઝરે છે. એનો સ્વાદ એવો અલૌકિક છે કે પૂતનામાસીનું ઝેર જો આ જ હોય તો હું એ આમરણ પીવા તૈયાર છું – પીને મરવા પણ તૈયાર છું!

અને કોઈ માને કે ન માને પણ પૂતનામાસીને ધાવતાં ધાવતાં એના ગુહ્યાંગમાં મારું

ગુહ્યાંગ સરકાવવાની, આવેશમાં જ આવતી અનિવાર ઇચ્છા મને સ્પર્શી પણ નહીં. જાણે હોઠને ચાખવા મળેલા એ પાનાના પ્રવાહમાં મારું બાકીનું શરીર કોઈ અજાણ્યા દેશમાં વહી ગયું હતું.

બસ, એ રાતથી હું પૂતનામાસીને ત્યાં કાયમ રહેવા માંડ્યો છું. (નળ પર બાપૂની ચર્ચામાં ઊભરો આવ્યો છે એનું કારણ પણ આ જ છે.) રોજ રાતે હું એ અદ્‌ભુત રસપાનમાં જાણે મારો અવતાર સાર્થક કરું છું. બાવલીપણામાંથી છૂટીને જિંદગીભર હું જે પુરવાર કરવા મથ્યો હતો એ પુરુષપણાંની ધગશ મારામાં જરા જેટલીયે રહી નથી. એ મથામણનો જરા જેટલોયે કણ બચ્યો નથી. ઊલટાનું ઝેરનો સ્વાદ ચાખનારા મારા હોઠને સિગરેટ પીવાનુંયે મન થતું નથી. મારી વહાલી પૂતનામાસીના સમ!

## બાબુ સુથાર

# સુરેશ જોષી પછીની ગુજરાતી ટૂંકી વાર્તા

### ૧. વિષયપ્રવેશ

સુરેશ જોષી પછીની ગુજરાતી ટૂંકી વાર્તા કઈ દિશામાં જઈ રહી છે? શું હજી એ વાર્તા[૧] રૂપરચનાવાદના તર્કશાસ્ત્રને વળગી રહી છે કે પછી એણે પોતાનું વિશેષ કહી શકાય એવું તર્કશાસ્ત્ર ઊભું કરી દીધું છે? બીજા શબ્દોમાં પૂછીએ તો શું એ વાર્તાઓએ આગવી કહી શકાય એવી કોઈ કળામીમાંસા ઊભી કરી છે ખરી? જો કરી હોય તો એ કળામીમાંસા સુરેશ જોષીની કળામીમાંસાથી કઈ રીતે જુદી પડે છે? આ લેખમાં આપણે આ પ્રશ્નોના જવાબ આપવાનો પ્રયત્ન કરીશું.[૨]

સગવડ ખાતર આપણે સુરેશ જોષી સમયની ટૂંકી વાર્તાને ત્રણ પ્રતિમાન(પેરેડાઇમ)માં વહેંચીશું: (૧) રૂપરચનાવાદી પ્રતિમાનની વાર્તા, (૨) અનુરૂપરચનાવાદી પ્રતિમાનની વાર્તા અને (૩) પ્રતિરૂપરચનાવાદી પ્રતિમાનની વાર્તા. સુરેશ જોષીએ સામગ્રીની સામે સ્વરૂપનો, પરંપરાની સામે આધુનિકતાનો, રોજબરોજની ભાષાની સામે સાહિત્યની ભાષાનો, ગ્રામજીવનની સામે નગરજીવનનો, સમૂહની સામે વ્યક્તિનો, અતીતની સામે વર્તમાનનો, સ્વભાવોક્તિની સામે વક્રોક્તિનો, લોકપ્રિયતાની સામે સૌષ્ઠવપ્રિયતાનો, દેશકાળસાપેક્ષ સત્યની સામે દેશકાળનિરપેક્ષ સત્યનો અને અર્થની સામે સંરચનાનો[૩] મહિમા કર્યો હતો. આ પ્રતિમાનની મર્યાદામાં રહીને જે વાર્તાઓ લખાઈ તેમને આપણે *રૂપરચનાવાદી પ્રતિમાનની વાર્તાઓ* તરીકે ઓળખાવીશું. આ પ્રતિમાનના એકાદ તન્તુને પકડીને સુરેશ જોષી એને જે દિશામાં લઈ ગયા નથી એ દિશામાં લઈ જવાનો પ્રયાસ કરતી વાર્તાઓને આપણે *અનુરૂપરચનાવાદી પ્રતિમાનની વાર્તાઓ* તરીકે ઓળખાવીશું. અને આ પ્રતિમાનનો વિરોધ કરી એના વિકલ્પે બીજું જ પ્રતિમાન રચી આપવાનો પ્રયાસ કરતી વાર્તાઓને આપણે *પ્રતિરૂપરચનાવાદી પ્રતિમાનની વાર્તાઓ* તરીકે ઓળખાવીશું. છેલ્લે, આ ત્રણેય પ્રતિમાનને અતિક્રમે કે અતિક્રમવાનો પ્રયાસ કરે એ વાર્તાઓને આપણે સુરેશ જોષી

---

૧. અહીંયાં 'વાર્તા' એટલે 'ટૂંકી વાર્તા' સમજવું.

૨. અહીં મારો અભિગમ વિહંગદર્શન જ નહીં, એક સેટલાઈટ દર્શન કરાવવાનો છે. એથી ઘણા બધા વાર્તાકારોનાં નામો અહીં નહી જોવા મળે. એનો અર્થ એવો નહીં કરવાનો કે એ વાર્તાકારોએ ગુજરાતી સાહિત્યમાં કશું જ પ્રદાન કર્યું નથી.

૩. અહી સંરચનાનો અર્થ અસ્તિત્વમૂલક (ontological) સંરચના એવો કરવો.

પછીની ટૂંકી વાર્તા તરીકે ઓળખાવીશુ

## ૨ સુરેશ જોષી સમયની વાર્તા

### ૨ ૧ અનુરૂપરચનાવાદી વાર્તા

મધુ રાય, કિશોર જાદવ, સુમન શાહ, ચિનુ મોદી, પવનકુમાર જૈન, વિભૂત શાહ, પ્રબોધ પરીખ, ઘનશ્યામ દેસાઈ વગેરેની વાર્તાઓને આપણે અનુરૂપરચનાવાદી વાર્તાઓ કહી શકીએ

સુરેશ જોષીએ એમની વાર્તામીમાસામા સામગ્રીની સામે સ્વરૂપનો અને એના એક વિસ્તાર રૂપે ઘટનાના *અનુકરણ*(mimesis)ની સામે ઘટનાના *તિરોધાન*નો સ્વીકાર કર્યો હતો એમણે એવી દલીલ કરી હતી કે સામગ્રી તો પસદ કરેલી કેટલીક ઘટનાઓનો એક સમુચ્ચય માત્ર છે અને તેમ હોવાથી વાર્તાકાર વાર્તામા એ સમુચ્ચયનુ અનુકરણ નહિ પણ તિરોધાન કરતો હોય છે એમણે એવી દલીલ પણ કરી હતી કે ઘટનાનુ તિરોધાન કરવુ એટલે ઘટનાને અભિધા અને લક્ષણાના સ્તર પરથી ઉઠાવીને વ્યજનાના સ્તર પર પહોચાડવી આ કામ પરપરાગત અનુકરણથી ન થાય એ કામ તો કેવળ ઘટનાના રૂપાન્તરથી જ થઈ શકે એમણે એમ પણ કહ્યુ કે આ રૂપાન્તર કરવા માટેની પણ ખાસ તરકીબો હોય છે આ તરકીબો તે રચનારીતિ (ટેકનિક) કિશોર જાદવ સુરેશ જોષીની તિરોધાનની આ સમજને આગળ વિસ્તારે છે સુરેશ જોષી રચનારીતિ વડે રોજબરોજની ઘટનાની મૂર્તતા (actualization) સિદ્ધ કરે છે જ્યારે કિશોર જાદવ રચનારીતિ વડે રોજબરોજની ઘટનાને અમૂર્તતા(abstraction)ના સ્તરે લઈ જાય છે પણ એમ કરતી વખતે તેઓ કળાના, વાર્તાકળાના મૂળ સિધ્ધાન્તો સાથે સમાધાન કરતા નથી બને એમ માને છે કે વાર્તામા ઘટનાનુ તિરોધાન થવુ જોઈએ પણ એક તિરોધાનનો અર્થ *મૂર્ત* એવો કરે છે જ્યારે બીજા એનો અર્થ *અમૂર્ત* એવો કરે છે બને પોતાની વાર્તાઓમા રોજબરોજના જગતને નકારે તો છે જ પણ એ નકાર પાછળના બનેના પ્રયોજન જુદા છે સુરેશ જોષીને રસ છે માનવસ્પર્શથી અળપાયા વગરના મૂર્તની યથાતથ અનુભૂતિ કરાવવામા તો કિશોર જાદવને રસ છે જે તે ઘટનાના અમૂર્ત સ્વરૂપની અનુભૂતિ કરાવવામા સુરેશ જોષી એ માટે ઘણી વાર કવિતાની પ્રયુક્તિઓની મદદ લે છે જ્યારે કિશોર જાદવ એ માટે અતિવાસ્તવવાદની પ્રયુક્તિઓની મદદ લે છે સુરેશ જોષી ઘટનાના મૂર્ત સ્વરૂપના અનુભવની ભૂગોળ નક્કી કરવાનો પ્રયાસ કરે છે જ્યારે કિશોર જાદવ એ ભૂગોળ નક્કી કરવાની શક્યતાઓને શોધે છે આને કારણે જ એકમા વાર્તા ક્યારેક કવિતાની અડોઅડ પહોચી જાય છે તો બીજામા વાર્તા કેવળ કવિતાથી જ નહિ, ગદ્યથી પણ દૂર જતી હોય એવુ બને છે અને એને કારણે જ એમની વાર્તાઓ વાચતી વખતે વાચકને એક પ્રકારની તાણનો અનુભવ થાય છે સુરેશ જોષીની વાર્તાઓ વાચતી વખતે જે છે એની સીમાઓ શોધવાની તાણ અનુભવાય છે જ્યારે કિશોર જાદવની વાર્તાઓમા જે છે ત્યાથી જે નથી તે તરફ જવાની તાણ અનુભવાય છે, કિશોર જાદવની શરૂઆતની વાર્તાઓમા પણ વિવેચકોને અસ્પષ્ટતા દેખાઈ હતી એ અસ્પષ્ટતાના મૂળ આ તાણમા પડેલા છે સુરેશ જોષીની વાર્તા અને કિશોર જાદવની



એતદ્

વાર્તાની વચ્ચે એક બીજો પણ મહત્ત્વનો ફરક છે. સુરેશ જોષી વાર્તાના અર્થઘટનના પરંપરાગત નિયમોને બદલી નાખે છે જ્યારે કિશોર જાદવ વાર્તાના અર્થઘટનની શક્યતાઓને મારી નાખે છે.[૪]

સામગ્રીના વિરુદ્ધમાં સ્વરૂપનો સ્વીકાર કર્યો એની સમાન્તરે સુરેશ જોષીએ લેખન પર અનાયાસે લાદવામાં આવતાં લૌકિક નિયન્ત્રણોનો પણ વિરોધ કર્યો હતો અને કહ્યુ હતું કે લેખન પ્રતિનિધાન (representation) નથી, લેખન એક પ્રકારની લીલા છે. આ *લીલા* શબ્દનો અર્થ હજી આપણે સમજ્યા નથી. *લીલા* પ્રતિનિધાનને નકારે છે. પ્રતિનિધાનમાં એક બાજુ જેનું પ્રતિનિધાન કરવાનું હોય તે હોય અને બીજી બાજુએ જેમાં પ્રતિનિધાન કરવાનું હોય તે માધ્યમ હોય. આમ એ મૂળથી જ દ્વૈતના તર્કશાસ્ત્ર પ્રમાણે વર્તતું હોય છે. *લીલામાં* આવા દ્વૈતનો અને એ રીતે પ્રતિનિધાનનો પણ નકાર હોય છે. સુરેશ જોષી માનતા હતા કે ઘટનાના મહત્ત્વનો સ્વીકાર કરતા વાર્તાકારો વાસ્તવમાં તો પ્રતિનિધાનના તર્કશાસ્ત્રનો સ્વીકાર કરતા હોય છે અને એ તર્કશાસ્ત્ર જેનું પ્રતિનિધાન કરવાનું છે તે અને જેમાં પ્રતિનિધાન કરવાનું છે તે બંને પર લૌકિક નિયન્ત્રણોને મુક્ત મને આવકારતા હોય છે. સુરેશ જોષી માનતા હતા કે આ નિયન્ત્રણો જ કળાને કળા બનવા દેવાને બદલે સમાજસેવક બનાવી દે છે. કળાને કળા તો કેવળ લીલા જ બનાવી શકે, પ્રતિનિધાન નહિ. કેવળ લીલા જ સાહિત્યને સ્વતન્ત્ર બનાવી શકે.

આપણે *લીલા* સંજ્ઞાના બે અર્થ કરી શકીએ. એક અર્થ તે *કળા ખાતર કળા* અને બીજો અર્થ તે *સ્વૈરવિહાર*. સુરેશ જોષીએ આમાંના પહેલા અર્થને વધુ મહત્ત્વ આપ્યું હતું. એટલે જ તો એમણે એમ. એચ. અબ્રામ્સના રૂપકનો ઉપયોગ કરીને કહ્યું હતું કે કળા દીપક જેવી છે, દર્પણ જેવી નહિ. જેમ દીપક આપણને એની આસપાસની વાસ્તવિકતાને બતાવે છે એમ કળા પણ આપણને એની આસપાસની વાસ્તવિકતાને બતાવે છે. કળા આપણને વાસ્તવિકતા પ્રતિબિમ્બના રૂપમાં નહિ પણ એના સત્ત્વ(essence)ના રૂપમાં બતાવે છે. કમનસીબે એ *લીલાના* બીજા અર્થને પૂરતું મહત્ત્વ આપી શક્યા ન હતા. એમણે ક્યારેક સ્વૈરવિહારની વાત કરી છે ખરી પણ એ તો કેવળ સર્જન માટેના જરૂરી પ્રેરકબળ પૂરતી જ. એ સ્વૈરવિહારને એ વાર્તાસર્જનની પ્રયુક્તિ તરીકે વિકસાવતા નથી. આ કામ મધુ રાય કરે છે. એ લીલાને સર્જનના પ્રેરકબળ પૂરતી મર્યાદિત રાખવાને બદલે એને સાહિત્યકૃતિની સંરચનાનો જ એક અંશ બનાવી દે છે. એમની હાર્મોનિકા વાર્તાઓ આ કુળની કહી શકાય.

સુરેશ જોષીએ એમની કેટલીક વાર્તાઓમાં લોકકથાના સ્વરૂપનો વિનિયોગ કર્યો છે. જો કે એમણે એ વાર્તાઓમાં લોકકથાની કથનશૈલીને બદલે લોકકથાના સ્વરૂપ પર વધારે ધ્યાન આપ્યું છે. એટલે જ તો એમને લોકકથાનું સ્વરૂપ ગમી જાય છે પણ લોકકથાના કથનની ઢીલાશ ગમતી નથી. એમનો સ્વરૂપપ્રેમ એમને કથનશૈલીની ક્ષમતાઓને તાગતાં રોકે છે. એટલે જ તો ક્યારેક એમની વાર્તામાં લોકકથાનો ઢાંચો હોય છે પણ એ વાર્તાની

---

૪. મને ઘણી વાર એમ લાગે છે કે કિશોર જાદવની સામે અર્થની અસ્પષ્ટતાની જે ફરિયાદો કરવામાં આવી છે તે વ્યાજબી નથી. કારણ કે એમની વાર્તાઓનું એક ધ્યેય એ શક્યતાઓને જ ખતમ કરી નાખવાનું છે. વિવેચકોએ એમની વાર્તાઓમાં અર્થ શોધવાને બદલે એ કઈ રીતે અર્થની શક્યતાઓને મારી નાખે છે તે શોધવું જોઈએ.

ભાષા લોકોથી દૂર રહીને ચાલતી હોય છે. ચિનુ મોદી પોતાની કેટલીક વાર્તાઓમાં આની ક્ષતિપૂર્તિ કરે છે. તેઓ કથનના મહિમાને સ્વીકારે છે અને એને કારણે જ એ સુરેશ જોષીની જેમ રચવા (making) તરફ જવાને બદલે કહેવા (telling) તરફ જઈ શકે છે. એને પગલે એમની વાર્તાઓમા સુરેશ જોષીની વાર્તાઓમાં આવે છે એવાં કલ્પનો અને પ્રતીકો આવતાં નથી, એ વાર્તાઓની ભાષા અને એમનું સ્વરૂપ બંને લોકની સાથે ચાલતાં હોય એમ વાચકને લાગે છે. સુમન શાહે અને પવનકુમાર જૈને પણ એમની ઘણી બધી વાર્તાઓમાં લોકકથાના સ્વરૂપનો વિનિયોગ કર્યો છે. દા.ત. બંને બોધકથાના સ્વરૂપને સ્વીકારે છે. એમની વાર્તાઓમા પણ રચનાનુ પ્રાધાન્ય નથી. એમાં કથન(narration)નું પ્રાધાન્ય છે પણ એ કથન ચિનુ મોદીના કથનથી જુદું પડે છે. એ કથનનું પરિમાણ બોધકથાનું છે. એના મૂળ સ્વરૂપની પ્રકૃતિ (ethos) પણ.

૨.૨ પ્રતિરૂપરચનાવાદી વાર્તાઓ

પ્રતિરૂપરચનાવાદી પ્રતિમાનના વાર્તાકારો સુરેશ જોષીના સામગ્રી વિરુદ્ધ સ્વરૂપના દ્વિપક્ષી વિરોધ(binary opposition)ને મુખ્ય વિરોધ તરીકે સ્વીકારી સ્વરૂપની સામે સામગ્રીનો મહિમા કરે છે. એની સમાન્તરે તેઓ તિરોધાનની સામે અનુકરણનો, સત્ત્વની સામે ઇન્દ્રિયગમ્ય(appearance)નો, સાહિત્યની ભાષાની સામે રોજબરોજની ભાષાનો, વક્રોક્તિની સામે સ્વભાવોક્તિનો અને સ્થળકાળનિરપેક્ષ સત્યની સામે સ્થળકાળસાપેક્ષ સત્યનો સ્વીકાર કરે છે. આ વાર્તાકારો એક બાજુથી પોતાની વાર્તા દ્વારા સુરેશ જોષીની વાર્તામીમાંસાને પડકારે તો છે તો બીજી બાજુથી તેઓ સુરેશ જોષીની વાર્તામીમાંસાની સમાન્તરે વૈકલ્પિક વાર્તામીમાંસા પણ રચી આપે છે. રઘુવીર ચૌધરી અને ચન્દ્રકાન્ત બક્ષીને આપણે આ પ્રવાહના બે મુખ્ય વાર્તાકારો તરીકે ઓળખાવી શકીએ.

રઘુવીર ચૌધરી માને છે કે વાર્તાકારે ઘટનાને વ્યંજનાના સ્તરે લઈ જવાનો પ્રયાસ કરવાને બદલે એને કળાના વાસ્તવમાં લઈ આવવાનો પ્રયાસ કરવો જોઈએ. એ માટે તિરોધાનની મદદ લેવાની જરૂર નથી, એ કામ અનુકરણથી પણ કરી શકાય. વધુમાં એ એમ પણ માને છે કે તિરોધાનની પ્રક્રિયા અભિધાબાધ અને લક્ષણાબાધના બહાને ઘટનાને એના સામાજિક અને સાંસ્કૃતિક સંદર્ભની બહાર લઈ જાય છે અને એને પગલે એ ઘટના એનું સામાજિક અને સાંસ્કૃતિક વજન ગુમાવી બેસતી હોય છે. રઘુવીર ચૌધરી આ રીતે સુરેશ જોષીની વાર્તામીમાંસાની સામે બીજી જ એક વાર્તામીમાંસા આપી એક પ્રકારનું ધ્રુવીકરણ ઊભું કરી આપે છે. પણ કમનસીબે આપણા વિવેચકે એ ધ્રુવીકરણને ઓળખવાનો ઝાઝો પ્રયાસ કર્યો નથી.

ચન્દ્રકાન્ત બક્ષીએ પણ રઘુવીર ચૌધરીની જેમ સ્વરૂપની સામે સામગ્રીનો અને એની સમાન્તરે તિરોધાનની સામે અનુકરણનો સ્વીકાર કર્યો. પણ એમણે રઘુવીર ચૌધરીની જેમ વાસ્તવવાદનો માર્ગ સ્વીકારવાને બદલે રોમેન્ટિસિઝમનો માર્ગ સ્વીકાર્યો. અને એની સમાન્તરે એમણે ચમત્કૃતિ, મેલોડ્રામા જેવાં તત્ત્વોને પણ અપનાવ્યાં. સુરેશ જોષીની જેમ કળાનો અને રઘુવીર ચૌધરીની જેમ સમાજનો મહિમા સ્વીકારવાને બદલે એમણે વાચકનો અથવા *લોકનો* મહિમા સ્વીકાર્યો. એને કારણે એમની ઘણી બધી વાર્તાઓમાં વાચકને

આઘાત આપે એવી ઘટનાઓ, એ પ્રકારનાં કથન-અને એ પ્રકારની વસ્તુસંઘટના જોવા મળે છે. એ લોકપ્રિયતાનું કાવ્યશાસ્ત્ર ઊભું કરવાનો પ્રયાસ કરે છે. પણ કમનસીબે આપણા વિવેચકોએ એમની વાર્તામાં જે નથી તે જ શોધવાના પ્રયાસો કર્યા છે. ચન્દ્રકાન્ત બક્ષી ભાષાના સ્તરે પણ સુરેશ જોષી અને રઘુવીર ચૌધરીથી જુદા પડે છે. સુરેશ જોષીની સંસ્કૃત અને બંગાળીના પ્રભાવવાળી પદાવલીની સામે અને રઘુવીર ચૌધરીની ગ્રામીણ બોલીની સામે એ ફારસી જૂથની ભાષાઓ સાથેના સંકેતના મિશ્રણ(code-mixing)ની પ્રચુરતાને સ્વીકારે છે. એટલું જ નહિ, એ સુરેશ જોષીની માન્ય ભાષાની સાથે અને રઘુવીર ચૌધરીની પ્રાદેશિક બોલીની સામે કેટલીક વ્યક્તિબોલી (idiolect) અને વ્યાવસાયિક બોલી(register)નો પણ છૂટથી ઉપયોગ કરે છે. એમની વાર્તાની ભાષાની તપાસ કરનારે આ બધા મુદ્દા ધ્યાનમાં રાખવા જોઈશે.

અન્તે આપણે એમ કહી શકીએ કે રઘુવીર ચૌધરી અને ચન્દ્રકાન્ત બક્ષીએ સુરેશ જોષીની વાર્તામીમાંસાની સામે બાહ્ય ધ્રુવીકરણ પૂરું પાડ્યું તો મધુ રાય વગેરેએ સુરેશ જોષીની વાર્તામીમાંસાના વર્તુળમાં રહીને એને આન્તરિક ગતિશીલતા પૂરી પાડી. જો કે છેલ્લાં થોડાં વરસોમાં પરિસ્થિતિ જરાક બદલાઈ છે. એમની વાર્તામીમાંસાને આન્તરિક ગતિશીલતા પૂરી પાડનારા વાર્તાકારોને લાગે છે કે સુરેશ જોષીની વાર્તામીમાંસાનાં વળતાં પાણી થયાં છે અને એમ હોવાથી એને આન્તરિક ગતિશીલતા પૂરી પાડવાનો અર્થ રહ્યો નથી. આવી પ્રતીતિને પગલે આ વાર્તાકારો પણ નવું પ્રતિમાન શોધવાનો પ્રયાસ કરી રહ્યા છે. આ લેખકોની તાજેતરની વાર્તાઓ પરથી એ નવું પ્રતિમાન કેવું હશે એ અંગે આપણે અત્યારે કશું પણ સ્પષ્ટપણે કહી શકીએ એમ નથી. એ પ્રતિમાન સ્પષ્ટ થાય એવી વાર્તાઓ મળે તે માટે આપણે રાહ જોવાની રહી.

## ૩. સુરેશ જોષી પછીની ટૂંકી વાર્તા

સુરેશ જોષી પછીની ટૂંકી વાર્તાઓને આપણે ચાર પ્રવાહોમાં વહેંચી શકીએ: (૧) તળપદી ટૂંકી વાર્તા, (૨) દલિત ટૂંકી વાર્તા, (૩) નારીવાદી ટૂંકી વાર્તા અને (૪) લોકપ્રિય ટૂંકી વાર્તા.

### ૩.૧ તળપદી વાર્તાઓ

તળપદી વાર્તાઓમાં સુરેશ જોષીની વાર્તામીમાંસાની સામે ધ્રુવીકરણ રચવાનો નહિ પણ પ્રતિવાદ (antithesis) રચવાનો પ્રયાસ જોવા મળે છે. આ વાર્તાઓ સુરેશ જોષીના *સાહિત્યની ભાષા વિરુદ્ધ રોજબરોજની ભાષાના* દ્વિપક્ષી વિરોધને પોતાનું લક્ષ્ય બનાવે છે. સુરેશ જોષીએ માન્ય ભાષાને પોતાની વાર્તાઓનું માધ્યમ બનાવેલી. આ વાર્તાકારો રોજબરોજની ભાષાને પોતાની વાર્તાનું માધ્યમ બનાવે છે. આમ તો રઘુવીર ચૌધરી અને ચન્દ્રકાન્ત બક્ષીએ પણ રોજબરોજની ભાષાને પોતાની વાર્તાનું માધ્યમ બનાવેલી. પણ એમની રોજબરોજની ભાષાથી આ વાર્તાકારોની ભાષા જુદી પડે છે. આ વાર્તાકારોનો વાસ્તવિકતા પરત્વેનો અભિગમ જુદો છે. તેઓ રઘુવીર ચૌધરીના સામાજિક વાસ્તવવાદનો

અને ચન્દ્રકાન્ત બક્ષીના રોમેન્ટિસિઝમનો અસ્વીકાર કરે છે અને વાસ્તવવાદને બદલે દેશીવાદ(nativism)નો ને રોમેન્ટિસિઝમને બદલે આદિમતાવાદ(primitivism)નો સ્વીકાર કરે છે તેઓ સુરેશ જોષીની જેમ ટૂકી વાર્તાની ભાષાને શહેરીકરણ, વૈજ્ઞાનિક વિકાસ અને આધુનિકતાથી કેળવાયેલી ભાષા કે રઘુવીર ચૌધરીની જેમ સામાજિક નીતિનિયમોથી બધાયેલી ભાષા તરીકે જોવાને બદલે એને પ્રકૃતિનો જ એક અશ ગણે છે એમના માટે જેમ નદી છે, પર્વત છે, પથ્થર છે તેમ ભાષા છે આ વાર્તાકારો ભાષાના લેખન સ્વરૂપની સામે એના બોલાતા સ્વરૂપને મૂકે છે એ સાથે જ તેઓ કાગળ પરની ભાષાને બદલે લોકોના મુખ દ્વારા ઉચ્ચારાતી ભાષાન પોતાના સાહિત્યસર્જનનુ માધ્યમ બનાવે છે મોટા ભાગની તળપદી વાર્તાઓમા સુરેશ જોષી પરપરામા જોવા મળે છે એવો નગરનો માણસ જોવા મળતો નથી એને બદલે ગામડાનો માણસ જોવા મળે છે પણ એ માણસ પનાલાલ પટેલની વાર્તાઓમા આવે છે એવો રોમેન્ટિક કે ઈશ્વર પેટલીકરની કે રઘુવીર ચૌધરીની વાર્તાઓમા આવે છે એવો સામાજિક માણસ નથી એ માણસના પહેરવેશ, વાણી, વર્તન વગેરેમા એની લોકકેન્દ્રિતા (ethnicity) જોવા મળે છે આ વાર્તાઓમા વર્તમાનની સામે અતીતને વિશેષ સ્થાન અપાતુ જોવા મળે છે પણ એ કેવળ અતીતરાગ બનીને નથી રહી જતો આ અતીતરાગના પોત ક્લાસિકલ અતીતરાગથી જરા જુદા પ્રકારના છે પ્રશિષ્ટતાવાદી (ક્લાસિકલ) અતીતરાગ આધુનિકતાની સામે અતીતરાગને મૂકી આપે છે એ અતીતરાગમા વર્તમાનની વાસ્તવિકતામાથી છટકવાની ચાલ હતી એવી ચાલ આ અતીતરાગમા જોવા મળતી નથી એ જ રીતે ગ્રામીણ શૈલીની વાર્તાઓમા અતીતરાગ આવતો હતો એમ અહી એ સ્મૃતિઓના સગ્રહાલય તરીકે પણ આવતો નથી આ અતીતરાગ સ્થિતિશીલ નથી, ગતિશીલ છે એમા લોકસમુદાયની સ્મૃતિ (collective memory) તરફનો ઝોક વધારે જોવા મળે છે આપણે જોયુ કે તળપદી વાર્તાના વાર્તાકારો સુરેશ જોષીની નાગરિકતા અને રઘુવીર ચૌધરીની સામાજિકતાની સામે આદિમતાને મૂકી આપે છે ઘણા વિવેચકો આ વાર્તામા આવતા જાતીય સમ્બન્ધો તરફ સૂગથી જોતા હોય છે પણ આદિમતા તરફ જતી વાર્તામા સજાતીય અને અવૈધ સમ્બન્ધો જેવા કથાવસ્તુ વધારે જોવા મળે છે આ આદિમતાવાદ સાસ્કૃતિક સ્મૃતિ(cultural memory)નીચે બની શકે એટલો પૂર્વે જવાનો પ્રયાસ કરે છે આપણે એ વાત ભૂલવાની નથી કે આદિમ સમાજના નિયમો આપણા સમાજ કરતા અલગ હતા અને એને કારણે એ સમુદાયમા જાતીય સમ્બન્ધોનુ તર્કશાસ્ત્ર પણ અલગ હતુ તળપદી વાર્તાઓ વૈશ્વિક(universal)ની સામે સ્થાનિકનો મહિમા સ્વીકારે છે એ વાર્તાઓમા વૈશ્વિકમા હોય છે એવો ગાણિતિક પ્રતીકોનો મહિમા નથી હોતો વાસ્તવમા તો એમા અમેરિકી નૃવશશાસ્ત્રી ક્લિફોર્ડ ગ્રીઝ કહે છે એવુ બહુસ્તરી, વિગતવાર વર્ણન (thick description) હોય છે તાજેતરમા ભરત નાયક અને કાનજી પટેલે એવા વર્ણન આપવાનો પ્રયાસ કર્યો છે પણ કાનજી પટેલ એમ કરતી વખતે જાણ્યેઅજાણ્યે રઘુવીર ચૌધરીના વાસ્તવવાદને સ્વીકારી લે છે જ્યારે ભરત નાયક આદિમતાવાદને સ્વીકારે છે

આ વાર્તાકારો સુરેશ જોષીના પ્રતિમાનના એકેએક દ્વિપક્ષી વિરોધને પોતાનુ લક્ષ્ય બનાવતા નથી અને એ મારી દષ્ટિએ એમની સૌથી મોટી મર્યાદા છે એટલુ જ નહી, આ



એતદ્

વાર્તાઓ ક્યારેક તો તેઓ જે દ્વિપક્ષી વિરોધને અતિક્રમી જવાનો પ્રયાસ કરે છે એ જ વિરોધનું ક્યારેક સામાન્ય જોડણીકેરે પુનરાવર્તન કરતી હોય એવું પણ લાગે છે. લેખનના માધ્યમ તરીકે લોકભાષાનો સ્વીકાર એ એક મહત્ત્વનું સ્થિત્યન્તર છે. પણ આ વાર્તાકારો એ સ્થિત્યન્તરની ક્ષમતાઓને સફળતાપૂર્વક તાગવામાં નિષ્ફળ ગયા છે. એમની ભાષા ક્યારેક તો લેખન સ્વરૂપનું બોલાતી ભાષામાં કરવામાં આવેલા રૂપાન્તર જેવી લાગે છે. એનું ધ્વનિસ્વરૂપ બોલાતી ભાષાનું હોય છે, એનું શબ્દભંડોળ પણ બોલાતી ભાષાનું હોય છે પણ એનું વાક્યતન્ત્ર લખાતી ભાષાનું હોય છે. આ વાર્તાકારો બોલાતી ભાષામાં જવલ્લે જ જોવા મળે એવાં અન્તર્નિહિત (embedding) વાક્યોનો પણ છૂટથી ઉપયોગ કરે છે. તેમનો વિરામચિહ્નોનો ઉપયોગ પણ ઘણી વાર કઠે એવો હોય છે. એ વિરામચિહ્નો બોલાતી ભાષાને મદદ કરે એવાં નથી હોતાં. આ લેખકો વિરામચિહ્નોના ઉપયોગમાં પણ લખાતી ભાષાના વ્યાકરણને અનુસરતા હોય એવું લાગે છે. બીજું, આ લેખકોની વાર્તાઓમાં બોલાતી ભાષામાં જોવા મળે છે એવી ગતિશીલતા પણ જોવા નથી મળતી. નાના શબ્દો કે નાનાં વાક્યોને બદલે તેમની ભાષામાં સંધિપ્રચુર શબ્દો અને સંકુલ વાક્યો પ્રચુર પ્રમાણમાં જોવા મળે છે. આ વાર્તાકારો એમનો *વાચક* વાચક નથી પણ *શ્રોતા* છે એ વાત વીસરી જતા હોય એવું લાગે છે. માન્ય ભાષામાં લખાતી વાર્તાઓ એકોક્તિ બની શકે પણ બોલાતી ભાષા તો સ્વભાવથી જ સંવાદરાગી હોય છે. આપણે ત્યાં હજી એકલા એકલા બબડવાની સંસ્કૃતિ ઊભી થઈ નથી. આ વાર્તાકારો આ હકીકતની સર્જનાત્મક શક્તિને તાગતા નથી. ઘણી વાર તો એવું પણ લાગે છે કે આ વાર્તાકારો પાસે સાહિત્યની ભાષા વિષેની કોઈ સ્પષ્ટ દૃષ્ટિ નથી. તેઓ કંઈક નવું કરી નાખવાના મિજાજમાં છે પણ એ મિજાજનું સાહિત્યમાં રૂપાન્તર કરવા માટે જોઈએ એટલી વિદગ્ધતા એમની પાસે નથી.

લેખન સ્વરૂપમાંથી બોલાતા સ્વરૂપ તરફ વળવાને પગલે આ વાર્તાકારોએ વાર્તાના સ્વરૂપમાં પણ ફેરફાર આણવો જોઈતો હતો. પણ એમની મોટા ભાગની વાર્તાઓમાં એવા પરિશ્રમનો અભાવ જોવા મળે છે. એને કારણે આ પરંપરાની ઘણી બધી વાર્તાઓ આધુનિકતાવાદી વાર્તાના ઢાંચામાં બોલીના રંગ પૂર્યા હોય એવી લાગે છે. સંકુલ કથાવસ્તુ, કથક અને પાત્રોનાં એકસરખાં દૃષ્ટિબિન્દુ, કથક અને પાત્રોની ભાષાનું એકસરખાપણું વગેરે કોઈને પણ કઠ્યા વિના ન રહે. એટલું જ નહિ, તળપદી ભાષામાં લખતા ઘણા વાર્તાકારો તો રોજબરોજની ભાષા ન ખમી શકે એવાં કલ્પનો, પ્રતીકો અને રૂપકો પણ ઘણી વાર પ્રયોજતા હોય છે. આધુનિકતાવાદે જેનો અપરંપાર મહિમા કર્યો છે એ ટેકનિકની પૂજા કરતાં પણ આ પરંપરાના કેટલાક વાર્તાકારોને સંકોચ થતો નથી. વાસ્તવમાં તો એ બધાએ કલ્પનો અને પ્રતીકોને બદલે રૂઢિપ્રયોગો, રૂપકોને બદલે કહેવતો અને આધુનિકતાવાદી રચનારીતિને બદલે લોકકથાના અને લોકવ્યવહારના કથનને મહત્ત્વ આપવું જોઈએ. પણ એમણે જવલ્લે જ એવું કર્યું છે.

આ વાર્તાકારો રોજબરોજની, લોકજીભે બોલાતી ભાષામાં વાર્તા લખવાનો દાવો કરે છે. પણ ભાષાવિજ્ઞાનીઓ જેને ભાષાશાસ્ત્રીય અવશેષ (linguistic survival) કહે છે એવું અવશિષ્ટ રૂપ એમની ભાષામાં ઝાઝું જોવા નથી મળતું. એક જ પાત્ર એક ઠેકાણે *સ્નો હ* કરે તો બીજા ઠેકાણે *સ્ના સ જ* રહેવા દે. વાર્તાકાર ભૂલી જાય છે કે એ બોલાતી

ભાષામા વાર્તા લખી રહ્યો છે. ક્યારેક તો એ દેખાદેખીથી જ બોલી પ્રયોજતો હોય એવું લાગે. એ *સારુંનુ હારુ* કરે. પછી *સરસનુ* પણ *હરહ* કરી નાખે. એ ભૂલી જાય છે કે પાછળથી સ્વીકારેલા (late borrowed) શબ્દોને ક્યારેક એ નિયમ લાગુ નથી પડતો. આ વાર્તાકારો સદર્ભ પ્રમાણે ભાષા ક્યારેક જ બદલે છે. એટલું જ નહિ, બોલાતી ભાષામાં જોવા મળતુ આધુનિકીકરણ અને પરપરા વચ્ચેની પરસ્પરવ્યાપ્તિ (overlapping) પણ આ વાર્તાકારો પોતાની ભાષામા પ્રગટાવી શકતા નથી. આધુનિકતાના દબાણ હેઠળ ચાલ્યા કરતુ અતિશુદ્ધીકરણ (hypercorrection) પણ આ વાર્તાકારોના ધ્યાનમાંથી છટકી જાય છે.

આ વાર્તાકારો દેશીવાદનો મહિમા સ્વીકારે છે. દેશીવાદના અનેક અર્થ છે. એક અર્થ તે નૈસર્ગિક વૃત્તિ (natural instinct) આ વાર્તાઓ ક્યારેક ખાસ કરીને જાતીય સમ્બન્ધોના નિરૂપણને વૃત્તિપ્રધાન બનાવવાનો પ્રયાસ કરે છે ખરી પણ અન્તિમ ઘડીએ એમનાં પાત્રો પર નૈતિકતાના અને એ રીતે સસ્કૃતિના ભૂત સવાર થઈ જતાં હોય છે. વાર્તાકાર બે પાત્રો વચ્ચે રતિક્રીડાની કે સજાતીય સમ્બન્ધોની ભૂમિકા તૈયાર કરે, એમને ક્યારેક ચરમ સીમાની નજીક પણ પહોચાડે. પણ પછી એકાએક જ એમના હાથમાં આધુનિકતાવાદી નીતિશાસ્ત્રની ટેકણલાકડી પકડાવી દે. એટલુ જ નહિ, એ પાત્રોને પાછો પશ્ચાત્તાપની ઊંડી ગર્તામા પણ ધકેલી દે. બહુ થોડા વાર્તાકારો તથાકથિત નૈતિકતાની સીમાઓ ઓળગવાની હિમત કરી નાખે છે. પણ એમા એમનો આશય પાછો જુદો હોય છે. મોટે ભાગે તો તેઓ સમાજના નીચલા વર્ગના થતા જાતીય શોષણને જ બતાવવા માગતા હોય છે.

આ વાર્તાલેખકોને હજી પણ કળા ખાતર કળાનુ વળગણ વળગેલું છે. એને કારણે *કૃતિ કૃતિ બનવી જોઈએ* જેવા વિધાનો કરતા એમને સકોચ થતો નથી. એમને એ વાતનો પણ ખ્યાલ નથી આવતો કે એવા વિધાનો કરીને તેઓ પોતાની સામે જ એક પ્રકારનો વિરોધ ઊભો કરી રહ્યા છે. એમને કદાચ એકલા પડી જવાનો ડર છે. એવું પણ બને કે તેઓ કોઈક પ્રકારની અસલામતીથી પણ પીડાતા હોય. એટલે જ તો આ વાર્તાકારોમાંના કેટલાક સુરેશ જોષીના *ઑર્ગેનિક હોલ* (જૈવિક સંવાદિતા)ની છત્રછાયા હેઠળ સર્જનકર્મ કરે છે તો કેટલાક રઘુવીર ચૌધરીના વાસ્તવવાદના છાપરા નીચેથી બહાર આવતા નથી. આ પરિસ્થિતિ માટે આ વાર્તાઓને પ્રેરકબળ પૂરું પાડવા માટે રચવામા આવેલી વાર્તામીમાંસા પણ ઓછી જવાબદાર નથી. *પરિષ્કૃતિનુ* જ ઉદાહરણ લો. અજિત ઠાકોર માને છે કે પરિષ્કૃત વાર્તા સસ્કૃતિ (ઉમાશકર જોષી) અને કૃતિ(સુરેશ જોષી)ના ઉત્તમ સિધ્ધાન્તોથી પરિષ્કૃત થયેલી છે. જો એમનો આ ઉત્ક્રાન્તિવાદી નમૂનો (મોડેલ) સ્વીકારીએ તો આપણે એમ કહેવુ પડશે કે હવે પછીની ગુજરાતી વાર્તા સસ્કૃતિ, કૃતિ અને પરિષ્કૃતિથી પરિષ્કૃત થશે ! અજિત ઠાકોર કહે છે કે આ વાર્તાઓ *સંસ્કૃતિનું* અને *કૃતિનું* જે સર્વોત્તમ છે એને જાળવે છે. હુ માનુ છુ કે આ સર્વોત્તમને જાળવવાની જવાબદારીમાંથી તળપદી વાર્તાઓએ બહાર આવવુ જોઈએ. વાસ્તવમા તો એમના સર્વોત્તમને જાળવવાનું ભારણ જ આ વાર્તાઓને નબળી બનાવી દે છે. અસખ્ય તર્કદોષોથી ભરેલી અજિત ઠાકોરની વાર્તાવિભાવનાએ એમના જૂથના વાર્તાકારોને પારાવાર નુકસાન પહોંચાડ્યું છે. આ

વાર્તામીમાંસા એક વાદ(થિસિસ)ની સામે પ્રતિવાદ (એન્ટીથિસિસ) ઊભો કરે છે તો બીજી બાજુએ વાદને ખોટું ન લાગે એની કાળજી રાખવા માટે પાછલા બારણેથી કેટલીક જવાબદારીઓ પણ લાદે છે.

સમાપનમાં-આપણે એટલું જ કહી શકીએ કે અપરંપાર શક્યતાઓ ધરાવતી તળપદી વાર્તા એના સર્જકો અને એના પુરસ્કર્તાઓના હાથે જ મંદવાડમાં સપડાઈ ગઈ છે.

૩.૨ દલિત વાર્તા

સુરેશ જોષી એમની વાર્તામીમાંસામાં સમૂહની સામે વ્યક્તિનો મહિમા કરે છે. ગુજરાતી દલિત વાર્તાકારો આ સમીકરણને પોતાનું લક્ષ્ય બનાવે છે અને એનું સમીકરણ ઉલટાવી નાખી વ્યક્તિની સામે સમૂહનો મહિમા કરે છે. એટલું જ નહિ, તેઓ સમૂહને સમાજના એક ચોક્કસ એવા ઉપેક્ષિત વર્ગ સાથે સાંકળે છે. આ વર્ગ તે દલિત સમાજ. આ વાર્તાકારોનું એક ગૃહીત એ છે કે સમાજ સવર્ણો અને દલિતોની વચ્ચે વહેંચાઈ ગયેલો છે. બીજું ગૃહીત એ છે કે સવર્ણોએ વ્યક્તિને કેન્દ્રમાં રાખીને સમૂહને અને એ રીતે દલિતોને અવગણ્યા છે. ત્રીજું ગૃહીત એ છે કે વ્યક્તિનો મહિમા દલિત સમાજમાં રહેલી વિદ્રોહની શક્યતાઓને નબળી પાડી દેવાની સવર્ણોની છૂપી કાર્યસૂચિ(એજન્ડા)ની નીપજ છે. એ કાર્યસૂચિના એક ભાગ રૂપે જ સાહિત્યની ભાષા તરીકે માન્ય ભાષાને સ્થાન મળ્યું છે. એટલું જ નહિ, એ કાર્યસૂચિના ભાગ રૂપે જ સ્વરૂપનો, કલ્પનાનો, પ્રતીકોનો, કળા ખાતર કળાનો અને સ્થળકાળનિરપેક્ષ સત્યનો મહિમા થયો છે. સ્વરૂપના મહિમાએ દલિતો ઉપર એમની સંવેદનાનું વિસામાજિકીકરણ (de-socialization) અને વિસાંસ્કૃતિકીકરણ (de-culturalization) કરવાની ફરજ પાડી છે. કલ્પનો અને પ્રતીકોના મહિમાએ દલિતોની બોલીને, એના રૂઢિપ્રયોગોને, એની કહેવતોને અને એ રીતે એની પરંપરાગત કોઠાસૂઝને સર્જનના વિશ્વમાંથી બહાર ફેંકી દીધાં છે. એને કારણે દલિતોનાં પોતાનાં કથાનક (narratives) માયકાંગલાં બની ગયાં છે. સ્થળકાળનિરપેક્ષ સત્યની વાતે દલિતોને પોતાનું સત્ય ભૂલી સમાજના ઉપલા વર્ગ દ્વારા પ્રમાણિત એવા સત્યની પાછળ દોડતા કરી દીધા છે. બીજા શબ્દોમાં કહીએ તો એ વાર્તાઓએ દલિતોને બીજાઓ જેવા બનવાની કાર્યસૂચિ પૂરી પાડી છે. આ કાર્યસૂચિ જ્યારે ઘડાઈ ત્યારે દલિતોમાં અક્ષરજ્ઞાન ઝાઝું ન હતું. એમનામાં એટલી સભાનતા પણ ન હતી. હવે પરિસ્થિતિ બદલાઈ છે. એક બાજુએ અક્ષરજ્ઞાન વધ્યું છે તો બીજી બાજુએ એમનામાં સામાજિક ચેતના પણ આવી છે. સાથોસાથ આધુનિકતાવાદનાં કારસ્તાન પણ બહાર આવ્યાં છે. દલિત વાર્તાકારોને આ પરિસ્થિતિનો લાભ મળ્યો છે. એમની વાર્તાઓમાં સવર્ણો દ્વારા કરવામાં આવતાં આર્થિક, જાતીય અને સાંસ્કૃતિક શોષણ સાથે સંકળાયેલાં કથાવસ્તુ જોવા મળે છે. એમનાં કથન પર કલ્પનો કે પ્રતીકોનો ભાર નથી. તેઓ માન્ય ભાષાને બદલે પોતાની વર્ગબોલી(sociolect)ને સ્થાન આપે છે. તળપદી વાર્તાના વાર્તાકારો કરતાં દલિત વાર્તાકારો એમની ભાષામાં વધારે સારી રીતે અવશિષ્ટ રહે છે. કૃતિ કળા બનવી જ જોઈએ એવો આગ્રહ આ વાર્તાકારો રાખતા નથી. તેઓ માને છે કે કળાનું કામ રસાનુભવનું નહિ, સામાજિક જાગૃતિ લાવવાનું છે. અને આ જાગૃતિ સાહિત્ય દ્વારા સમુદાયને વાચા આપવાથી લાવી શકાય. આ વાર્તાકારો

સામાજિક જાગૃતિને ક્રાન્તિની પ્રસ્તાવના તરીકે જુએ છે. આ જાગૃતિ તેઓ બે રીતે લાવવાનો પ્રયાસ કરી રહ્યા છે. તેઓ એક બાજુએ તેમની પીડાને અભિવ્યક્તિ આપી રહ્યા છે તો બીજી બાજુએ સવર્ણોએ એમના પર ગુજારેલા અત્યાચારને પણ વ્યક્ત કરી રહ્યા છે. તેઓ હવે સવર્ણોએ દોરી આપેલા હાસિયામા રહેવા નથી માગતા.

આ દલિતસમાજ કયા કયા જ્ઞાતિસમુદાયનો બનેલો છે એ વિષે વિવાદ છે. વ્યાપક અર્થમા તો સવર્ણોને હાથે કચડાયેલા તમામ સામાજિક વર્ગોને દલિતો કહી શકાય. અહીં સવર્ણનો અર્થ બ્રાહ્મણ, વાણિયા કે ક્ષત્રિય એવો કરવાનો નથી. એનો અર્થ *સમાજ પર આધિપત્ય ધરાવતો, દમન કરતો વર્ગ* એવો કરવાનો છે અને દલિતોનો અર્થ એ *દમનનો ભોગ બનનાર વર્ગ* એવો કરવાનો છે. આ ચોક્કસ અર્થમા પુરુષો બધા જ સવર્ણોમાં આવી જાય અને પુરુષોના હાથે સહન કરતી સ્ત્રીઓ દલિતોમા આવી જાય. સકુચિત અર્થમા હરિજન, ચમાર અને અન્ય તથાકથિત નીચલા વર્ગના જ્ઞાતિસમુદાયોને દલિતમાં મૂકી શકાય. કોને દલિતમા મૂકવા અને કોને ન મૂકવા એ પ્રશ્ન ઘણે બધે અંશે રાજકીય છે. જ્યા સુધી ગુજરાતી સાહિત્યને લાગેવળગે છે ત્યાં સુધી *દલિત* શબ્દ સંકુચિત અર્થમાં વપરાઈ રહ્યો છે

ગુજરાતી દલિત વાર્તાઓની નબળાઈઓ પણ ઓછી નથી. સૌથી મોટી નબળાઈ એ છે કે એમને હજી એમના શોષણનાં સાચુકલા સ્વરૂપો જડ્યા નથી. ગુજરાતના દલિતોનાં શોષણના સ્વરૂપો મહારાષ્ટ્ર અને કર્ણાટકના દલિતોના શોષણના સ્વરૂપો કરતા જુદા છે. મહારાષ્ટ્રનો પુરોહિતવાદ ગુજરાતના પુરોહિતવાદ કરતાં જુદો છે. ગુજરાતમાં વર્ણવ્યવસ્થા જુદી છે અને જ્ઞાતિવ્યવસ્થા પણ જુદી છે. એ બેની વચ્ચેના સમ્બન્ધો સમજવા સમાન્તરનું તર્કશાસ્ત્ર ઝાઝુ કામ લાગે એવુ નથી. જ્ઞાતિવ્યવસ્થા વર્ણવ્યવસ્થાને બદલે રાજકીય સત્તાથી વધારે રગાયેલી છે. ગુજરાતના અસ્પૃશ્યતાના સ્વરૂપો પણ જુદા પ્રકારનાં છે. મહારાષ્ટ્રમાં સવર્ણો અને હિન્દુઓ એક જ પ્રતિમાનમા મૂકી શકાય છે. એને પગલે દલિતો બૌધ્ધ ધર્મ સ્વીકારી સવર્ણોની સામે ધ્રુવીકરણ ઊભુ કરી શકે છે. ગુજરાતમા એટલી સરળતાથી સવર્ણો અને હિન્દુઓને એક જ પ્રતિમાનમા મૂકી શકાય એમ નથી. કદાચ એને કારણે જ આપણા દલિત વર્ગે સરળતાથી બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો નથી. ગુજરાતના દલિતને નબળા પુરોહિતવાદની સામે બહુ સઘર્ષ કરવો પડતો નથી કારણ કે ગુજરાતના પુરોહિતવાદનાં કાર્ય (functions) મહદ્ અંશે ધાર્મિક વિધિઓ પૂરતાં જ મર્યાદિત થઈ ગયા છે. એવા પુરોહિતો દલિતોએ પણ એમના સમાજમા ઊભા કર્યા છે. ટૂંકમાં આપણે એમ કહી શકીએ કે ગુજરાતી દલિત વાર્તાને અભિવ્યક્તિના ઓજારો મળ્યાં છે પણ અભિવ્યક્તિની સામગ્રી મળવાની હજી બાકી છે.

ગુજરાતના દલિત વાર્તાકારોની બીજી નબળાઈ એ છે કે તેઓ હજી આધુનિકતાવાદી કળામીમાસામાથી સપૂર્ણપણે બહાર આવવા માગતા નથી. એમને પણ પોતાની કૃતિ આધુનિકતાવાદે નક્કી કરેલાં કળાનાં ધોરણો જાળવે એ ગમે છે. પછી ભલે ને એ ધોરણો એ જે સામાજિક વર્ગનો વિરોધ કરે છે એણે કેમ ન સ્થાપ્યાં હોય! પોતાની કૃતિને નાણવા માટે એમણે પોતાની આગવી કાવ્યમીમાસા ઊભી કરવી જોઈએ. એટલું જ નહિ, એમણે બિનદલિત સાહિત્યને પણ એ સિધ્ધાન્તની કસોટીએ ચડાવવુ જોઈએ.

ગુજરાતી દલિત સમાજનુ નૃવંશવૈજ્ઞાનિક વિશ્લેષણ કરીશુ તો ખ્યાલ આવશે કે દલિતોની વચ્ચે પણ એક એવો વર્ગ છે જે સતત સવર્ણ સમાજના જેવો બનવા માગે છે આ વર્ગ ગ્રામશી (Gramsci) કહે છે એવા સર્વસ્વીકૃત નિયન્ત્રણ(consensual control)નો ભોગ બનેલો છે એટલે જ તો આ વર્ગ સ્વેચ્છાએ સવર્ણોના જગત વિશેના ખ્યાલ(world view)ને શરણે થતો જાય છે શ્રીનિવાસે આ પ્રક્રિયાનુ બ્રાહ્મણીકરણ(sanskritization)ના શીર્ષક હેઠળ વિશ્લેષણ કર્યુ છે એટલુ જ નહિ, આ વર્ગના મત્યો અભાનપણે સવર્ણોની ફિલસૂફીનુ સામ્રાજ્ય વધારતા રાજકીય આડતિયા (political agents) બની ગયા છે આધુનિકતાવાદી વાર્તામીમાસાનુ વળગણ આ છૂપી કાર્યસૂચિને પ્રતિબિમ્બિત કરતુ હોય એમ ક્યારેક આપણને લાગે છે

દલિત વાર્તાકારોને સવર્ણો સામે જેટલી ફરિયાદ છે તેટલી ફરિયાદ કેટલાક રાજકીય પક્ષો સામે નથી એમને ખબર છે કે એ રાજકીય પક્ષો એમનુ પધ્ધતિસરનુ શોષણ કરી રહ્યા છે તેમ છતા તેઓ હજી એ શોષણને ઓળખી શક્યા નથી અથવા ઓળખી તો શક્યા છે પણ એ શોષણને તેઓ વાર્તા સુધી લાવી શકતા નથી સરચનાવાદની દૃષ્ટિએ જોઈશુ તો આપણને ખ્યાલ આવશે કે સવર્ણો દ્વારા કરવામા આવેલા અને રાજકીય પક્ષો દ્વારા કરવામા આવતા શોષણની વચ્ચે ઝાઝો ફરક નથી બનેય અન્તે તો એમનુ શોષણ જ કરે છે

દલિત વાર્તાકારો પાસે અનુભવની સમૃધ્ધિ છે અભિવ્યક્તિનુ સબળ માધ્યમ પણ છે પણ તેઓ પૂરતા પ્રમાણમા સ્વવાચી (reflexive) નથી એને કારણે એ જેનો વિરોધ કરવા માગે છે એના દ્વારા જ ઊભા કરવામા આવેલા સાહિત્યના માપદણ્ડોનો ભોગ બની ગયા છે પોતાના અવાજને ચળકાવવા માટે એમણે પોતાનુ એક બૌદ્ધિક (intellectual) જૂથ ઊભુ કરવુ જોઈએ અને ઇતર(the other)ના જેવા બનવાનો વૃથા સઘર્ષ છોડી દેવો જોઈએ

૩ ૩ નારીવાદી વાર્તા

ગુજરાતીમા અનુસરચનાવાદીઓ જેને નારીવાદ કહે છે તેવો નારીવાદ નથી અને એટલે જ કદાચ સાહિત્યિક સસ્કૃતિ પર પ્રભાવ પાડનારા સર્જકો, એમની કૃતિઓ અને એમની સાહિત્યમીમાસાના નારીવાદી વાચન જોવા મળતા નથી સુરેશ જોષીની વાર્તામીમાસાનુ નારીવાદી વાચન થયુ નથી એને કારણે એ વાર્તામીમાસામા રહેલુ નરકેન્દ્રી વલણ આપણે હજી સમજી શક્યા નથી પરિણામે સુરેશ જોષી પછીની નારીવાદી વાર્તાઓ પરપરાગત નારીવાદમાથી બહાર આવી શકી નથી પરપરાગત નારીવાદમા પુરુષને કેન્દ્ર તરીકે સ્થાપી નારીને પુરુષસમોવડી બનાવવાની કાર્યસૂચિ હતી એ કાર્યસૂચિ હજી પણ ચાલુ છે આ કાર્યસૂચિ પુરુષોએ જ ઘડી કાઢી હતી એની આ વાર્તાકારોને કદાચ ખબર નથી એમને એ પણ ખબર નથી કે એને કારણે જ અમની વાર્તાઓમા વિદ્રોહ ઓછો અને બીબાઢાળ અભિવ્યક્તિ વધારે જોવા મળે છે

ગુજરાતી સાહિત્યમા આમેય નારીવાદી વાર્તાઓ ઝાઝી નથી જે કઈ છે એ નારીના આદર્શવાદી વિશ્વ અને નારીના સપાટી પરના સામાજિક પ્રશ્નોની આસપાસ ફર્યા કરે છે

એ વાર્તાઓમા દાર્શનિક ભૂમિકા ઓછી અને પરપરાગત સમાજશાસ્ત્ર વધારે જોવા મળે છે બીજા શબ્દોમા કહીએ તો એ વાર્તાઓ હજી સુધારાવાદી લક્ષણસમૂહ(syndrome)થી પીડાઈ રહી છે ક્યારેક એ વાર્તાઓ ચળવળ સુધી પહોચવાનો પ્રયાસ કરે છે પણ સૂત્રોચ્ચાર કરવાથી આગળ નથી જઈ શકતી

૩ ૪ લોકપ્રિય વાર્તાઓ

લોકપ્રિય વાર્તાકારો સુરેશ જોષીના સૌષ્ઠવપ્રિય સાહિત્ય વિરુધ્ધ લોકપ્રિય સાહિત્યના દ્વિપક્ષી વિરોધને ઉલટાવી નાખે છે એની સમાન્તરે તેઓ *કળા ખાતર કળાના* સિધ્ધાન્તને અવગણી *ભાવક ખાતર કળાના* સિધ્ધાન્તનો મહિમા કરે છે તિરોધાન કે અનુકરણ એમના માટે મહત્ત્વના સિધ્ધાન્તો નથી તેઓ સ્વરૂપને પોતાનુ લક્ષ્ય બનાવતા નથી એ જ રીતે તેઓ પ્રયોગશીલતાનો પણ સ્વીકાર કરતા નથી તેઓ સામગ્રી, પાત્ર, પરિવેશ વગેરેના સ્તરે નાવીન્યનુ મહત્ત્વ સ્વીકારે છે

આ વાર્તાકારોની એક સૌથી મોટી નબળાઈ એ છે કે અવનવા સ્વરૂપો સર્જવા માટે એમને જે અવકાશ મળે છે એ અવકાશનો તેઓ મહત્તમ ઉપયોગ કરી શકતા નથી એને કારણે એમની મોટા ભાગની વાર્તાઓ રમણલાલ વસન્તલાલ દેસાઈ અને ઈશ્વર પેટલીકરના આદર્શોમાથી કે ચન્દ્રકાન્ત બક્ષીના રોમેન્ટિઝિમમાથી બહાર આવી શકતી નથી બીજુ, જે ઝડપથી ગુજરાતી સસ્કૃતિ બદલાઈ રહી છે એ ઝડપથી એ ઝડપનો પણ ઝાઝો પ્રભાવ આ વાર્તાઓ પર પડ્યો હોય એવુ દેખાતુ નથી લોકપ્રિય વાર્તાકાર બનવુ ખૂબ અઘરુ છે પણ આપણો વાર્તાકાર એ વાત સમજી શક્યો નથી આપણા લોકપ્રિય વાર્તાકારોની વાર્તાઓના સ્વરૂપો, કથાવસ્તુઓ, પાત્રો વગેરે હજી બદલાતા નથી છેલ્લા દસ વરસમા આવેલા સામાજિક અને આર્થિક ફેરફારો, એની સમાન્તરે આપણી બદલાઈ ગયેલી ઘણી બધી વિભાવનાઓ, અનેક લોકપ્રિય સમ્પ્રદાયોનો ઉદય, તહેવારોની ઉજવણીના બદલાઈ ગયેલા સ્વરૂપો, ઝડપભેર બદલાઈ રહેલી વસ્ત્રસસ્કૃતિ, સ્મોલ સ્કેઇલ ઇન્ડસ્ટ્રિઝની જેમ ઠેર ઠેર ઊગી નીકળેલા બ્યૂટી પાર્લરો અને એને પગલે બદલાઈ ગયેલી શરીર અને આત્માની વિભાવનાઓ, માતૃભાષા પરત્વેની વફાદારીમા આવેલી ધરખમ ખોટ, નૈતિકતા પરથી ધર્મનો ઘટેલો પ્રભાવ, ધાર્મિક વિધિઓનુ બદલાઈ ગયેલુ સકેતવિજ્ઞાન, નવનિર્માણથી માડીને તે અનામતવિરોધી આન્દોલનોની ક્ષણજીવી સફળતાઓ, ધાર્મિક અને રાજકીય જીવનમા પ્રવેશી ગયેલી ફાસીવાદી (પ્ર)વૃત્તિઓ, કોમવાદી તોફાનો, ધરતીકમ્પ જેવી કુદરતી ઘટનાઓ વગેરે હજી આપણી લોકપ્રિય વાર્તાઓમા પ્રવેશવાના બાકી છે ક્યાક રડ્યાખડ્યા આવા થીમ જોવા મળે છે ખરા પણ હજી એ એક સૂત્ર (canon)ના સ્તર સુધી પહોચી શક્યા નથી

કમનસીબે આ વાર્તાઓને એમનો વિવેચક મળ્યો નથી મેથ્યૂ આર્નોલ્ડને પગલે આપણા વિવેચકે સસ્કૃતિની વાત કરી ખરી પણ એમાય એણે સમાજના ઉપલા વર્ગના મૂલ્યોનો જ મહિમા કર્યો એ જ રીતે એણે ક્યારેક એફ આર લેવિસની વાત કરી ખરી પણ એમાય સમાજના કોઈ એક વર્ગ પરત્વેનો પક્ષપાત તો રાખ્યો જ આ બને મહાનુભાવોને પગલે આપણા વિવેચકે લોકપ્રિય સાહિત્યને ઊતરતી કક્ષાનુ, અરાજકતાભર્યુ, અનૈતિક,

ગંદું ગણીને લોકોને એનાથી દૂર રહેવાની આડકતરી સલાહ પણ આપી! ફ્રેન્કફર્ટ સ્કૂલે સાંસ્કૃતિક ઉદ્યોગ(cultural industry)ની વાત કરી છે. આપણે એ સ્કૂલના માર્ક્યુઝની અસ્તિત્વવાદના સંદર્ભે, લુકાચની માર્ક્સવાદના સંદર્ભે, એડોર્નોની નાઝીવાદી જાતિનિકંદન (holocaust)ના સંદર્ભે વાતો કરી છે ખરી પણ એ વાતો પાદટીપથી વધારે આગળ જઈ શકી નથી. મૂડીવાદ પરત્વેની આપણી કૂણી / છૂપી લાગણીએ એમાં મહત્ત્વની ભૂમિકા ભજવી છે. ગ્રામશીની પણ આપણે ક્યારેક વાત કરી છે ખરી પણ એ પણ ખૂબ જ મર્યાદિત જૂથ પૂરતી રહી ગઈ છે. એ જ રીતે આપણા તથાકથિત સંરચનાવાદીઓએ પણ લોકપ્રિય સાહિત્ય પરત્વે આભડછેટ રાખી છે. એમના આવા અભિગમનાં બે પરિણામ આવ્યાં છે. એક તો સંરચનાવાદ મજબૂત બન્યો નથી. અને બીજું, લોકપ્રિય સાહિત્યને થઈ રહેલો અન્યાય ચાલુ રહ્યો છે. એટલું જ નહિ, આ વાર્તાકારોએ પણ પોતાની સાહિત્યિક પ્રવૃત્તિને સૈધ્ધાન્તિક ટેકો આપવાનો પ્રયાસ કર્યો નથી. હવે સાંસ્કૃતિક અભ્યાસ(cultural studies)ની બોલબાલા છે. આશા રાખીએ કે આપણા લોકપ્રિય વાર્તાકારોને એનો લાભ મળે.

૩.૫ સજાતીય સમ્બન્ધની વાર્તાઓ

ગુજરાતીમાં સજાતીય સમ્બન્ધને કથાવસ્તુ બનાવતી વાર્તાઓ આમ જુઓ તો ઓછી છે. પુરુષ અને પુરુષ વચ્ચેના સમ્બન્ધો તથા સ્ત્રી અને સ્ત્રી વચ્ચેના સમ્બન્ધોને હજી આપણે અકુદરતી સમ્બન્ધો તરીકે જોઈએ છીએ. સમાજશાસ્ત્રીઓ અને નૃવંશવિજ્ઞાનીઓએ અનેક દાખલાદલીલો સાથે બતાવી આપ્યું છે કે જાતીય સમ્બન્ધો એક સામાજિક રચના (construct) છે અને એમ હોવાથી પુરુષ પુરુષ કે સ્ત્રી સ્ત્રી વચ્ચેના જાતીય સમ્બન્ધો અકુદરતી છે એમ ન કહી શકાય. પણ ભારતની લોકશાહી હજી એટલી ઉદાર (liberal) નથી. એના કેન્દ્રમાં હજી વ્યક્તિ નથી. જાતીય સમ્બન્ધો પર હજી રાજ્યનો અંકુશ છે. એને કારણે ગુજરાતીમાં ક્યારેક સજાતીય સમ્બન્ધો દર્શાવતી વાર્તાઓ લખાઈ છે ખરી પણ મિશેલ ફૂકોલ (Michel Foucault) કહે છે એવી સંસ્થાકીય માન્યતા એ વાર્તાઓને મળી નથી. ભૂપેન ખખ્ખરના વાર્તાસંગ્રહને હજી સમીક્ષક મળવાનો બાકી છે. એ વાર્તાઓને વિદ્યાપીઠોની માન્યતા તો ક્યારે મળશેં એ તો ભગવાન જાણે! ગુજરાતીમાં આ પ્રકારની વાર્તાઓ ક્યારેક લખાય છે પણ એ વાર્તાઓ એક પોલિટિકલ (સામાજિક વિદ્રોહનો) અવાજ બનીને બહાર આવતી નથી. અને વિવેચકો પણ આવી વાર્તાઓ પરત્વે આભડછેટ રાખી રહ્યા છે.

## ૪ સમાપન

પરપરાગત વાર્તાની સામે સુરેશ જોષીએ એક નવુ જ પ્રતિમાન રચી આપ્યુ અને એ સાથે જ ગુજરાતી ટૂકી વાર્તાના ઇતિહાસમા એક નવા પ્રકરણની શરૂઆત થઈ આ પ્રકરણને આપણે આધુનિકતાવાદી પ્રકરણ કહી શકીએ એમના પ્રતિમાનને વિસ્તારતી વાર્તાઓ અને એમના પ્રતિમાનની સામે ધ્રુવીકરણ રચવાના આશયથી લખાયેલી વાર્તાઓ પણ આધુનિકતાવાદી ગણાય હવે સુરેશ જોષી પછીના વાર્તાકારો એમના પ્રતિમાનને ઉલટાવી નાખવાની હિમત કરી રહ્યા છે ખરા પણ એ હિમતનો પૂરતો લાભ લઈ શકતા નથી, એ હિમતનુ સર્જનના જુસ્સામા રૂપાન્તર કરી શકતા નથી સુરેશ જોષીએ ઘટનાનુ તિરોધાન કર્યું હતુ હજી સ્વરૂપનુ તિરોધાન બાકી છે એ દિશામા આપણો એક પણ વાર્તાકાર જઈ શક્યો નથી એમના પ્રતિમાનને પડકારનારા હજી પણ આધુનિકતાવાદના મોહમા જકડાયેલા છે કદાચ એમને દૂધમા અને દહીમા બનેમા પગ રાખવો છે કદાચ એ પોતાના પુરોગામીઓને નારાજ કરવા નથી માગતા કદાચ એમનામા નવી વાર્તામીમાસા રચવાની શક્તિ જ નથી સાહિત્યના ક્ષેત્રે પુરોગામીઓ પરત્વે આજ્ઞાકિતપણુ ન ચાલે એ જ રીતે સમકાલીનો સાથેનો *રોટી વ્યવહાર કે બેટી વ્યવહાર* પણ ન ચાલે બનેની સાથે તદુરસ્ત એવા ધ્રુવીકરણો સર્જવા જ પડે જ્યા સુધી એવા ધ્રુવીકરણો નહિ સર્જાય ત્યા સુધી સુરેશ જોષી પછીની ટૂકી વાર્તા છે એટલી જ નબળી રહેશે

# આધે અધૂરે :
## પારિવારિક વિચ્છિન્નતાનું સક્ષમ નાટક

**લવકુમાર દેસાઈ**

૧.

ભારતીય રંગભૂમિનું યશસ્વી નામ એટલે મોહન રાકેશ (૧૯૨૫-૧૯૭૨). એમણે માત્ર ચાર જ નાટક લખ્યાં છે : આષાઢ કા એક દિન (૧૯૫૮), લહરો કે રાજહંસ (૧૯૬૩), આધે અધૂરે (૧૯૬૯), પૈર તલે કી જમીન (૧૯૭૨). 'પૈર તલે કી જમીન' એમના અવસાનને કારણે અધૂરું રહ્યું હતું ને એમના પરમ મિત્ર કમલેશ્વરે પૂરું કર્યું હતું. માત્ર સાડા ત્રણ નાટક આપ્યાં હોવા છતાં પ્રતિભાપૂર્ણ પ્રયોગશીલતા, રંગમંચીય સૂઝ ને વિશિષ્ટ ભાષાકર્મ આ બધાંને કારણે મોહન રાકેશ મૂર્ધન્ય નાટ્યકાર તરીકે છવાઈ ગયા છે. એમનાં નાટકોનાં હિંદીમાં તો અનેકવિધ પ્રયોગો થયા છે, વિવિધ ભારતીય ભાષાઓમાં તેમ જ અંગ્રેજીમાં પણ નોંધપાત્ર પ્રયોગો થયા છે. 'આધે અધૂરે'માં જીવનના એક ગહનતમ અનુભવખંડ – એકલતા, અધૂરપ, અતૃપ્તિ – ને વિવિધ રંગમંચીય પ્રયુક્તિઓથી ઉત્તમ રીતે કંડારવામાં આવ્યો છે. અહીંયાં એની આસ્વાદમૂલક સમીક્ષા કરવાનો ઇરાદો છે.

'આધે અધૂરે' (૧૯ ને ૨૬ જાન્યુ., ૨ ફેબ્રુ.ના) ધર્મયુગમાં ક્રમશઃ પ્રગટ થયું હતું. આજે ચોત્રીસ વર્ષ પછી પણ સમસામયિક પ્રશ્નોને વેધક રીતે રજૂ કરતી કૃતિ તરીકે એ એટલું જ અર્થપૂર્ણ ને સક્ષમ લાગે છે. જાણીતા આલોચક નેમિચંદ્ર જૈન એમના લેખ 'અધૂરેપન કી ત્રાસદી'માં કહે છે તેમ ૧૯૬૯માં દિલ્હી, મુંબઈ, કોલકાતા જેવાં મહાનગરોમાં એના પ્રયોગોએ એક જબરદસ્ત વૈચારિક ઊહાપોહ જગાવ્યો હતો. કેટલાકને તો એમાં ઇબ્સન, સ્ટ્રિન્ડબર્ગ, બ્રેખ્ત, ઓ'નિલ, આર્થર મિલર – આ સર્વનું એકસાથે સ્મરણ થયું હતું.

'આધે અધૂરે'માં પરંપરાગત નાટકોમાં બને છે એવી ભારેખમ ઘટનાઓ બનતી નથી. પાત્રોની મનઃસ્થિતિ ને સંવેદનાના ઘર્ષણથી થતા આંતરિક વિસ્ફોટ ઉત્કટતાથી આલેખાય છે. ભૂગર્ભમાં બનતી નાનીમોટી ઘટનાઓને કારણે લાવારસ ઉદ્દીપ્ત થઈને ધરતીના પડને ઉશેટીઉખેડી જ્વાળામુખી રૂપે પ્રગટે તેમ પાત્રોનાં વ્યથાવિષાદ પ્રચંડ સ્વરૂપે રજૂ થાય છે. નાટકની ગતિ વર્તુળાકાર છે. પુરુષ અને સ્ત્રી, એટલે કે મહેન્દ્રનાથ અને સાવિત્રી આરંભમાં જે અવસ્થાએ હતાં એ જ અવસ્થાએ અંતમાં પણ મુકાયેલાં છે. બંને ઘર રૂપી નરકને છોડી દેવા અત્યંત ઉત્સુક છે પણ છોડી ન શકે એટલાં વિવશ છે. કદાચ આ જ એમની નિયતિ છે. જુનેજા, સિંઘાનિયા, જગમોહન પણ ઘર છોડી શકતા નથી.

૨

મોહન રાકેશ હાડોહાડ નાટકનો જીવ છે રગભૂમિ સાથે એમને પ્રત્યક્ષ ઘરોબો છે સનિવેશ, ધ્વનિ, પ્રકાશછાયા, વેશભૂષા, આહાર્ય સામગ્રી – એકેએક બાબતમા એ સભાન છે, સજાગ છે આથી 'આધે અધૂરે'મા એ મુખ્ય પાઠ – સવાદ – ની સાથે ઝીણામા ઝીણી નાટ્યસૂચિ પણ મૂકે છે પાત્રપરિચયમા એ સ્પષ્ટ કહે છે કે કાળા સૂટવાળો માણસ, પુરુષ એક, પુરુષ બે, પુરુષ ત્રણ ને પુરુષ ચાર એમ પાચે ભૂમિકા એક જ અભિનેતાએ ભજવવાની છે, પાચેની ઉમર ૪૯-૫૦ આસપાસની છે, એ એમને કોઈ વિશેષ નામ આપતા નથી, એ બધા મધ્યમવર્ગના પ્રતિનિધિ છે એ કેવુ કલાત્મક રીતે સૂચવી દે છે! મોહન રાકેશે એવી યોજના કરી છે કે રગમચ પર ક્યારેય આમાથી બે કે વધારે પાત્રો એકસાથે ભેગા ન થાય એ પાચેયનો ચોક્કસ પરિચય મળી રહે, અભિનેતાને અનુકૂળતા રહે એ માટે વેશપરિવર્તનની પ્રયુક્તિનો પણ કુશળતાથી લાભ લીધો છે કાળા સૂટવાળો માણસ પુરુષ એકમા પાટલૂનખમીસ, પુરુષ બેમા પાટલૂન ને બધ ગળાનો કોટ, પુરુષ ત્રણમા પાટલૂન ને ટીશર્ટ ને હાથમા સિગારેટનો ડબ્બો, પુરુષ ચારમા પાટલૂન ને લાબો કોટ એમ વેશપરિવર્તન કરીને પ્રવેશે તથા આગિક અભિનય, બોલચાલની ઢબ ને રીતભાત વગેરેથી બધા એકબીજાથી જુદા પડે એવી યોજના કરી છે એ પાત્રોની અધૂરપની વ્યથાને સક્રાત કરવામા ખૂબ ઉપકારક નીવડી છે કુશળ દિગ્દર્શક ઓમ શિવપુરી આ યોજનાથી ખૂબ પ્રસન્ન થાય છે ને એમનો અનુભવ વ્યક્ત કરતા કહે છે (પૃ ૭)

'એક સ્તર પર યહ નાટક મેરે લિયે વ્યક્તિયો કી વિભિન્નતા કે બાવજુદ માનવીય અનુભવ કી સમાનતા કા દિગ્દર્શન હૈ ઇસ કે લિયે નાટકકારને એક હી અભિનેતા દ્વારા પાચ પૃથક્ ભૂમિકાએ નિભાયે જાને કી દિલચસ્પ રગયુક્તિ કા સહારા લિયા હૈ મહેન્દ્રનાથ કી જગહ જગમોહન કો રખ દેને સે સ્થિતિ મે કોઈ બુનિયાદી અતર નહી પડતા, ક્યોકિ પરિસ્થિતિયો કે એક ઢાચે મે વ્યક્તિ લગભગ સમાન ઢગ,સે વરતાવ કરતા હૈ '

'આધે અધૂરે' દ્વિઅકી નાટક છે ક્રિયાનુ સ્થળ એક જ છે દીવાનખડ રાચરચીલુ અસ્તવ્યસ્ત ને વેરવિખેર છે ઊતરતી કક્ષાના સોફાસેટ, ડાઇનિગ ટેબલ, કપબોર્ડ, ડ્રેસિગ ટેબલ વગેરે પોતાની રીતે જગ્યા કરીને ઊભા છે પરતુ એકને બીજા સાથે કોઈ લયાત્મક સબધ હોય એમ વરતાતુ નથી ગાદી, ચાદર, પડદા વગેરે કા તો ઘસાયેલા, ફાટલાતૂટલા કે થીગડા મારેલા જોવા મળે છે આ સામગ્રીમા પરિવારની આર્થિક સ્થિતિનુ તેમ જ પારસ્પરિક વિચ્છિન્નતાનુ સૂચન છે સનિવેશ પણ એટલો જ પ્રતીકાત્મક છે દીવાનખડના ત્રણે દરવાજા અર્થપૂર્ણ રીતે ગોઠવ્યા છે એક પાછળના રસોડા સાથે સાકળ્યો છે, બીજો અદરના ઓરડા સાથે, ત્રીજો બહારના વિશ્વ સાથે રસોડામા જવુ હોય તો વાડામાથી જ જવુ પડે પાછળના વાડામાથી બહારના વિશ્વમા પણ જઈ શકાય આ પ્રકારની રચના માત્ર શોભા રૂપે નહી, નાટકની આતરિક આવશ્યકતા રૂપે થઈ છે એમ સમજાય છે સાવિત્રી મહેન્દ્રનાથના ઘરમા (અગત જીવનમા પણ) દરવાજેથી ડોકાતા, દખલ કરતા, સ્વાર્થ સતોષવા કાચીડાની જેમ રૂપ બદલતા સિઘાનિયા, જગમોહન ને જૂનેજા જાણે આ

દરવાજાનાં પ્રતીક બનતા હોય એમ લાગે છે.

નાટકના પ્રારંભે જ કાળા સૂટવાળો માણસ હાથમાં સિગારેટ લઈ પ્રેક્ષકો સાથે સીધી વાત કરે છે. પોતાનો પરિચય આપવા તે અસમર્થ છે. કારણ કે બે અથડાઈ પડતા અપરિચિત માણસો વચ્ચે જે સમાનતા હોય તે આ કાળા સૂટવાળા માણસમાં અને પ્રેક્ષકોમાં છે. છતાંય તે કોઈ ને કોઈ સ્વરૂપે પ્રેક્ષકોનો જ અંશ છે. તે પ્રેક્ષકોને અગાઉથી ચેતવે છે કે તંગ પરિસ્થિતિમાં મુકાયેલા આ ખાસ પરિવારની કથામાં ગમે તે પાત્ર એકબીજાનું સ્થાન લે તો પણ લેશ માત્ર ફરક પડવાનો નથી. તેથી તે પ્રેક્ષકોને સીધો પ્રશ્ન કરે છે (પૃ. ૧૨) :

'નાટક અંત તક ફિર ભી ઇતના હી અનિશ્ચિત બના રહતા ઔર યહ નિર્ણય કરના ઇતના હી કઠિન હોતા કિ ઇસ મેં મુખ્ય ભૂમિકા કિસ કી થી – મેરી, ઉસ સ્ત્રી કી, પરિસ્થિતિયોં કી યા તીનોં કે બીચ સે ઊઠતે કુછ સવાલોં કી?'

આ 'મેરી' શબ્દમાં પાંચે ભૂમિકા ભજવતા પાત્રોનો સંદર્ભ સ્પષ્ટ છે. નાટ્યકારે ચવાઈ ગયેલી ફ્લેશબેકની પધ્ધતિનો કે આંખને આંજી નાખે તેવી પ્રકાશયોજનાનો ઉપયોગ કર્યો નથી. પાત્રો પાત્રો વચ્ચેના સંવાદોમાંથી, વર્તણૂકમાંથી, પ્રતિક્રિયામાંથી ભૂતકાળની જરૂરી બાબતો ઊઘડતી જાય છે અને વર્તમાન ક્ષણને જોડતી જાય છે. માત્ર લાઇટ ઓફ-ઓનની સહજ ક્રિયાથી દૃશ્યપરિવર્તન થાય છે.

નાટકની નાયિકા સાવિત્રી એ સંવેદનશીલ, મહત્ત્વાકાંક્ષી ઘરરખ્ખુ સ્ત્રી છે, ખર્ચના બે છેડા એકઠા કરવા માટે નોકરી કરે છે. ઑફિસથી થાકીપાકીને આવે છે ત્યારે ઘરમાં બધું જ અસ્તવ્યસ્ત જોઈ બબડતી બબડતી બધું યથાસ્થાને મૂકે છે. પતિ મહેન્દ્રનાથન(પુરુષ એક)નો લટકતો પાયજામો જાણે 'મરેલું જાનવર' હોય તેમ ટગરટગર જોઈ રહે છે ને એને ઊંચકીને એક ખૂણામાં ફેંકે છે. નાટકમાં આવી સાંકેતિક ચેષ્ટા(gesture)નું પણ કેવું જબરજસ્ત યોગદાન છે તેનો આપણને ડગલે ને પગલે અનુભવ થાય છે. ઉંમરલાયક પણ બેકાર ફરતા પુત્ર અશોકને ઠેકાણે પાડવા માટે 'બોસ' સિંઘાનિયા (પુરુષ બે) ત્રીજી વાર ઘરે આવી રહ્યા છે તેનું સાવિત્રીને ગૌરવ છે. મહેન્દ્રનાથ સાથે આ જ બાબતમાં તડાફડી થાય છે. આમ પ્રેક્ષકો ભૂતકાળના સંદર્ભોથી પરિચિત થાય છે. એક સમયે મહેન્દ્રનાથ એક ઉત્સાહી, ઉદ્યમી, મહત્ત્વાકાંક્ષી પુરુષ હતો પણ જુનેજા (પુરુષ ચાર) સાથે ભાગીદારીમાં ફેક્ટરી ખોલી ધંધામાં ખુવાર થઈ ગયો અને જુનેજા લાખોપતિ બની ગયો. હવે સાવિત્રીની નજરમાં મહેન્દ્રનાથ એક દયનીય બેકાર પુરુષ, સ્ત્રીની ઇચ્છાઓ પૂરી કરવા માટે અસમર્થ નપુંસક પુરુષ બની ગયો. આથી સાવિત્રી સંપૂર્ણતા અને પરિતૃપ્તિ માટે બહાર દોટ મૂકે છે અને વિવિધ પુરુષોમાં એની શોધ આરંભે છે. અને કચડાયેલો, દુભાયેલો મહેન્દ્રનાથ આત્મસન્માનને બચાવવા માટે શુક્રશનિ ઘર છોડીને બહાર ચાલ્યો જાય છે. પુરુષમિત્રોની વાત નીકળે તો તે સાવિત્રીને કાકુ, વ્યંગ, કટાક્ષ દ્વારા પોતાની વ્યથા દાખવે છે. ઉંદરબિલાડીની માફક ઝગડતાં, ભાગતાં બંને એકબીજા પર આક્ષેપોની ઝડી વરસાવતાં અચકાતાં નથી. સાવિત્રી સ્પષ્ટ માને છે કે દીકરા અશોકની જિંદગી ખુવાર કરવામાં આ બેકાર પુરુષનો ફાળો છે તો મહેન્દ્રનાથ સ્પષ્ટ આક્ષેપ કરે છે કે મોટી દીકરી બિન્ની તેની મમ્મીમાંથી શીખ લઈ મનોજ સાથે ભાગી ગઈ છે. કોબીનાં પડળોની જેમ રહસ્યો એક પછી એક ઊઘડે છે.

આ શાપિત કુટંબનો પ્રત્યેક સભ્ય એકબીજાથી કપાયેલો, વિચ્છિન્ન છે. અશોકની સહાનુભૂતિ પિતાપક્ષે છે તો બિન્નીની સહાનુભૂતિ માતાપક્ષે છે. અશોકની એકલા એકલા 'પેશન્સ'ની રમત રમવાની ચેષ્ટા કે અભિનેત્રીઓની રંગીન તસ્વીરો કાપવાની ચેષ્ટા ઘણું બધું સૂચવી દે છે. અશોકને લાગે છે કે તેની મમ્મી પ્રભાવશાળી પુરુષોને ઘરમાં નિમંત્રે છે એથી એ પોતે 'જિતના છોટા હૈ, ઉસ સે કહીં ઓર છોટા હો જાતા હૈ.' એમ પણ લાગે છે કે બિન્ની મનોજ સાથે પ્રેમલગ્ન કરીને વાસ્તવમાં ઘર રૂપી નરકમાંથી ભાગી છૂટવા માગતી હતી.

દૃશ્ય બદલાય છે. મોટી દીકરી બિન્ની ખિન્ન વદને અચાનક ઘરે આવી પહોંચતાં સર્વને ફડકો પેસે છે કે તે મનોજ સાથે ઝઘડીને તો નહીં આવી હોય ને ? પણ બિન્નીની વેદના તો અતિ ગાઢ અને સૂક્ષ્મ સ્તરની છે. મનોજ જેવો ચારિત્ર્યવાન, મિલનસાર, સુશીલ, અર્થસંપન્ન સાથી મળ્યો હોવા છતાં બિન્ની પૂછે છે (પૃ. ૨૯) :

'કહાં છિપી હૈ વહ મનહૂસ ચીજ, જો વહ કહતા હૈ મૈં ઇસ ઘર સે અપને અંદર લેકર ગયી હૂં ?'

પરિવારમાં સૌથી નાની બાર વર્ષની કિન્ની તો તીખા મરચા જેવી છે. કોઈની આમન્યા ન રાખનારી, કાતરની માફક ફટાફટ જીભ ચલાવનારી, કડવું સત્ય પણ સ્પષ્ટપણે સંભળાવનારી અને મમ્મી પાસે ફરિયાદનો ગંજ ખડકનારી ટિપિકલ છોકરી છે. તે અકળાઈને સાવિત્રીને કહી દે છે કે તેની જરૂરિયાતો ન સંતોષાતી હોય તો તેને સ્કૂલમાંથી ઉઠાડી લે. તે પણ અશોકની માફક ગમે ત્યાં રખડ્યા કરશે. આમ પરિવારના પ્રત્યેક સભ્યના સંબંધો કપાયેલા છે. બધા જ તંગ અવસ્થામાં જીવી રહ્યા છે.

બિન્ની મા પ્રત્યે હમદર્દી બતાવી સાવિત્રીની કાર્યકુશળતા, કરકસરતા અને કાબેલિયતનાં વખાણ કરતી હોય છે ત્યારે બુકશેલ્ફ પાસે ઊભેલો મહેન્દ્રનાથ શું કરે છે ? પોતાનો તીખો અણગમો વ્યક્ત કરવા તે વચ્ચે વચ્ચે ફાઇલોને ધૂળ ઉડાડવાના નિમિત્તે પટકે છે, પછાડે છે. નાટ્યકારે પ્રતની ભાષા નહીં પણ ચેષ્ટા વગેરે આંગિક ભાષા દ્વારા પાત્રોની મનઃસ્થિતિને ખૂબીથી અનાવૃત કરી છે. મહેન્દ્રનાથ ઘરનો સ્વામી હોવા છતાં કુટુંબના સભ્યો તરફથી આદરભાવ પામવાને બદલે પ્રત્યેક ક્ષણે તિરસ્કાર, ઉપેક્ષા અને ધુત્કારનો ભાવ અનુભવે છે (પૃ. ૩૮) :

'મૈં ઇસ ઘર મેં એક રબડસ્ટેમ્પ ભી નહીં, સિર્ફ એક રબડ કા ટુકડા હૂં – બાર બાર ઘિસા જાનેવાલા રબડ કા ટુકડા.'

કોઈના પગાર, હોદ્દા કે માનમરતબો જોઈને પ્રભાવિત થવાની અને ઘરમાં નિમંત્રણ આપવાની મમ્મીની હરકત અશોકને બિલકુલ પસંદ નથી. તેમાંય મમ્મીનો બોસ સિંઘાનિયા તો તેને દીઠે ગમતો નથી. બિન્નીની સામે સેક્સી નજરથી સતત જોયા કરે, બેસવાઊઠવામાં કાંઈ મેનર્સ રાખે નહીં, પાટલૂનનાં બટન પણ ખુલ્લાં રહેવા દે, પ્રભાવ પાડવા માટે જગતભરની વાતો હાંક્યે રાખે છતાં તેમાં કોઈ તર્કસંગતતા હોય નહીં, અશોકની સિફારસ માટે આવ્યો હોવા છતાં તેનું તેને વારવાર વિસ્મરણ થાય – અશોક આ પ્રકારની માનસિક હિંસા સહી શકતો નથી. નાટ્યકારે અશોકના પાટલૂનમાં ભરાયેલું જંતુ અને દીવાનખંડમાં બેઠેલું સિંઘાનિયા રૂપી હિંસક જંતુ – બંનેને સંવાદકૌશલ દ્વારા એકરૂપ કરી અર્થઘટનની ક્ષિતિજો વિસ્તારી છે.

સિંઘાનિયાની હરકતથી વાજ આવી ગયેલો અશોક સિંઘાનિયાનું કાર્ટૂન દોરે છે. એક ચહેરો દોર્યો, માથા પર બે શિંગડાં દોર્યાં, પછી શિંગડા કાઢી નાખ્યાં. બિન્નીને આ કાર્ટૂન પુરુષ બે (સિંઘાનિયા) જેવું લાગે છે, સાવિત્રીને પુરુષ એક (મહેન્દ્રનાથ) જેવું લાગે છે પણ અશોકે તો આદિમ વનવાસીનું ચિત્ર બનાવ્યું છે જેમાં લપલપતી જીભ છે, ગુફા જેવી આંખો છે. અર્થાત્ આ કાર્ટૂન દ્વારા બધા જ પુરુષોમાં મૂળભૂત સમાનતા છુપાયેલી છે એવું ઇંગિત મળે છે.

જ્યારે સાવિત્રી ઘર માટે પોતે કેવું વેતરું કરે છે, અશોક જેવા બેકારને નોકરી અપાવવા કેવા મોભાદાર મહેમાનોને નિમંત્રે છે, બીજાં બાળકો પ્રત્યે કેટલી કાળજી રાખે છે અને આ બધું થીગડથાગડ કરવામાં પોતે તનમનથી કેવી નિચોવાઈ જાય છે તેનું દર્દભર્યું બયાન કરે છે ત્યારે અશોક સ્પષ્ટવક્તા બની ઘરમાંની ઊકળતા ચરુ જેવી વાસ્તવિકતાને ક્રમશઃ બહાર લાવે છે. અશોકનો સ્પષ્ટ આરોપ છે કે આ તો બધાં ઉપરછલ્લાં નિમિત્તો છે, વાસ્તવમાં સાવિત્રી પોતે પોતાના સ્વાર્થ માટે આ બધું કરી રહી છે. વિફરેલી વાઘણ જેવી છંછેડાયેલી સાવિત્રી મક્કમતાથી કહે છે (પૃ. ૫૫) :

'મેરે કરને સે જો કુછ હો સકતા થા ઇસ ઘર કા, હો ચુકા આજ તક. મેરી તરફ સે યહ અંત હૈ ઉસ કા... નિશ્ચિત અંત.'

ધીમે ધીમે પડદો પડે છે. પશ્ચાદ્ભૂમાં સંગીતના સૂરો વહે છે. અશોક કાપેલી તસ્વીરો લઈને કાતર વડે વધુ ટુકડા કરે છે અને ટુકડાને ફરસ પર ફેંકે છે. પ્રકાશ દીવાનખંડના અલગ અલગ ખૂણામાં ફેંકાતો જાય છે, સમેટાય છે. અંધકારમાં પણ અશોકની કાતરનો કચ્ કચ્ કચ્ કચ્ અવાજ સંભળાય છે. હવે કુટુંબ પૂરેપૂરું તૂટવા માંડ્યું છે, શાંત દરિયો તોફાની થવાનો છે; એ બધાં એંધાણને મંચ પરની ભાષા કેવાં બળવત્તર બનાવી દે છે! નાટ્યસૂચિની જ વાત કરીએ તો આમાં નાટ્યકારનો ઝળહળતો વિજય જોવા મળે છે.

બીજા અંકમાં પડદો ખૂલે છે ત્યારે દીવાનખંડ પહેલાં હતો તેના કરતાં પણ વધુ ગંદો, ગોબરો, અસ્તવ્યસ્ત લાગે છે. વાતાવરણ જ એવું ધૂંધળું અને ગૂંગળામણું લાગે છે કે અશોક અને બિન્ની આ સ્થગિત 'હવા'માં સ્વસ્થતાથી જીવી શકતાં નથી. સ્લાઇસ પર માખણ લગાડતાં લગાડતાં બિન્ની અશોકને ચીઝનો ડબ્બો ખોલવા કહે છે. પણ ડબ્બો ખૂલતો નથી. આ માટે જૂનું કટાયેલું સાધન ના ચાલે, અણીદાર ઓજાર જોઈએ. ચીઝનો બંધ ડબ્બો આમ શાપિત પરિવારની ગૂંગળામણનું ચિત્ર બની જાય છે. નાટ્યકારે નાટકનાં માત્ર કેંદ્રીય સ્ત્રીપુરુષને જ નહીં પણ આ પરિવારના પરિઘને સ્પર્શ કરતાં વિભિન્ન સ્ત્રીપુરુષોને પણ અસંતુષ્ટ, કુંઠિત, ત્રસ્ત અને વિદ્રોહી પ્રકૃતિનાં દર્શાવ્યાં છે. અશોકકિન્નીના ઝઘડામાંથી જાણવા મળે છે કે આ બંને ભાઈબહેન ચોરીછૂપીથી પોતાની કુત્સિત વૃત્તિઓને પોષવાનું કામ અલગ અલગ રીતે કરે છે. અશોક અભિનેત્રીઓની રંગીન તસ્વીરો કાપતો, પોતાના ઓશીકા નીચે સેક્સી પુસ્તકો સંતાડીને વાંચતો અને ઉદ્યોગ સેન્ટરવાળી વર્ણાને જુદી જુદી ભેટો આપી પ્રેમલફરામાં ફસાવતોપટાવતો. કિન્નીને પણ આવાં સેક્સી પુસ્તકો વાંચવામાં રસ પડતો પણ તેમાંય તેની સખી સુરેખા પાસેથી તેનાં માબાપ પરસ્પર પ્રેમાશ્લેષમાં ગૂંથાઈ જે સંભોગલીલા કરતાં તેનું વિગતપ્રચુર વર્ણન સાંભળવામાં એને વિશેષ રસ પડતો. કિન્નીસુરેખાને આવી ગંદી વાતો કરતાં અશોક પકડી પાડે છે ત્યારે તે

નવા ભાડો ફાડે છે કે સુરેખાના માબાપ પરસ્પર નહી પણ અન્ય પાત્રો સાથે આવા અવૈધ સબધો બાધતા હતા ત્યારે પ્રશ્ન થાય કે શુ અતૃપ્તિમાથી સતૃપ્તિ તરફ આંધળી દોટ મૂકતા આ મધ્યમવર્ગના પાત્રોની પરિસ્થિતિ ભિન્ન ભિન્ન હોવા છતા નિયતિ શુ આ જ હશે ?

ગઈ રાત્રીએ સકલ્પ કર્યા બાદ સાવિત્રી સાવ બદલાઈ ગઈ છે. આ ઘરની સાથે કોઈ લવાદેવા ના હોય તેવી ઉદાસીન, વાતાવરણથી અલિપ્ત, પોતાની જ પ્રવૃત્તિમા વ્યસ્ત અને પ્રત્યેક ડગલ મક્કમ ઘરમા તેના આગમન સોપો પડી જાય છે પણ આ સ્ત્રી કોઈની સામે જાતી પણ નથી, કોઈને ટોકતી પણ નથી, દીવાનખડમા પડેલી અસ્તવ્યસ્ત ચીજોને ઠેકાણે મૂકતી નથી માત્ર પોતે જે ચીજો બહારથી લાવી છે તેને જ યથાસ્થાને મૂકે છે. તેના પહેરવેશમા પણ નાધપાત્ર ફેરફાર થઈ ગયો છે સાવિત્રીએ રોજની જેમ મધ્યમવર્ગની નાકરિયાત સ્ત્રીને શોભે તેવા વસ્ત્રો પહેર્યા નથી, ઉત્સવમા પહેરાતી હોય તેવી ભપકાદાર માડી પહેરી છે તે બિન્નીને ચાનાસ્તાની ના પાડ છે કારણ કે તે પુરુષ ત્રણ (જગમોહન) સાથે બહાર ચાનાસ્તો કરવાની છે વળી સાવિત્રી બિન્નીને સકેત આપે છે એમા સાવિત્રીનો જગમાહન સાથે ભાગી જવાનો મકમ નિર્ધાર સભળાય છે

સાવિત્રી એકલી પડે છે જગમોહન આવે તે પૂર્વે પોતાની જાતને શણગારે છે. સ્વગતોક્તિ બોલતા બોલતા તે જે વિવિધ ચેષ્ટાઓ કરે છે તે પણ પ્રતીકાત્મક બની જાય છે સાવિત્રી જૂની માળા પહેરે પણ તૂટી જાય, મણકા ફરસ પર વીખરાઈ જાય, નવી માળા પસદ કરીને પહેરે, તેમાથી પરિવારના સભ્યો એક માળામા ગોઠવાયેલા હતાં પણ અશોકના તીખા વાક્પ્રવાહને કારણે બધા જ વેરણછેરણ થઈ ગયા છે તેથી હવે સાવિત્રીને નવી માળા એટલે કે સ્વતત્ર જિદગી જીવવાનો વિકલ્પ પસદ કરવો પડ્યો છે જેવા અર્થો તારવી શકાય તેવુ જ તેની ચપલની ક્રિયા વિશે કહી શકાય. સાવિત્રી કબાટ નીચેના ચપલના ઢગલામાથી પોતાની મનગમતી જોડી કાઢવા મથે છે. પણ તેને એક જ ચંપલ મળે છે તેથી ગિન્નાઈ ચપલને લાત મારે છે કામકીથી કાળજીપૂર્વક સફેદ વાળ છુપાવવાના પ્રયત્નોમા તેના નવી જિદગી જીવવાના અભરખા ડોકાય છે.

પુરુષ ત્રણ (જગમોહન) સાથે સાવિત્રીના વર્ષોજૂના સબંધો છે. સિઘાનિયાથી વિરુદ્ધ જગમોહન અતિશ્રીમત, ન્યૂ ઇન્ડિયાની કારનો માલિક, મીઠડો, એટિકેટવાળો પણ પ્રેમની બાબતમા પાકો ખેલાડી અને તકવાદી એવુ મોહક વ્યક્તિત્વ ધરાવે છે. તેની આ શહેરમા ફરીથી ટ્રાન્સફર થતા સાવિત્રીને કટોકટીના સમયે અવલંબન માટેનું સાધન મળી રહે છે. જગમોહન સાવિત્રીને પ્રેમથી કુકુ કહીને તો સાવિત્રી જગમોહનને જોગ કહીને બોલાવે છે. મોટી દીકરી બિન્નીની હાજરીમા વાત કરવી યોગ્ય ન લાગતા સાવિત્રી જગમોહનને લઈને ત્વરાથી ઘર બહાર નીકળી જાય છે. સાજે જુનેજા આવે તે પહેલાં આ મહત્ત્વનુ કાર્ય પતાવવુ અનિવાર્ય હોવાથી સાવિત્રી ફટાફટ નિર્ણય લઈ લે છે.

નાટ્યકારે મુખ્ય પાત્રોની સાથે નાના નાના પાત્રોની ગતિવિધિને પણ કલાત્મક સ્પર્શ આપ્યો છે. નાની દીકરી કિન્ની રડતી રડતી ઘરે પાછી આવતા, મમ્મીને ન જોતા ગુસ્સામા રીતસર ભેંકડો તાણે છે. કુત્સિત ચેષ્ટાઓને છુપાવવા માટે આ પાત્રો કેવી કેવી હરકતો કરે છે તેની અહીયા મનોવૈજ્ઞાનિક રજૂઆત જોવા મળે છે. અશોકે ગુસ્સામા

કિન્નીને ઠપકો આપ્યો તે સુરભિની મમ્મીએ સાંભળ્યો. આથી મમ્મીએ સુરભિને બોલાવી તેને ઢીબી નાખી. પણ સુરભિએ કહ્યું કે આ કામચેષ્ટાનું વર્ણન તો કિન્ની કરતી હતી, પોતે તો સાંભળતી હતી. સુરભિની મમ્મીની કમાન છટકે છે અને કિન્નીને ફરમાન છોડે છે કે તે તેની મમ્મી(સાવિત્રી)ને તાબડતોબ બોલાવી લાવે. પાછું વધારામા, મહોલ્લામા આસપાસના લોકો સાંભળે તે રીતે આ છંછેડાયેલી સ્ત્રી બિન્ની, અશોક, મમ્મી, ડેડી વગેરે અંગે ગંદી ગંદી વાતો ઓકવા લાગે છે. નાટ્યકાર પાત્રગત સૂક્ષ્મ સંચલનોની અભિવ્યક્તિ કરવાનું ક્યાંય ચૂકતા નથી.

નાટકમાંનો સંઘર્ષ ક્રમશઃ ઉત્કટ બનતો જાય છે. માર્ગ પર જગમોહનની કાર પડેલી જોઈ પુરુષ ચાર (જુનેજા) મુખ્ય દરવાજામાંથી નહીં પણ વાડાની પાછળના દરવાજામાથી પ્રવેશે છે – તે પણ ચોક્કસ સમય પસાર કર્યા બાદ. જુનેજાનો મહેન્દ્રનાથ સાથેનો બત્રીસ વર્ષ જૂનો નાતો છે, સાવિત્રીએ મહેન્દ્રનાથ સાથે લગ્ન કર્યાં તે પૂર્વેનો. તેથી તે મહેન્દ્રનાથની ઝીણામાં ઝીણી બાબતો, તેની વિશેષતાઓ, મર્યાદાઓ, તેને પડેલાં ઊંડા જખ્મો – સર્વને નજીકથી ઓળખનારો સંવેદનશીલ વ્યવહારુ પુરુષ છે. પરિવારના સર્વ સભ્યોના જાકારાને કારણે અને વિશેષતઃ સાવિત્રીના અપમાનજનક વર્તાવને કારણે મહેન્દ્રનાથ અંદરથી તૂટી પડ્યો છે, ફરી વાર બ્લડપ્રેશરનો હુમલો આવતાં અસ્વસ્થ બન્યો છે અને જુનેજાને ઘરે આશરો લઈને પડ્યો છે. જુનેજા જ્યારે બિન્નીને કહે છે કે મહેન્દ્રનાથની આ સ્થિતિ માટે ખુદ મહેન્દ્રનાથ જવાબદાર છે અને હજુ પણ તે સાવિત્રીને અંતઃકરણથી ચાહે છે ત્યારે બિન્નીની સમજમાં આ વાત ઊતરતી નથી. કારણ કે એ ભૂતકાળની અનેક ઘટનાઓની મૂક સાક્ષી છે જેમાં ડેડીએ મમ્મીને સડાસડ તમાચા માર્યા હોય, સાડી કાઢી હોય, મોઢા પર પટ્ટી બાંધી ઢોરની માફક ઝૂડી હોય, બાથરૂમમાં સ્ટોપર બંધ કરીને અમાનુષી ત્રાસ ગુજાર્યા હોય. જુનેજા મહેન્દ્રનાથના કહેવાથી જ સાવિત્રીને સમજાવવા માટે અહીં આવ્યાં હતો પણ જગમોહનનું આગમન થયેલું જાણીને હવે બાજી સુધરે તેમ લાગતું નથી.

જુનેજા હતાશ થઈ બહાર જવાની તૈયારી કરતો હોય છે. ત્યાં જ સાવિત્રી ઘરમાં પ્રવેશે છે. નાની દીકરી કિન્નીએ મમ્મીનો હાથ જોરથી પકડ્યો છે અને જીદ લઈને બેઠી છે કે તે હમણાં ને હમણાં સુરેખાની મમ્મીને મળવા આવે અને તેને જડબેસલાક જવાબો આપે. તંગ સાવિત્રી ગુસ્સામાં ને ગુસ્સામાં તમાચો મારી દે છે. કિન્ની વધુ વિફરે છે, ભુરાઈ બને છે અને ઘરના સર્વ સભ્યોને સંભળાવી દે છે (પૃ. ૮૧) :

'મિટ્ટી કે લોંદે, સબ કે સબ મિટ્ટી કે લોંદે.'

કિન્નીનું આવું બિહામણું રૂપ જોઈ સાવિત્રી નિર્દય બનીને તેને વધુ તમાચા મારી અંદરના ઓરડામાં પૂરી દે છે.

હવે જુનેજા પોતાના આગમનનો ઉદ્દેશ સ્પષ્ટ કરી સાવિત્રીને પૂછે છે કે તે કોઈ પણ રીતે મહેન્દ્રનાથને છુટકારો ના આપી શકે? સાવિત્રી આવી ઊલટી વાત સાંભળી વધુ આશ્ચર્યચકિત થાય છે. કારણ કે તે પોતે મહેન્દ્રનાથથી છુટકારો ઇચ્છે છે. બિન્ની ડેડીમમ્મીના સંબંધોની વાત નીકળતાં આમન્યા જાળવવા માટે અંદર જવાનું પસંદ કરે છે પણ સાવિત્રી તેને આગ્રહપૂર્વક બેસાડે છે.

સાવિત્રી પોતાના બે પગ પર ખુમારીથી, સન્માનથી ઊભા ન રહેનાર વ્યક્તિત્વવિહોણા

મહેન્દ્રનાથની ખૂબ નફરત કરે છે આજે તક મળતા તે પોતાના હૃદયનો ઊભરો આક્રોશમય બનીને ઠાલવે છે સાવિત્રી મહેન્દ્રનાથ સામે આક્ષેપો કરે છે (૧) મહેન્દ્રનાથ જુનેજાનો પડછાયો છે તેનુ પોતાનુ કોઈ આગવુ વ્યક્તિત્વ નથી. નાનકડી ચીજથી માડીને કોઈ સાહસિક યોજના હોય કે લગ્ન અગે અતિમ નિર્ણય લેવાનો હોય તો પણ મહેન્દ્રનાથ જુનેજાની સલાહ પ્રમાણે જ ડગલુ ભરે છે સાવિત્રી કહે છે (પૃ ૮૪) · 'જુનેજા તો એક પૂરા આદમી હૈ અપને મે, ઔર વહ ખુદ! વહ ખુદ એક પૂરે આદમી કા આધા ચૌથાઈ ભી નહી હૈ ' (૨) મિત્રોએ પણ તેનો વૈતરુ કરાવવા, ખાલી જગ્યા ભરવા એક ચીજ તરીકે જ ઉપયોગ કર્યો છે, પછી ઉપેક્ષા કરી છે (૩) મહેન્દ્રનાથે પત્નીને ખુશ કરવા ત્રીજીચોથી કક્ષાની વસ્તુઓ ઘરમા ભરી છે અને બરબાદીની ઈંટ મૂકી છે. તે મિત્રોમા ઠાવકો થઈને ફરે છે પણ ઘરમા હિસક પશુ બને છે અને નાની નાની વાતમા બાળકોને અને પત્નીને ઝૂડી નાખે છે સાવિત્રી કહે છે (પૃ ૮૬) 'ઔર વહી મહેન્દ્ર જો દોસ્તો કે બીચ દબ્બૂ સા બના હલકે હલકે મુસ્કુરાતા હૈ, ઘર આકર એક દરિંદા બન જાતા હૈ '

જુનેજા આ બધી વાતો સાભળીને તેનુ અદ્‌ભુત મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ કરે છે. તે માટે અતીતની કેટલીક સાચી કડવી વાતો ઉખેળે છે બિન્ની ઊઠીને ચાલવા માડે છે પણ જુનેજાના આગ્રહથી અને મમ્મીની સમતિથી બેસે છે. (૧) જુનેજાના કહેવા પ્રમાણે મહેન્દ્રનાથથી ઉબાઈ જવાની સાવિત્રીની ફરિયાદ આજની નથી, બાવીસ વર્ષ પહેલાની છે આ જ સાવિત્રીએ જુનેજાના ખભે માથુ ટેકવી રડતા રડતા મહેન્દ્રનાથ લપલપિયો અને ચીકણો હોવા અગે ફરિયાદ કરી હતી મહેન્દ્રનાથને આવો બનાવવામા તેના માતાપિતાનો અને અન્ય મિત્રોનો ફાળો હતો તેમ કહ્યુ હતુ પણ તેમા જુનેજાનુ નામ ન હતુ. કારણ (૨) સિઘાનિયા નામનો પુરુષ તો ઊંચી ડીગ્રી ધરાવતો અને સમગ્ર વિશ્વમા ફરેલો હતો (પૃ ૮૯) 'પર અસલ ચીજ વહી કિ વહ જો ભી થા ઔર હી કુછ થા – મહેન્દ્ર નહી થા ' સાવિત્રીને જો કે તરત ખ્યાલ આવી ગયો હતો કે આ બોદો અને બે બાજુની વાતો કરનારો માણસ હતો (૩) ત્યાર પછી સાવિત્રીના સપર્કમા ટાપટીપવાળો 'પૈસા ખર્ચવામા ઉદાર દિલવાળો' મીઠાબોલો જગમોહન આવ્યો

જુનેજા આવી ભૂમિકા બાધી વેધક વિશ્લેષણ કરતા કહે છે કે સાવિત્રીના જીવનમા મહેન્દ્રનાથની જગ્યાએ ગમે તે વ્યક્તિ હોત તો પણ વર્ષ, બે વર્ષમા જ તે એવુ અનુભવતી હોત કે તેણે ખોટા પુરુષ સાથે લગ્ન કર્યા છે

આરભના વર્ષોમા સાવિત્રીનો પતિ મહેન્દ્રનાથ વાસ્તવમા સાચુકલો હસનારો, મહત્ત્વાકાક્ષી, જિદાદિલ આદમી હતો કારણ તે વખતે એણે એવુ કશુ સાબિત કરવાનુ ન હતુ કે તે બધા કરતા હીન, વામણો, નકામો નથી

આમ સાવિત્રી પોતાની મુઠ્ઠીમા બધુ જ બધુ એક સાથે ભરવા માગતી હતી પણ તેમાથી કેટલુક ઊભરાઈને બહાર નીકળી જતુ હતુ તેના મનમા ભય અને અસલામતીની ગ્રથિ પેદા થઈ હતી તેથી તે ક્યારેક ઘરનો તો ક્યારેક બહારનો આશ્રય લેવા માડી હતી જુનેજા જબરદસ્ત ધડાકો કરતો હોય તેમ જણાવે છે કે છેવટે સાવિત્રીએ મનોજ નામના યુવાન પ્રતિષ્ઠિત શ્રીમતનો આશ્રય લીધો જુનેજા(પુરુષ ચાર)ના શબ્દો આ છે (પૃ. ૯૦).

'મનોજ કા બડા નામ થા, ઉસ નામ કી ડોર પકડ કર હી કહી પહુચ સકને કી

આખિરી કોશિશ મેં. પર તુમ એકદમ બૌરા ગયીં જબ તુમને પાયા કિ વહ ઉતને નામવાલા આદમી તુમ્હારી લડકી કો સાથ લેકર રાતોં રાત ઇસ ઘર સે ... '

બિન્ની આ વાત સાંભળીને ચોંકી ઊઠે છે કે શું પોતાની સગી મા સાવિત્રી મનોજના પ્રેમમાં હતી!

આ નિષ્ફળતાથી સાવિત્રી બાવરી અને બેબાકળી બની ગઈ. તેના પ્રત્યાઘાત રૂપે તે પતિ મહેન્દ્રનાથને કોઈ ને કોઈ નિમિત્તે ઉતારી પાડવા લાગી. અશોકને ચાબુકથી ફટકારીને અને કિન્નીને ધોલધપાટ કરીને ગુસ્સો ઠાલવવા લાગી. પૂર્વપ્રેમી જગમોહનની આ શહેરમાં ટ્રાન્સફર થતાં સાવિત્રીને નવી આશા બંધાઈ અને જગમોહન સાથે ભાગી જવાનો પ્લાન બનાવ્યો. જુનેજા જ્યારે સાવિત્રીને પૂછે છે કે હોટલમાં જગમોહન સાથે શું વાત થઈ હતી ત્યારે સાવિત્રી સ્પષ્ટ કરે છે કે તેમની વાતો જાણવાનો જુનેજાને કોઈ અધિકાર નથી. પણ જુનેજા માત્ર અનુમાનથી આ પ્રસંગને વર્ણવતાં કહે છે કે જગમોહને સાવિત્રીને રડતી સાંભળી આશ્વાસન આપ્યું, પોતાની લાચારી પ્રગટ કરી અને નાણાંની મદદ કરવા તૈયારી બતાવી. જુનેજાનું અનુમાન સો ટકા સાચું પડે છે, તીર લક્ષ્યવેધ કરે છે. સાવિત્રી ગુસ્સામાં કહે છે (પૃ. ૯૨) :

'મૈંને આપસે કહા હૈ ન, બસ! સબ કે સબ... એક સે. બિલકુલ એક સે હૈ આપ લોગ! અલગ અલગ મુખૌટે, પર ચેહરા ? ચેહરા સબ કા એક હી.'

અંદરના ઓરડામાં કેદ થયેલી કિન્ની જોરશોરથી બારણું ખટખટાવે છે પણ મમ્મી નથી ખોલતી. કિન્ની પણ અકળાઈને બારણું અંદરથી બંધ કરી દે છે. જુનેજા ફરીથી મહેન્દ્રનાથને તેના સકંજામાંથી મુક્ત કરવા સાવિત્રીને વીનવે છે. જુનેજાનો આક્ષેપ છે કે સાવિત્રીએ મહેન્દ્રનાથને જાણીબૂઝીને લાચાર અને બેસહારા પુરુષ બનાવી દીધો છે. તેમાં પણ તેની મેલી મુરાદ છે. સાવિત્રી બધાં જ ક્ષેત્રે નિષ્ફળ જાય અને જિંદગીમાં કશું પણ પ્રાપ્ત ન કરી શકે તો ઓછામાં ઓછું આ 'નામુરાદ મહોરું' તો પોતાના હાથમાં રહી શકે. જેમ રમાડવું હોય તેમ રમાડાય, જેમ નચાવવું હોય તેમ નચાવાય અને છેલ્લા વિકલ્પ તરીકે તેની સાથે શેષ જીવન ગાળી શકાય. જુનેજાએ બરાબર સાવિત્રીના મર્મસ્થાન પર જ નમક છાંટ્યું છે. તેથી તે અકળાઈને ચિત્કારી ઊઠે છે (પૃ. ૯૩):

'ઔર મુઝે ભી... મુઝે ભી અપને પાસ ઉસ મોહરે કી બિલકુલ બિલકુલ જરૂરત નહીં હૈ જો ન ખુદ ચલતા હૈ, ન કિસી ઔર કો ચલને દેતા હૈ.'

જુનેજા પણ જતાં પહેલાં સાવિત્રીને સ્પષ્ટતાથી સંભળાવી દે છે કે તે મિત્રધર્મ બજાવી મહેન્દ્રનાથને પહેલાં જેવો ઉત્સાહી અને ઉદ્યમી બનાવશે, પોતે તેનો મજબૂત સહારો બનશે.

પણ એ વિદાય લે તે પહેલાં મોટી ઘટના બની જાય છે. અશોક ઉદાસ ચહેરે ઘરમાં પ્રવેશી બિન્નીને જણાવે છે કે ડેડી રિક્ષામાં આવ્યા છે પણ તબિયત અત્યંત લથડી હોવાથી લાકડી વગર ઘરમાં આવી નહીં શકે માટે જલદી લાકડી લઈને આવ. લાકડી તો કિન્ની જે ઓરડામાં છે ત્યાં પડી છે. બંને જોરશોરથી બારણું ખટખટાવે છે પણ કિન્ની ગુસ્સામાં હોવાથી બારણું ખોલતી નથી. આ દરમિયાન મહેન્દ્રનાથ રિક્ષામાંથી ઊતરીને ઘરમાં આવવાનો પ્રયત્ન કરે છે પણ કોઈ સહારો ન હોવાને કારણે તે દરવાજામાં જ ધબ દઈને

ફસડાઈ પડે છે અશોક એને ધીમે ધીમે અદર લઈ આવે છે

આ અતિમ દૃશ્યમા નાટ્યકાર મોહન રાકેશે શરીરની ચેષ્ટાઓ દ્વારા પ્રતિક્રિયા આપવાનુ કુશળતાથી યોજ્યુ છે તેમાથી અનેક અર્થો નિષ્પન્ન થાય છે જેમ કે અશોક સીધો બિન્ની પાસે આવે છે તે સાવિત્રી કે જુનેજા સામે જોતો સુધ્ધા નથી જાણે અશોક એમ ન સૂચવતો હોય કે આ કટોકટીમા પૂર્વગ્રહથી પીડિત મમ્મી કે બહારનો માણસ જુનેજા અકલ કોઈ રીતે કામ લાગવાના નથી મહેન્દ્રનાથ આવવાનો છે એ સમાચાર જાણે છે ત્યારે જુનેજા અને સાવિત્રી જે કઈ કરે છે એ સૂચક બની રહે છે

૩

નાટ્યકારે અતમા પ્રકાશ અને પાર્શ્વસગીતનુ આયોજન પણ એવી જ ખૂબીથી ગોઠવ્યુ છે 'આધે અધૂરે' નાયિકાપ્રધાન નાટક બનતુ હોવાને કારણે નાટ્યકારે 'સ્ત્રી' અને 'બડી લડકી' પર પ્રકાશવર્તુળ સીમિત કરી તેમની વિવિધ ચેષ્ટાઓ દ્વારા પાત્રોની તગ અવસ્થા અને પુરુષ એક (મહેન્દ્રનાથ) પ્રત્યેની ઘોર ઉપેક્ષાને તારસ્વરે ઉપસાવી આપી છે મહેન્દ્રનાથ અને અશોક અધારામા અથવા ધૂધળા પ્રકાશમા આવતા બતાવ્યા છે તેની પાછળ ચોક્કસ પ્રયોજનો જણાય છે (૧) સ્ત્રી પાત્રોને ફોકસ કરવા છે (૨) ચારે પુરુષો અને કાળા સૂટવાળા માણસની ભૂમિકા એક જ અભિનેતા નભાવે છે, પુરુષ ચાર (જુનેજા) છેક સુધી મચ પર હોય છે અને પુરુષ એક(મહેન્દ્રનાથ)ના આગમને એ અભિનેતા બીજી ભૂમિકામા ગોઠવાઈ જાય છે – આવુ પાર પાડવા માટે સમય અત્યત મર્યાદિત છે તેથી જ કદાચ પ્રકાશછાયાની રમતનો લાભ લેવાનુ વિચાર્યું હશે ડૉ જયદેવ તનેજાએ 'મોહન રાકેશ રગશિલ્પ ઔર પ્રદર્શન' નામના શોધનિબધમા ૧૯૬૯થી ૧૯૯૫ સુધીમા થયેલા વિવિધ પ્રયોગોની સમીક્ષા કરી છે તેમા હિદી ભાષામા થયેલા કુલ છવ્વીસ પ્રયોગોની તેમ જ ગુજરાતી, મરાઠી, બગાળી, અસમિયા, મણિપુરી, ઉર્દૂ અને અગ્રેજી ભાષામા થયેલા અગિયાર પ્રયોગોની ચર્ચા કરી છે ૧૯૯૫ પછી પણ આ સવેદનશીલ નાટકના અનેક પ્રયોગ થયા હશે પ્રયોગોની સમીક્ષા વાચતા લાગે છે કે મોટા ભાગના દિગ્દર્શકોએ મોહન રાકેશે આપેલી વિસ્તૃત નાટ્યસૂચિને અનુસરવાનુ પસદ કર્યુ હતુ નાટ્યકાર જ્યારે પ્રતમા સનિવેશ, ધ્વનિ, પ્રકાશછાયા, વેશભૂષા, અભિનેતાગણની ચેષ્ટા વગેરે વિશે વિગતે માર્ગદર્શન આપે ત્યારે દિગ્દર્શકને મોટી નિરાત થતી હશે, એ પ્રમાણે પગલા પાડવાથી નાટ્યકારની કલ્પના મુજબનુ ભાવવિશ્વ ખડુ કરવામા સરળતા રહેતી હશે પણ એનો એક ગેરલાભ પણ થાય છે દિગ્દર્શક પોતાની સર્જકતાનો સ્પર્શ આપી કોઈ નવા પરિમાણ પ્રગટ કરી શકતો નથી

'આધે અધૂરે'મા પ્રસ્તાવના એટલે કે કાળા સૂટવાળા માણસની એકોક્તિ કેટલાયે વિવેચકો, રગકર્મીઓ વગેરેને અતિપ્રસ્તારી ને અનાવશ્યક લાગી હતી તેથી સાહસિક દિગ્દર્શકોએ પ્રસ્તુતિ વખતે કા તો એમા કાટછાટ કરવાની, કા તો કોરસ દ્વારા રજૂ કરવાની રીત અપનાવી હતી એવુ જ એક અભિનેતા પાચેય પાત્રોની ભૂમિકા ભજવે તેવા મોહન રાકેશના આગ્રહ માટે કહી શકાય કેટલાકના મતે ભિન્ન ભિન્ન અભિનેતા આ ભૂમિકા ભજવે તેથી પ્રસ્તુતિમા અને મૂળ મર્મમા ખાસ તફાવત પડતો નથી પણ મોહન

રાકેશ પ્રત્યેના આદરને કારણે તથા નવો પડકાર ઝીલવાની વૃત્તિને કારણે વૈકલ્પિક રંગભૂમિના દિગ્દર્શકોએ મૂળને જ અનુસરવાનું પસંદ કર્યું છે. ઓમ શિવપુરી, અમરીષ પુરી, શ્રીરામ લાગુ, કૃષ્ણકુમાર, શ્યામાનંદ જાલન, મનોહર સિંહ, રવિ બાસ્વાની, ખાનવિલકર, દિનેશ ઠાકુર જેવા અભિનેતાઓએ આ ભૂમિકા ઉજ્જ્વલ રીતે નભાવી હતી.

નાટકનો અંત પણ પ્રત અને પ્રયોગ બંને દૃષ્ટિએ ખૂબ ચર્ચાસ્પદ બન્યો છે. મહેન્દ્રનાથના આગમન સાથે અનિશ્ચિત અંત આણી પાત્રોને એમની નિયતિ પર છોડી દઈ નાટ્યકારે કરુણને વધુ ઘેરો બનાવવાનો પ્રયત્ન કર્યો છે. જુનેજા (પુરુષ ચાર) મહેન્દ્રનાથ(પુરુષ એક)નું આગમન થાય છે ત્યારે તેને સંભાળીને અંદર લાવવાનું કહી ન કહી તરત પ્રસ્થાન કરે ને થોડીક જ ક્ષણમાં મહેન્દ્રનાથ બનીને પ્રવેશ કરે – આ પ્રસ્તુતિ જોઈએ તેવી અસરકારક નીવડતી નથી. મુખ્ય અભિનેતાનુ ઝડપી વેશપરિવર્તન, દોડાદોડ વગેરેને કારણે રંગભૂમિ પર અરાજકતા પ્રવર્તે; પ્રેક્ષકોમાં ગંભીરતાને બદલે હસાહસનું વાતાવરણ ઊભું થાય; મુખ્ય અભિનેતા બાહ્ય ચેષ્ટામાં એટલો બધો વ્યસ્ત રહે કે અંતભાગમાં માનવસંબંધોની વિડંબનાને કારણે જ ત્રસ્તતા, વિષાદ, આક્રોશ વગેરેનું કરુણતાસભર વાતાવરણ રચાવું જોઈએ એ રચાય નહીં.

૪.

'આધે અધૂરે' સ્ત્રી અને પુરુષનાં લગાવઅલગાવને, પ્રેમઘૃણાને ભિન્ન ભિન્ન સ્તરે સઘર્ષાત્મક સ્વરૂપે નિરૂપનું કરુણાંત નાટક છે. નાટકની નાયિકા સાવિત્રી ન તો કોઈ પુરાણકાળની ધર્મનિષ્ઠ સતી છે કે ન તો અત્યાધુનિક સમયની સ્વચ્છંદી સ્ત્રી છે. એ તો ઘર અને બહારના વિશ્વ સાથે ખરાબ રીતે ફસાયેલી એક જીવતીજાગતી સ્ત્રી છે. પતિ બેકાર થતાં ઘરને વ્યવસ્થિત ચલાવવા માટે હવાતિયાં મારતી, આત્મસંતૃપ્તિ માટે પરાયા પુરુષોમા પૂર્ણ પુરુષની તલાશ કરતી મહત્ત્વાકાંક્ષી સ્ત્રી છે. નાયિકાની કે અન્ય પાત્રોની સંપૂર્ણતાની શોધ જ કદાચ મૃગજળ જેવી આભાસી અને અવ્યવહારુ છે.

સિંઘાનિયા, જગમોહન કે જુનેજા આર્થિક રીતે વધુ સુખસંપન્ન હોવા છતાં અતૃપ્ત ને અસંતુષ્ટ છે. તેઓ પણ પોતાનું ઘર ન તજી શકે એટલા વિવશ ને લાચાર છે. નાટ્યકારે આછેરી રેખાઓ દ્વારા જે અન્ય ચરિત્રો ઉપસાવ્યા છે એમની પણ આ જ પરિણતિ છે એમ સુચવાય છે. મનોજ અર્થસંપન્ન, ચારિત્ર્યસંપન્ન હોવા છતાં બિન્ની (પિયરઘરની 'હવા'ને કારણે) તેની સાથે સંવાદી જીવન જીવી શકે એમ નથી. તેવું જ અશોકવર્ણા માટે કે સુરેખાનાં પપ્પામમ્મી માટે અને તેમની સાથે લગ્નેતર સંબંધો છે એ સ્ત્રીપુરુષ માટે પણ કહી શકાય છે. તેથી સૌને માટે ઘર રૂપી નરકમાં સબડવા સિવાય બીજો કોઈ વિકલ્પ રહેતો નથી. આ જ તેમની અભિશાપિત નિયતિ છે.

---


**સંદર્ભ ગ્રંથ**

૧) આધે અધૂરે – મોહન રાકેશ (પ્રકાશકઃ રાધાકૃષ્ણ પ્રકાશન પ્રા લિ; નવી દિલ્હી, ૧૧મુ મુદ્રણ, ૧૯૯૦) અવતરણ આમાંથી આપ્યા છે

૨) મોહન રાકેશ : રંગશિલ્પ ઔર પ્રદર્શન – ડૉ જયદેવ તનેજા (પ્રકાશક · રાધાકૃષ્ણ પ્રકાશન પ્રા લિ; નવી દિલ્હી, ૧લી આવૃત્તિ, ૧૯૯૬)

## હવે પછી

| | |
|---|---|
| રાજેન્દ્ર શાહ | ગતિમુક્તિ ને બીજાં |
| બાબુ સુથાર | વિષાદમહોત્સવ |
| લાભશંકર ઠાકર | ધારણા |
| રાધેશ્યામ શર્મા | 'વ્યાસોચ્છ્વાસ' નાટકનો આસ્વાદ |
| ભરત નાયક, રાજેન્દ્ર પટેલ, ઉર્વશી પંડ્યા | કાવ્યો |
| ભારતી દલાલ, નિયતિ પંડ્યા, ડૉ. જયંત મહેતા | સુરેશ જોષીનાં સંસ્મરણ |

Rainer Maria Rilke
tr. J. B. Leishman

## Panther

His gaze, going past those bars, has got so misted
with tiredness, it can take in nothing more.
He feels as though a thousand bars existed,
and no more world beyond them than before.

Those supply powerful paddings, turning there
in tiniest of circles, well might be
the dance of forces round a centre where
some mighty will stands paralyticly.

Just now and then the pupil's noiseless shutter
is lifted. - Then an image will indart,
down through the limbs' intensive stillness flutter
and end its being in the heart.

1903

Rainer Maria Rilke
tr. J. B. Leishman

•

To Music

Music : breathing of statues. Perhaps
stillness of pictures. You speech, where speeches
end. You time,
vertically poised on the courses of vanishing hearts.

Feelings for what? Oh, you transformation
of feelings into ... audible landscape!
You stranger : Music, space that's outgrown us,
heart-space. Innermost ours,
that, passing our limits, outsurges, -
holiest parting :
where what is within surrounds us-
as practised horizon, as other
side of the air,
pure,
gigantic,
no longer lived in.

11.12.1918

સુરેશ જોષીને –

Winter has covered my pen with snow.
- Edmond Jabes

Then let people not blame us any more for our lack of clarity, since we practise this deliberately.

- Blaise Pascal

The role of the imagination, or the mind which contemplates in its multiple and fragmented states, is to draw something new from repetition, to draw difference from it. For that matter, repetition is itself in essence imaginary, since the imagination alone here forms the 'moment' of the *vis repetitiva* from the point of view of constitution: it makes that which it contracts appear as elements or cases of repetition. Imaginary repetition is not a false repetition which stands in for the absent true repetition: true repetition takes place *in* imagination.

- Gilles Deleuze

## વિષાદમહોત્સવ

તમે વાંચી રહ્યા છો આ કવિતા,
અર્થાત્ તમે ગોઠવી રહ્યા છો શબ્દોને
કક્કાવારી પ્રમાણે
તમારા લોહીમાં,
તમારાં હાડમાં,
તમારા માંસમાં,
તમારા શ્વાસમાં,
તમારા ઉચ્છ્વાસમાં,
એટલે કે
તમે મૂકી રહ્યા છો વાક્યોને
એક પછી એક
તમારા મેરુદંડની નીચે
મરી ગયેલા સુવર્ણમૃગના
પડછાયામાં.
તમે એક ખૂણામાં ઊભાં ઊભાં
જોઈ રહ્યા છો,
એટલે કે
જાહેર રસ્તાઓ પર
નીકળી પડ્યાં છે ટોળેટોળાં
પોતપોતાના હાથમાં
સળગતી દોણી લઈને
પૂછી રહ્યાં છે બધાં એકબીજાને :
કોનું અવસાન થયું છે ?
કોની નીકળી છે અંતિમ યાત્રા ?
તમને પણ ખબર નથી.
ચોતરફ વરસી રહ્યો છે
હમણાં જ વધેરાયેલા બકરાના

છેલ્લી ઘડીના આક્રંદ તો તાવ.
લોઢા પર કાટ ચડે
એમ સૂનકાર ચડી રહ્યો છે
હાથ પર,
પગ પર,
જીભ પર.
તમે ઊભા છો
જાણે કે નદીમાં તરી રહેલાં
મનુષ્યનાં શબોની વચ્ચે.
ત્યાં જ એકાએક એક પક્ષી
ઊડતું ઊડતું આવે છે
અને તમારી છાતીની આરપાર નીકળી જાય છે
તમારા હૃદયના ડાબા અને જમણા ક્ષેપકમાં
લોહી ફડફડતાં શહેરો મૂકીને.
તમને થાય છે :
જેવું કવિતામાં થઈ રહ્યું છે
તેવું બહાર થઈ રહ્યું છે
કે
જેવું બહાર થઈ રહ્યું છે
તેવું કવિતામાં થઈ રહ્યું છે ?

તમે જુઓ છો :
તમારા હાથમાં હવે કવિતા નથી,
એક દોણી છે,
એ દોણીમાં એક કાગડો સળગી રહ્યો છે.
તમે એ કાગડા પર નજર નાખો છો.
એની પીઠમાં
જેમ ઢેફું ઓગળે
એમ એક હોડી ઓગળી રહી છે.

તમે નજર નાખો છો
ટોળા પર :
કોઈકની દોણીમાં
માણસની જીભ
તો કોઈકની દોણીમાં
મોરની ડોક,

તો વળી કોઈકની દોણીમાં
બકરીનાં આંચળ,
તો કોઈકની દોણીમાં
સાપની ફેણ
સળગી રહ્યાં છે.

તમે જુઓ છો :
તડકો પોતાના શરીરમાંથી
ચાંદીના વરખ ચડાવેલાં આંતરડાં
બહાર કાઢીને
ચાટી રહ્યો છે.
તમને થાય છે :
શું થઈ રહ્યું છે મારી આસપાસ ?
કેમ મને એવું થાય છે
કે
હું મારા દેહમાં
સુકાઈ રહ્યો છું
એક પાણીના રેલાની જેમ ?
કેમ મને એવું થાય છે
કે
હું તાપોલિયાની જેમ
તરી રહ્યો છું લીંપણમાં
અને હમણાં જ
હું ભૂંસાઈ જઈશ ?
કેમ મને એવું થાય છે
કે
આ સૃષ્ટિ ડૂબી રહી છે
ફોદાઈ ગયેલા દેડકાના દેહમાં ?
સત્ કેમ કોહવાઈ રહ્યું છે ?
કોણે મૂઠ મારી છે મને ?
કોણે રમતી મૂકી છે પાનખર મારા લોહીમાં ?
કાચંડાના ગળા પર,
ભેંશના કપાળમાં,
બળદના વૃષણ પર,
માણસના હૃદય પર
કેમ બાઝી રહ્યાં છે કરોળિયાનાં જાળાં ?

તમને કશું સમજાતું નથી
જેમ મને કશું સમજાતું નથી.

ત્યાં જ એક માણસ આવે છે
તમારી પાસે.
એ ઊભો રહે છે તમારી સમક્ષ.

તમે જુઓ છો :
એના કપાળમાં
એક ઢોરનું શબ છે,
એ શબ ઉપર બેઠાં છે
કંઈ કેટલાંય ગીધ
માથે કેસરી રંગનો સાફો પહેરીને.

તમે એ માણસને પૂછો છો :
કોણ છે તું ?
શું થયું છે તને ?
છઠ્ઠીના લેખની જગ્યાએ
તું કેમ ઢોરનાં શબ લઈને ફરે છે ?
કોણે ઊડતાં મૂક્યાં છે
ગીધ તારા કપાળમાં ?

એ કહે છે :
ન થવાનું થયું છે.
માણસોની જીભ તળે
અત્યાર સુધી ચૂપ રહેલી
એના પૂર્વજન્મોની ચેહો
એકાએક સળગવા લાગી છે,
ભૂતકાળને હડકવા હાલ્યો છે.

તમે કંઈક કહેવા જાવ છો
તે પહેલાં જ
એ માણસ
અલોપ થઈ જાય છે
એના કપાળમાંના ઢોરના શબને
તમારા કપાળમાં મૂકીને.

તમે હાથ હલાવી તમારા કપાળમાંથી
ગીધડાં ઉડાડવાનો પ્રયાસ કરો છો.

આ કવિતા છે
એટલે કે પોતાના કપાળમાં બેઠેલાં ગીધડાંને
ઉડાડવાની એક વિદ્યા.
એટલે કે એક વિધિ
ઈશ્વરને માનવઅભિમુખ બનાવવાની.

તમે જુઓ છો :
રસ્તાઓ પર બેઉ બાજુ
વૃક્ષો પર
માણસનાં હાડપિંજરો
ફૂટી નીકળ્યાં છે.

તમે પૂછો છો :
ક્યો છંદ છે આ ?

જવાબમાં તમે જુઓ છો :
ટોળાં હવે દોણી ગળામાં લટકાવીને ફરી રહ્યાં છે,
ગાઈ રહ્યાં છે ગીત.
પણ તમને એમના શબ્દો સમજાતા નથી.
જેવું ઈશ્વરને થયું છે
એવું શબ્દોને થયું છે.
બેઉની કરોડરજ્જુમાં
પીળિયો પ્રસરી રહ્યો છે.

તમે તમારા હાથમાંની દોણી પર નજર કરો છો.
તમને એકાએક સંભળાય છે
કોઈકનો અવાજ :

કવિતાની પંક્તિએ પંક્તિએ દવ લાગ્યો છે,
કર્તા, ક્રિયાપદ, કર્મ સળગી રહ્યાં છે,
લિંગ અને વચન બળી રહ્યાં છે ભડ ભડ,
કરવતનો ક
કે

હાથીનો હ
– કશું જ બચ્યું નથી
આ આગથી.
શુભ, અશુભ, અમૃત, કાળ
સળગી રહ્યાં છે;
ચંદ્રોદય,
મંદાક્રાંતા
સૂર્યોદય,
શિખરિણી,
શ્રાવણ,
શિલાજિત
સળગી રહ્યાં છે.
સળગી રહ્યું છે બધું.
મ્યાનમાંની તલવારો,
કેરીમાંનો ગોટલો,
દરિયાનાં મોજાં,
પેનમાંની શાહી,
થોરિયાનું દૂધ,
ઉકરડામાં સાપણે મૂકેલાં ઈંડાં,
મરઘાની કલગી,
મોરનાં પીછાં,
ચકલીની ચોંચ,
ગામછેડાની માતાએ ચડાવેલી ગાગરો,
છાણમાંના કીડા,
ત્રિકોણના ત્રણ ખૂણા,
$E=mc^2$
– બધું જ, બધું જ
સળગી રહ્યું છે
કોઈ કાકડાની જેમ,
કોઈ ચાકડાની જેમ;
કશું જ સલામત નથી.
તમારા પડછાયામાં વસતા
તમારા દાદાપરદાદાના દાંત પણ
સલામત નથી.

તમે જુઓ છો :

એક અળસિયું
તમારા પગ પાસે થઈને પસાર થઈ રહ્યું છે.
એની પીઠ પર પણ લાગ્યો છે દાવાનળ.

તમે જુઓ છો :
એક ગર્ભવતી સ્ત્રી
રસ્તા પર થઈને પસાર થઈ રહી છે,
એના ઉદરમાંનું બાળક સળગી રહ્યું છે.
જે હું જોઉં છું તે તમે પણ જોઈ રહ્યા છો :
કૂતરાંને માણસને હોય એવા પડછાયા પડી રહ્યા છે,
કીડીના પેટમાં તારા બેઠાં બેઠાં
મારી અને તમારી કરોડરજ્જુના મણકા
ચાટી રહ્યા છે,
એક કરોળિયાની પીઠમાં
તરી રહ્યા છે અક્ષરો
તૂટેલી નાવડી જેવા.

તમને એકાએક થાય છે :
અરે, હું તો એક કવિતા વાંચી રહ્યો છું.
તમારા હાથમાં દોણી નથી
પણ એક કાગળ છે,
અર્થાત્ આ કવિતા –
*વિષાદમહોત્સવ.*

તમે જુઓ છો :
હવે પછીની પંક્તિ પર
કેટલીક સમડીઓ બેઠી છે
ચાંચમાં નથની પહેરીને.
તમને અને મને
બંનેને ખબર છે
કે
સમડીઓ આવું કેમ કરે છે ?
તમને અને મને
બંનેને ખબર છે
કે
વાસ્તવિકતાની જોડણી બદલાઈ જાય

ત્યારે સત્ હડકાયા કૂતરાની જીભમાં
રાતવાસો કરવા જતું રહેતું હોય છે.

તમે જુઓ છો :
ઠેર ઠેર,
ગલીએ ગલીએ
દાયણો
પ્રસૂતિ કરાવી રહી છે
ભીંત પર ચીતરેલી સ્ત્રીઓને.

તમે જુઓ છો :
બિલાડીને પેટે
શિયાળ
અને શિયાળને પેટે
બાવળ જન્મી રહ્યાં છે.
તમે બે વત્તા બે કરો છો
તો ક્યારેક પાંચ થાય છે
તો ક્યારેક સાત.
સોએકડીને સનેપાત હાલ્યો છે,
તમને અને મને
બંનેને ખબર છે
કે
આ બદલાયેલી જોડણી
આપણી જીભના ટેરવે,
આપણી શ્વાસનળીમાં,
આપણી અન્નનળીમાં,
આપણાં હાડકાંમાં,
આપણી દૂંટીમાં,
આપણાં આંતરડાંમાં
અજગરના બે ચીરા બનીને
આળોટ્યા કરે છે.
કલ્પનાશક્તિને રક્તસ્રાવ થયો છે.
એના ઘામાં
જહાજોનાં જહાજો
ડૂબી રહ્યાં છે.
ચિત્તની બરાબર નીચે.

એક મગરની પીઠમાં
ડૂબી ગયેલું જંગલ
એનાં મૂળિયાં સહિત બહાર આવી ગયું છે.
તમે અને હું
વર્ષોથી
આપણા પડછાયામાં
તર્યા કરતી
ચિનાઈ માટીની માછલીઓ
એકબીજાનું સંવનન કરે
અને પ્રભુ પ્રગટ થાય
એની રાહ
જોઈ રહ્યા છીએ.
કારણ કે કોઈકે આપણને કહ્યું છે કે
જે દિવસે એ માછલીઓ સંવનન કરશે
તે દિવસે
આપણા પડછાયા રંગબેરંગી બનશે
અને તે દિવસે
ઢીંચણની ઢાંકણીમાં
ઘર કરીને રહેતા કાનખજૂરા બહાર આવશે.

તમે હવે પછીની પંક્તિ પાસે જાવ છો
અને બોલો છો :
*રામ બોલો, ભાઈ, રામ.*

તમારા શબ્દોના પડઘા
તમારી હોજરીમાં પડે છે,
તમારાં પગલાંમાં
શેષનાગ સૂતો છે
ફેણ પર
હોડી લઈને.
તમને થાય છે :
હોવું એટલે શું ?
જવાબમાં ફણિધરના માથામાં
પૂનમનો ચાંદો
પાણીમાં ખીલી
ડૂબે એમ

ડૂબવા લાગે છે.

તમે એક કાચબો જુઓ છો :
એની પીઠ પર
સાત સમુદ્રો ઊભા છે
અલ્પવિરામની જેમ.
તમે ત્યાં જ અટકી જાવ છો.

તમે ઉપર જુઓ છો :
તમારા માથા ઉપર
કાકાકૌઆ જેવડા ભમરા ભમી રહ્યા છે,
એમની પાંખો
તમારા લોહીમાં
અર્થાત્ આ કવિતામાં
એટલે કે આ કવિતાની બાનીમાં
ખરી રહી છે.
હવે તમને સમજાય છે
હોવું એટલે શું.
હવે તમને સમજાય છે
કે
હોવું એટલે જીભ નીચે પોતાના મૃતદેહોને અગ્નિદાહ આપવો
એટલે કે પોતાની ચામડીની નીચે ડૂબી ગયેલાં વહાણને
અક્ષરમાં તરતાં મૂકવાં
એટલે ફેફ્સાં પર શિલાલેખો કોતરવા.
બીજું કંઈ નહિ, એટલે કે બેઠાં બેઠાં જોયા કરવા ઐરાવતોને
બારાખડીમાં આળસ ખાતાં.

હવે પછીની પંક્તિમાં
જ્યાં લય તૂટે છે
બરાબર ત્યાં એક કાગડી સળગી રહી છે.
સળગતાં સળગતાં એ
મૂકી રહી છે ઈંડાં.

તમે પૂછો છો એને :
બધું જ સળગી રહ્યું છે ત્યારે
શો અર્થ છે ઈંડાં મૂકવાનો ?

કાગડી કહે છે :
એકાદ ઈંડું બચી જશે
તો પણ આ જગત ટકી જશે.

તમને લાગે છે
કે
આ કાગડી ચોક્કસ
કોઈક કવિના હસ્તાક્ષરમાં
માથાબોળ નાહીને આવી છે.
નહિ તો એ આટલી આશાવાદી કઈ રીતે બની શકે ?
તમે મનોમન વિચારો છો
અને એ કાગડીના એક સળગતા ઈંડાને લઈને
તમારા ગળામાં
માદળિયાની જેમ
પહેરી લો છો
અને પછી આગળ ચાલો છો.
રસ્તાની બેઉ બાજુએથી તમને સંભળાય છે
શરણાઈ.

તમે જુઓ છો :
કેટલાક લોકો
અશ્વની પીઠ પર
સળગતી ચિતા મૂકીને
એની પાછળ પાછળ ચાલી રહ્યા છે,
બોલી રહ્યા છે :
*રામનામ સત્ છે.*

તમે તમારા હાથમાંની દોણીમાં
સળગતા કાગડાને જરાક સંકોરીને
કવિતા આગળ વાંચો છો :

કવિતા શું છે ?
કવિતા અંતિમ ક્રિયા છે લોહીની.
કવિતા મહોત્સવ છે વિષાદનો.
કવિતા જીવન છે લોહીમાં રંગાયેલું.

કવિતા એક કળા છે
સત્યની જીભને
લકવાગ્રસ્ત બનતાં અટકાવવાની.

તમે જાણો છો કે
છઠ્ઠી એના લેખ લખે
તે પહેલાં
પીડા મનુષ્ય માત્રના દેહમાં
હળોતરા કરી જતી હોય છે.
સાચું કહું તો
કવિતા એ હળોતરાની સાથેનો સંવાદ છે.
કવિ પીડાના ચાસમાં શબ્દો વાવતો હોય છે.

તમે જુઓ છો :
ગલીઓમાં
ઠેર ઠેર
રોગચાળાની જેમ
ફાટી નીકળેલા કાયા વગરના પડછાયા
જણી રહ્યા છે
બિલાડીની આંખો,
કૂતરાના દાંત,
વાઘના નહોર,
સાપની જીભ.
આ પંક્તિઓ છે કવિતાની.
હમણાં જ ફૂટ્યા છે એના અંકુર.

તમે હવે પછીની પંક્તિ વાંચો છો :

માણસનું ભવિષ્ય
ખરતાં પાંદડાં સાથે
અને શીતળાનાં ભિંગડાં સાથે
જોડાયેલું છે.

એકાએક તમારી નજર
તમારા ગળામાં
સળગતા કાગડીના ઈંડા પર જાય છે.

એકાએક તમારા કપાળમાં થઈને
એક વાદળ
આરપાર ચાલ્યું જાય છે
છરાની જેમ.
એકાએક તમને લાગે છે
કે
તમારા લોહીમાં
કબીરવડ સુકાઈ રહ્યો છે.

તમે બોલો છો મનોમન :
લીલા પાંદડા વગર
કઈ રીતે કરી શકાશે અર્થ
કવિતાનો ?
લીલા પાંદડા વગર
શબ્દને શબ સાથે જોડવામાંથી
કઈ રીતે મળશે મુક્તિ
માણસને ?
લીલા પાંદડા વગર
કઈ રીતે કાપી શકશે નખ
માનવજાત ?
જો આમ ને આમ ચાલશે
તો શું થશે વાક્યોનું ?
શું થશે કર્તાકર્મક્રિયાપદનું ?
પોતાનાં મૂળિયાં છોડીને ભાગી રહેલાં વૃક્ષોને
કઈ રીતે અટકાવી શકાશે ?

તમે જુઓ છો :
એક માણસ
બેઠો બેઠો
મંકોડાની પીઠમાં
તારા ઝબોળી રહ્યો છે.

તમે એને પૂછો છો :
શું કરે છે તું ?

એ કહે છે :

તારાને ટમટમતા રાખવા માટેના નુસખા કરી રહ્યો છું.
જોજો ને,
જ્યારે આકાશ પણ સળગી જશે
ત્યારે આ તારા
મંકોડાઓની પીઠમાં ટમટમશે.
કવિતાને બચાવવી હોય
તો પહેલાં તારા બચાવવા પડે.

તમને તમારા ગળામાં
સળગી રહેલા ઈંડામાંથી
કોઈક પક્ષીનો અવાજ સંભળાય છે.
પણ તમે સત્‌ને ભ્રમ માનીને
આગળ ચાલો છો.
બીજા ચાલે છે તેમ જ.

હવે પછીની પંક્તિ આવે છે :

વસ્તુઓ પોતાની આસપાસના અવકાશને ગળી રહી છે.
*ધા* અને *તારભ*માં
/ આ / એકમાત્ર સ્વર છે
ચીસના મરોડદાર અક્ષરથી લખેલો.

તમે વિચારો છો :
કેવું કમનસીબ છે માનવજાતનું ?
*પીડ*ભાં કોઈ જોડણીદોષ નથી.

તમે આગળ વાંચો છો :

તમારા ટેબલ પરના કાગળની સફેદાઈ
આંખમાંથી પીયા બહાર આવે
એમ બહાર આવી ગઈ છે.
તમને લાગે છે
કે
હમણાં
કદાચ
એ સફેદાઈ

બ્રહ્માંડમાં ફેરવાઈ જશે,
તમે આંખના પીયામાં
કેદ થઈ ગયા છો.

તમને થાય છે કે આના કરતાં
હું ઘામાં લોહી કે પરુ બન્યો હોત તો કેવું ?
મને પણ એમ જ થાય છે.
તમારી નજરની અડોઅડ ઊભેલા અવકાશમાં
જેમ કાચમાં પડે છે તેમ
તિરાડો પડવા લાગે છે.
તમને થાય છે :
આ તિરાડો હમણાં જ અવકાશને કરકોલી ખાશે.
આ તિરાડો નખમાં થઈને
માથાના વાળમાં
અને એમ કરતાં દૂંટીમાં
પ્રસરી જશે.
ક્ષરમાં,
જીભમાં,
અક્ષરમાં,
ઢીંચણમાં,
સર્વત્ર
ભય છે
ધૂમકેતુની પૂંછડી
લોહીલુહાણ થઈ જવાનો,
ગરોળીની પૂંછડી
માણસની કરોડરજ્જુની જગ્યાએ
ગોઠવાઈ જવાનો,
જીભ નીચે
ઉકરડા ઊગી નીકળવાનો.

તમે જુઓ છો એક માણસ.
એ બેઠો બેઠો
પોતાના શરીરનાં હાડકાં ગણી રહ્યો છે.
એ તમને કહે છે :
મને ડર છે કે કોઈક
મારા શરીરમાંથી

હાડકાં ચોરી જશે.
તો હું શું કરીશ ?
તો હું પેશાબ કરવા માટે
બે પગ પર
કઈ રીતે ઊભો રહીશ ?

હવે પછીની પંક્તિ ઉપર બાવાં બાઝી ગયેલાં છે
એટલે તમને આગળ કશું ઊકલતું નથી.
તમે એ બાવાંને દૂર કરવાનો પ્રયાસ કરો છો,
તમે જુઓ છો :
એ પંક્તિના છેડે આવેલા પૂર્ણવિરામથી પાંચ ડગલાં દૂર
એક માણસ
ધૂળમાંથી
એનાં પગલાંને
ઉખેડવાનો પ્રયાસ કરી રહ્યો છે.

તમે એને પૂછો છો :
શું કરે છે તું ?

એ કહે છે :
મારી જીભ શોધી રહ્યો છું.

પછી એ માણસ
એક પગલાને
જીભની જેમ પહેરી લે છે પોતાના મોઢામાં
અને તમને કહે છે :
દરેક માણસ
પોતપોતાના હૃદયને
દોણીની જેમ લઈને ફરી રહ્યો છે અહીં.
કવિતા એ દોણીના ધુમાડાની નીપજ છે.
હે ઈશ્વર,
તારું રહસ્ય પ્રગટ કરવા બદલ
મને માફ કરજે.

પછી એ માણસ
તમારી નજર સમક્ષ જ

અદૃશ્ય થઈ જાય છે.

તમે જુઓ છો :
માણસો
છાતીમાં એક એક સળગતી દોણી લઈને
ચાલી રહ્યા છે,
બોલી રહ્યા છે :
*રામનામ સત્ હૈ.*

તમે તમારી છાતી પર હાથ ફેરવો છો,
તમારો હાથ કાગડાની સળગતી ડોકને અડકે છે.
પછી તમે દોણી તરફ જુઓ છો :
પેલો કાગડો
લોહી ઊકળે એમ
ઊકળી રહ્યો છે.
તમે બોલો છો :
*દયા પ્રભુની.*

તમે કવિતા આગળ વાંચો છો :

ક્યારેક વસ્તુઓ
ઉતાવળમાં હોય
ત્યારે
એમને ખબર નથી હોતી
કે
એ જેને ખાઈ રહી છે
તે
તેમના પોતાના પડછાયા છે,
તે
તેમના પોતાના દાંત છે,
તે
તેમના પૂર્વજોનાં હાડકાં છે,
તે
તે
પોતે છે.

તમે જુઓ છો :
જળમાં,
સ્થળમાં,
પળમાં
કેટલાક માણસો
બેઠાં બેઠાં
બારાખડીના અક્ષરોને
મોરિયું પહેરાવી રહ્યા છે.

તમે પૂછો છો એમને :
શું કરી રહ્યા છો તમે ?

તેઓ કહે છે :
જોતા નથી ? રાજાથી ગર્ભ રહી ગયો છે આ અક્ષરોને.
હવે રાજાને ડર છે કે આ અક્ષરો શબ્દો બનશે
અને શબ્દો કવિતા બનશે તો ?

તમે તમને પ્રશ્ન કરો છો :
કવિતા લખવી એટલે શું ?
તમે તમને જવાબ આપો છો :
એટલે બારાખડીના મોં પર રાજાએ બંધાવેલું મોરિયું ખોલી નાખવું.
પણ શું કવિ ખરેખર એમ કરે છે ખરો ?

તમે જુઓ છો :
એક કવિ રાજાના કાન પહેરીને ચાલી રહ્યો છે;
બીજો રાજાના પગ પહેરીને ચાલી રહ્યો છે;
ત્રીજો રાજાનું લિંગ ગળે લટકાવીને ચાલી રહ્યો છે;
પાછળ એની પત્ની એની આરતી ઉતારતી ચાલી રહી છે;
ચોથો દૂંટીની જગ્યાએ રાજાની જીભ લટકાવીને ચાલી રહ્યો છે;
પાંચમો રાજા પાસે માગી રહ્યો છે એના ફૂલા.
કહે છે : મારે સિંહાસન પર બેસવું છે,
મને ફુલા આપો જી.

તમને થાય છે :
કવિતા ક્યારે સત્ બોલશે ?
કવિતા ક્યારે

માણસના લોહીને
માણસની નસોમાં
પાછું મૂકશે ?
છંદમાં,
લયમાં,
કલ્પનામાં
આ સૂર્ય પાછો ફરી ક્યારે
હણહણતો થશે ?
જેમ તમને થાય છે એમ
મને પણ થાય છે.
મને પણ થાય છે
કે
મારી જીભ ક્યારે
મોરની જેમ કળા કરશે ?
તાળવામાં કોઈક ખીલા મારીને ચાલ્યું ગયું છે
તે ખીલા ક્યારે ઓગળશે ?
હું કવિ
મારી દૂંટીમાં
પૃથ્વીની ધરી લઈને ફર્યા કરું છું
એ વાત કોણ ક્યારે સમજશે ?

હવે પછીની પંક્તિમાં
એક સ્ત્રી
એનાં બેઉ સ્તનોને
દીવાની જેમ પ્રગટાવીને ઊભી છે
તમારી સામે.
એના અજવાળે

તમે આગળ વાંચો છો :

*ળ*
હડકાયા કૂતરાની લાળમાં
લટકી રહ્યો છે
માદળિયાની માફક.

તમે દોણી સાથે બે ડગલાં આગળ વધો છો,

પછી બે ડગલાં પાછળ આવો છો.
તમે જુઓ છો :
તમારાં પગલાંમાં
તમારું પ્રતિબિંબ
જળજેવું
તરી રહ્યું છે,
તમારું કોઈ નથી,
જળ પણ તમારો નથી,
તમે લખો છો
તે અક્ષર પણ
તમારા નથી.
સાચું કહું ?
તમારા હસ્તાક્ષરમાં
તમે નથી પ્રગટતા,
તમારા હસ્તાક્ષરમાં પ્રગટે છે
તમારા રાજાનાં સિંહાસન.
જેવો રાજા
તેવા તમારા હસ્તાક્ષર.
એક વાત કહું :
તમારા હસ્તાક્ષરને બચાવો.
કહેવાય છે
કે
પ્રલય વખતે જેના હસ્તાક્ષર મલિન નહીં હોય
એને જ માછલી બચાવશે.

તમને પ્રશ્ન થાય છે :
પ્રસ્તુત પંક્તિમાં
કવિ શું કહેવા માગે છે ?

તમે જવાબ આપો છો
તમારી જાતને :
પ્રસ્તુત પંક્તિમાં
કવિ કહેવા માગે છે
કે
માણસનાં હાડકાં પર
ઈશ્વરે કરેલો રંગ

હવે ઊતરી ગયો છે.
હવે માણસ ઈશ્વરને નહીં,
કવિતાને જવાબદાર છે.
કવિ કહેવા માગે છે
કે
શબ્દને પનોતી બેઠી છે.
એના અર્થમાં
સાપની કરોડરજ્જુવાળા માણસો
અજવાળું ખાય છે
અને
અંધારું ઓકે છે.
ચારે બાજુ
સંહાર પછીનો સૂનકાર
જણી રહ્યો છે સંહાર વખતની કિકિયારીઓને.
મરણ
સોયની અણી પર
બેઠું બેઠું
એક રોટલો ખાય છે,
ઘડો પાણી પીએ છે
અને એક તુંબડું માગે છે

તમને થાય છે :
આજે તુંબડું માગે છે,
કાલે એ માથું માગશે,
પરમ દિવસે એ પીઠ માગશે.
દેવોને વાદે ચડી ગયેલું આ મરણ
– સડી ગયેલા લોહીનું જમાઈ –
આવતી કાલે ઉપલા દાંતના મૂળમાં
કાયમી વસવાટ માગશે
તો શું કરીશું ?
તો દંત્ય કેમ કરીને બોલીશું ?

તમે જુઓ છો :
તમને જે પ્રશ્ન થયો તે
કવિતામાં
હવે પછીની પંક્તિ બનીને ગોઠવાઈ ગયો છે.

તમને થાય છે :
લાવ, ઇરેઝરથી ભૂંસી નાખું
એ પંક્તિને –
સમયના હાડકાને છોલી નાખું
અંગારાથી,
લોહીથી, લાવ.
પણ તમારી પાસે ઇરેઝર નથી,
પણ તમારી પાસે અંગારો નથી,
પણ તમારી પાસે ચપટી લોહી પણ નથી.
એટલે તમે આંખમાંથી કીકી કાઢી
એનાથી ભૂંસવા માંડો છો એ પંક્તિને.
તમને થાય છે :
કવિતાએ પ્રશ્નોનું સંગ્રહસ્થાન બનવાનું નથી.
કવિતાએ પ્રશ્નોના જવાબ આપવાના છે,
સંતોના વારસદાર બનવાનું છે કવિતાએ.

તમે જુઓ છો
તો
એ
પંક્તિની
નીચે
તરી રહી છે
સડી ગયેલી દૂંટીઓ.

કદાચ
ઇરેઝરની.

કદાચ
શબ્દોની.

કદાચ
વાક્યોની.

કદાચ
તમારી.

કદાચ
મારી.

કદાચ
આંખની કીકીની.

કદાચ
તમારા
કોઈક
પૂર્વજની.

કદાચ
તમારા
કોઈક
અનુજની.

હું જોઉં છું
તમે જુઓ છો એમ
મારી દૂંટી ભણી.
ત્યાં આકડિયા ઊગી નીકળ્યા છે,
ત્યાં રાખના ઢગલામાં
એક હાથ
પડ્યો છે
ધંતૂરાના ફૂલની અડોઅડ.

તમે જોડવા મથો છો
એ દૂંટીઓને
દિવસ અને રાત સાથે,
પીપળાનાં પાંદડાં સાથે,
વાવનાં પગથિયાં સાથે,
કૂવાનાં પાણી સાથે,
મંદિર પરની ધજા સાથે,
કૂકડાની કલગી સાથે,
ગોધૂલિએ ઊડતી ધૂળ સાથે,
માનવજાતના મૂળ સાથે.
પણ તમારા હાથમાં આવે છે

કેવળ દૂંટીઓ
સડેલી,
કોહવાયેલી.
તમે પાણીનાં ટીપાંને
સોયદોરો લઈને પરોવવા મથો છો.
તમે કવિ કરતો હોય
એવું કરો છો.
પણ તમે હતાશ થતા નથી.
તમે એ દૂંટીઓને
પાણીમાં તરતાં પાંદડાંની જેમ
ખસેડો છો
હળવેથી,
એની નીચે
તમને કોઈ નગરી
દટાયેલી હોય એવું લાગે છે.

તમને યાદ આવે છે ગુરુના શબ્દો :

*કવિતાની નીચે દટાઈને પડ્યાં હોય છે નગરો.*
*ભાવક જ્યારે કવિતાની પહેલી પંક્તિમાં પ્રવેશે*
*ત્યારે*
*એના ખભા પર*
*બેસી જતું હોય છે*
*એક મડદું મોરનું*
*પછી એ કવિતામાં રખડ્યા કરતો હોય છે*
*મોરના મડદાની સાથે વાતો કરતો.*
*ક્યારેક એને રસાનુભવ થાય*
*ત્યારે પેલું મોરનું મડદું*
*ગહેકવા લાગતું હોય છે.*

તમે એ નગરમાં પ્રવેશો છો.
તમારા ખભા પર છે
એક મડદું મોરનું.

તમે જુઓ છો :
એ નગરની ગલીઓમાં

ઊગી નીકળ્યાં છે છાતીનાં પાંજરાં,
એમની પાંસળીએ પાંસળીએ ટમટમી રહ્યા છે આગિયા.
તમારા ખભા પરનો મોર ગહેકવા લાગે છે.
તમે જુઓ છો :
એ નગરમાં ઊગી નીકળ્યા છે પગ
અંગૂઠા વગરના.
તમારા ખભા પરનો મોર ગહેકવા લાગે છે.
તમે જુઓ છો :
એ નગરના લોકો
જીભને દૂંટીએ
અને દૂંટીને મોઢાની જગ્યાએ મૂકીને
ભટકી રહ્યા છે.
તમારા ખભા પરનો મોર ગહેકવા લાગે છે.
તમે જુઓ છો :
કેટલાકનાં પેટમાંથી
ગમાણિયા દાંત બહાર ઊગી આવ્યા છે.
તમારા ખભા પરનો મોર ગહેકવા લાગે છે.

તમે એને પૂછો છો :
વિનાશ જોઈને તું કેમ ગહેકે છે ?

મોર કહે છે :
માણસ જે સર્જે તે બધું જ
અમે તો કળા માનીએ.

તમે જુઓ છો :
કવિતાની પંક્તિઓમાં
ક્યાંક વેલ ઉપર
આંખના ડોળા
લટકી રહ્યા છે
તરડાયેલા.
તમે જુઓ છો :
ડોળામાંની તિરાડોમાંથી
લટકી રહ્યા છે બહાર
લાલપીળા કાનખજૂરા,
જાંબૂડિયા સાપ,

સોનેરી કાચંડા,
રાખોડી કાચબા,
એલ્યુમિનિયમના સાપ,
કેસરી કીડા.

કહે છે :
કશું જ છોડીશું નહીં;
ઈશ્વરને પણ કોહવડાવી
ગંધાતો કરી દઈશું
ગ્રંથમાં,
નખમાં,
ગરબડમાં,
ખીલીમાં,
અખિલ બ્રહ્માંડમાં,
તણાખલામાં,
વિરામચિહ્નોમાં.

એકાએક
તમારા ગળામાં સળગતું પેલું ઈંડું
બોલી ઊઠે છે :
કવિતા સત્ય બોલે
ત્યારે
આમ બોલે.

તમે અનુભવો છો :
દદડી રહ્યો છે
ભૂતકાળ
તમારો,
મારો,
ઈશ્વરનો,
દોણીનો,
કોણીનો,
કાગડાનો,
શકોરાના *શ*નો,
*ક*નો,
*જ*નો

ચારે કોર
ચોધાર.

તમે જુઓ છો :
તમારા પૂર્વજોનાં હાડકાંમાં
ખાટી છાસ બનીને
આથમેલા સૂરજની
બે સાથળોમાં
બે હંસ તરી રહ્યા છે
માથે ચીતરેલા નાગ મૂકીને.

તમને પ્રશ્ન થાય છે :
હું કયા જમાનામાં જીવી રહ્યો છું ?
કેમ મારા દાંતના પડછાયા પડે છે
મારી જીભ ઉપર ?
કેમ મારી નાભિ
કીડો બનીને ફર્યા કરે છે
મારા દિલમાં ?
કેમ મારી આંખ
મારી કોણીને
ધિક્કારી રહી છે ?
કેમ માણસોએ
પોતપોતાના કૂલા પર
ગરોળીઓનાં અભયારણ્યો વિકસાવ્યાં છે ?
કેમ ?
કેમ સંતોને
હૈડિયાની જગ્યાએ
ઊગી નીકળ્યાં છે લિંગ ?
હું કયા જમાનામાં જીવી રહ્યો છું ?
કેમ કીડીના પડછાયામાં ઊભાં ઊભાં
સજ્જનો કરી રહ્યા છે રતિક્રીડા
પાટલાઘો સાથે ?
કેમ માણસોના હૃદય પર
છાતી પર ઊગે તેવા
વાળ ઊગી નીકળ્યા છે ?
આ બધું જોઈને

જેમ પવનમાં દીવાની જ્યોત ધ્રૂજે એમ
તમારો જીવ પણ ધ્રૂજી ઊઠે છે
બરાબર મારા જીવની જેમ જ.
તમે ખીલા મારી
એ જીવને ધ્રૂજતો અટકાવવાનો પ્રયત્ન કરો છો,
તમે જાણો છો કે
જીવને મારેલા ખીલાની અણી
સીધી જ જતી હોય છે
મરણની દાઢમાં
તો પણ
તમે જીવ બચાવવા
જીવને ખીલા મારી રહ્યા છો.

તમે જુઓ છો :
તમારા પડછાયો
તમારાથી અળગો પડીને
મોર કરે એમ
કળા કરી રહ્યો છે.

એ સાથે જ
તમારા હાથમાંની દોણીમાં
બળી રહેલો કાગડો
બોલી ઊઠે છે :
*બ્રમ સત્ય છે,*
*જગત મિથ્યા છે.*

તમે એ કાગડા ભણી જુઓ છો
એના માથા પર
મોરને હોય એવી કલગી છે.
તમને થાય છે :
શું દયા ખરેખર ધર્મનું મૂળ છે ?

તમે કવિતા આગળ વાંચો છો.
અર્થાત્ તમે રામનામ બોલતા આગળ ચાલવા લાગો છો
બીજા લોકોની જેમ જ.

તમે આ પંક્તિની મોઢામોઢ ઊભા રહો છો :

તમારા હસ્તાક્ષર
તમારા મૃત્યુના ઢીંચણમાં
તરી રહ્યા છે
કાગળની હોડીની જેમ.

તમે તોડ્યા કરો છો
અંતને
અને
અંત તૂટ્યા કરે છે
આરંભમાં,
ઝાડામાં,
મધ્યમાં,
ઊલટીમાં,
અનંતમાં,
લોહીમાં,
ગીધની ચાંચમાં,
સમડીની ગુદામાં.

તમને પ્રશ્ન થાય છે :
કઈ રીતે અંત લાવવો આ અંતનો ?
કઈ રીતે તોડવું
અંતને
અનંતમાં ?
અંત.
અનંત.
ફળ.
બીજ.
એકમાં ઈયળ
પાવલો કરે,
બીજામાં ઊધઈ
પા કરે.
તમને થાય છે :
શી લીલા છે ?
*બ્રહ્મ લટકાં કરે*

*બ્રહ્મ સાથે.*

ત્યાં જ
તમારી દોણીમાંનો કાગડો બોલે છે :
*બ્રહ્મ છિનાળું કરે*
*બ્રહ્મ સાથે.*

તમે જુઓ છો :
તમે વાંચતા હતા
એ કવિતાના બે શબ્દોની વચ્ચે
રાતામાતા રાફડા ફૂટી નીકળ્યા છે.
તમે વિચારો છો :
લાવ, આ રાફડા જરા દૂર કરી લઉં.
આ કર્તા, કર્મ, ક્રિયાપદની આસપાસ ચડેલા કાટને
જરા દૂર કરી લઉં.
લાવ, આ લોહીની ઘરથાળમાં ઊગી નીકળેલા આકડિયા
વાઢી નાખું.
નહીં તો
આ કવિતા
સત્ય કઈ રીતે
બોલી શકશે ?
તમે રાફડા તોડવા બેસો છો,
તમે
ગોકળગાયની પીઠ પર
નક્ષત્રોના જવારા વાવવા બેસો છો.
તમને એમ છે કે એક દિવસ તમે
બાજરીનાં ડૂંડાંની જેમ
નક્ષત્રોને પણ લણી શકશો,
ડાંગરના ખેતરમાં આળોટીને
શરીરને સોનાનું બનાવી શકશો,
બોરડીનાં પાનમાં વસતાં શબરીનાં ટેરવાંને
તમે ફૂલની જેમ સૂંઘી શકશો.
પણ રાફડા તૂટતા નથી.
તાપોલિયાં સૂરજની સામે રણે ચડ્યાં છે.

હવે પછીની પંક્તિ આમ છે :

મડદાં પર ફરકી રહી છે વિજયપતાકાઓ.

કવિતામાં,
શબ્દમાં
રાત પડી છે
જેમ
મરણઘડીએ દેહ પડે
એમ.
તારા ડરીને
વટવાગોળોની યોનિઓમાં
રાતવાસો કરવા
ચાલ્યા ગયા છે.
ક્યાંક કોઈક રામનામે
પથ્થર લઈને
ફેંકે છે
કાકડાની જેમ.
ક્યાંક કોઈક રામનામે
કાકડો ફેંકે છે
પથ્થરની જેમ.
ક્યાંક
કોઈક
તાજા જ જન્મેલા બાળકને
મીણબત્તીની જેમ સળગાવી
એના અજવાળે
ધર્મગ્રંથનો અર્થ કરી રહ્યું છે :
*દયા ધર્મકા મૂલ હૈ.*

તમને ખબર છે ?
તમારા ખભામાં
શેષનાગનું શબ પડ્યું પડ્યું
કોહવાઈ રહ્યું છે
જન્મજન્માન્તરથી.
તમને ખબર છે ?
એ શબના એક દાંતમાં
વિષ્ણુની કરોડરજ્જુ

કીડો બનીને
હત્યા કરે છે.
તમને ખબર છે ?
તમારી હોજરીમાં
એક મંકોડો
એની પીઠ પર
મેઘધનુષ્યની નનામી લઈને
જઈ રહ્યો છે.
તમારી સ્મૃતિ

મારી કવિતા છે.
મારી કવિતા
તમારો વર્તમાન છે.
યાદ છે તમને પેલી કવિતા ?
પેલી કવિતા
જેણે માણસને
પ્રશ્ન કરેલો ?
ના ?

તો આ રહી એની કેટલીક પંક્તિઓ :

તમારા કપાળ પર
કેમ સનેપાતની ધજાઓ ફરકે છે ?

તમારી કરોડરજ્જુમાં
મણકે મણકે
કોણે ચાકુ ભોક્યાં છે ?

હવે તમને યાદ આવે છે
એની બીજી કેટલીક પંક્તિઓ :

પીઠ પર હોડી લઈને જતી
એક ગોકળગાયને
એક આગિયાએ પૂછ્યું :
શું છે આ હોડીમાં ?

ગોકળગાયે કહ્યું :
માછલીનું શબ.

પછી એ આગિયો ઊડતો ઊડતો
એ માછલીની આંખમાં ગયો
અને
ડૂબી ગયો
એની કીકીમાં
સાત ગજ ઊંડે.
બહાર રહી ગયેલું એનું અજવાળું
કવિતા બન્યું.

તમને યાદ આવે છે
એ કવિતાની બીજી એક પંક્તિ :

એ પંક્તિની વચોવચ એક સરોવર છે.
એ સરોવર એક ઝાકળના ટીપાની બહાર
ઊભું ઊભું
ખખડાવી રહ્યું છે દરવાજા.
કહી રહ્યું છે :
ખોલ, દરવાજો ખોલ.
મારે તારામાં સમાઈ જવું છે.

*કોઈક ભૂંસી રહ્યું છે માનવજાતને.*
*ઇતિહાસમાંથી કાંચળીઓ બહાર આવી*
*નાચી રહી છે,*
*હવે ફૂલો છોડ પર નહીં,*
*માણસનાં હાડકાં પર લાગે છે,*
*અયોધ્યાની ગલીઓમાં*
*બેઠો બેઠો એક પડછાયો*
*તોડ્યા કરે છે*
*લીમડાની સળીઓ.*

*તમે એને પૂછો છો :*
*શું તોડે છે તું ?*

*એ જવાબ આપે છે :*
*શિવધનુષ.*

*તમે જુઓ છો :*
*મોરની ડોક*
*અને*
*સાપની ફેણ વચ્ચે*
*હવે કોઈ ભેદ રહ્યો નથી.*

તમને યાદ આવે છે
બીજી એક પંક્તિ :

એમાં એક પતંગિયું
એની પાંખો ઉઘાડબંધ કરતું હતું.
એની સમાન્તરે એક નદી
ઘડીકમાં
છલકાતી હતી
તો ઘડીકમાં
સુકાતી હતી

એક પક્તિમાં
એક મૃતદેહ બેઠો બેઠો
જીભને ટેરવે
ઉલ્કાઓ ગણી રહ્યો હતો.

તમને યાદ આવે છે એ કવિતાનો અંત :

તમારા લોહીમાં કોઈક અંગારો બોળે છે
અને એ લોહીમાંથી બહાર આવે છે
કરોળિયાનું જાળું.
એમાં બારાખડીના અક્ષરો
લટકી રહ્યા છે
ઊંધે માથે.

તમે કલ્પના કરો છો :
તમારી કરોડરજ્જુમાં

તમારા પૂર્વજો
ટોળે વળીને
બેઠા છે
જેમ ડાઘુઓ બેસે તેમ.
એમની વચ્ચે
પડ્યું છે
એક શબ
બોધકથાનું.

તમે દોણી તરફ નજર નાખો છો :
કાગડો હજી સળગી રહ્યો છે.
તમે આગળ ચાલો છો
કવિતામાં,
પીડામાં,
ગરવી ગુજરાતમાં,
ગુજરાતી ભાષામાં,
ક ખ ગ ઘ ઙમાં.
તમે આગળ ચાલો છો.

રસ્તામાં તમે જુઓ છો :
વ્યંજનોને
કાનમાં દાંત ફૂટ્યા છે,
સ્વરોને
જીભ પર નહોર ફૂટ્યા છે.

તમને એક માણસ મળે છે.
કહે છે :
બોધકથાઓ ટપોટપ મરી રહી છે.
કહેવતોને સનેપાત થયો છે.

કેમ ?
તમે પૂછો છો.

એ માણસ ચૂપચાપ ત્યાંથી ચાલ્યો જાય છે
એના ખભાને રસ્તાની વચોવચ
ખોડીબારાની જેમ રોપીને.

તમને થાય છે :
હું જેની દોણી લઈને ચાલી રહ્યો છું
એ મૃતદેહ
કોઈ બોધકથાનો તો નથી ને ?
હું જે વાંચી રહ્યો છું
એ કવિતા
કહેવતોનો સનેપાત તો નથી ને ?

હું તમને એમ પૂછું છું
કે
તમે શા માટે યાદ કરી એ કવિતા ?
સ્મૃતિ ક્યારેક ચિત્તમાં નહીં,
હોજરીમાં પડી રહેતી હોય છે
દાણાને વળગીને.

તમે કહો છો :
પણ તમે કેમ ભૂલી ગયા
કે
એક વાર તમે
યાદ કરેલું
કે
તમે દરિયાકાંઠે ઊભા હતા
અને તમારી નસોમાં
મૃત જળચરો
શાહીનો ડાઘ બનીને ડૂબી ગયેલાં,
તમારા હૃદયમાં
એક કાચબાની ડોક ફસાઈ ગયેલી.

સ્મૃતિ મનુષ્યની નબળાઈ છે,
જેમ પ્રેમ
બરાબર તેમ.

આ ક્ષણે મને પણ થાય છે
કે
હું પણ યાદ કરું કંઈક.

પણ મારી હોજરીમાં
મારી કપાઈ ગયેલી જીભ
સિવાય કંઈ જ પડ્યું નથી.
એટલે હું કલ્પના કરું છું :
આમેય સ્મૃતિ એટલે શું ?
સ્મૃતિ એટલે કલ્પના.
આંખ કે કાન વગરની કલ્પના.

પ્રલયકાળે માછલી નહીં,
એક શબ્દ આવે છે
કવિતામાંથી
અને પૃથ્વીને બહાર કાઢે છે
જળમાંથી
અને લાવીને મૂકી દે છે
પળમાં.
પણ આ કલ્પના પણ બરાબર નથી
કારણ કે મને ખબર છે
કે
પોતાના પડછાયાઓ સાથે પણ
કપટ રમતો માણસ
કવિતા નહીં બચાવી શકે.
તો પછી કવિતા
માણસને બચાવવા
પોતાનો શબ્દ શા માટે આપશે ?

હવે પછીની પંક્તિમાં
શબ્દો નથી,
પાળિયા છે.
તમે એ પાળિયાઓ પાસે બેસો છે,
એમના પરથી સિંદૂરના થોડાક પોપડા ખોતરી
દોણીમાં નાખો છો
અને
બોલો છો :
*રામનામ સત્ હૈ.*

પછી

આગળ વધો છો.

શૂન્ય
અને
અંત
બેઉએ
થડાં
કર્યાં છે –
તમારા
શ્વાસની
આગળ
અને
પાછળ.

તમે પૂર્ણમાંથી
પૂર્ણને બાદ કરો છો,
એમ કરતાં
તમારા હાથમાં
એક હાડકું આવે છે.
તમે પૂર્ણમાં
પૂર્ણને ઉમેરો છો,
એમ કરતાં પણ
તમારા હાથમાં
એક હાડકું આવે છે.
તમે પૂર્ણને
પૂર્ણથી ભાગો છો
તો વદી પડે છે
એક હાડકાની.
તમે પૂર્ણને
પૂર્ણથી ગુણો છો
તો પણ તમને એક હાડકું મળે છે
જવાબમાં.

તમારો સનેપાત
હવે સમીકરણોની જીભ બની ગયો છે.

તમને લાગે છે :
તમારા ગળામાં
લટકી રહ્યું છે એક હાડકું.
એ ઘડીકમાં સોના જેવું
તો ઘડીકમાં ચાંદી જેવું
ઝળકે છે.
તમારો જીવ
લૂગડું બળે
એમ બળી રહ્યો છે

તમને થાય છે :
લાવ, જરા રડી લઉં.
એકાદ ખૂણો મળે
તો ત્યાં બેસીને
જરા આંખ ભીની કરી લઉં.
જેવું મને થાય છે
તેવું તમને પણ થાય છે.
પણ ક્યાં છે એવો ખૂણો ?
જે સર્વવ્યાપક છે
એણે
મનુષ્યને માટે
જગ્યા જ
ક્યાં રહેવા દીધી છે ?

ત્યાં જ
તમારા કપાળમાંથી
કૂવામાં બૂડતા માણસનો હોય
એવો અવાજ આવે છે :

મેં જોઈ છે એવી એક જગ્યા.

ક્યાં છે ?

આંસુના ટીપામાં,
કદાચ લોહીમાં,
કદાચ સાત દરવાજા પછીના દરવાજે

તોરણ પર.

તો હું જઈશ ત્યાં.
તમે નક્કી કરો છો.

પણ તમે સાચવ્યું છે ખરું
એવું આંસુનું ટીપું ?
એવું લોહીનું ટીપું ?
નાકની જગ્યાએ
તર્કની ધજા લઈને ફરતી પ્રજાએ
તમારાં આંસુની,
તમારા લોહીની
બારાખડીને
લોહીપીતી કરી નાખી છે.
આમ તો શું શું નથી કર્યું એણે ?
એણે કૂલા પર ઘઉં વાવ્યા છે,
ભાષાનાં હાડમાંસ પર
ઊભાં ઊભાં મૂતરીને
ગુરુત્વાકર્ષણની વાતો કરી છે,
મેરુદંડમાં થાણાં થાપ્યાં છે
એણે,
આપણી કલ્પનાની આંખોના ડોળે
એણે મૂંછો ઉગાડી છે
ઘાસના જેવી.

હું એને સંબોધીને કહું છું :
I think you do not think.

તમે ફિલસૂફની અદાથી કહો છો :
હા, દરેક માણસ
જીવનના છેલ્લા શ્વાસ સુધી
સાચવી રાખતો હોય છે
એક આંસુ,
મૂકી રાખતો હોય છે
કીકીના કલુખડામાં.
જીવ જવાની અણીએ

દરેક માણસ
એ આંસુમાં રહેવા ચાલ્યો જતો હોય છે.

તમે ઉલ્લેખ કરો છો
ભક્તકવિ ભલાજીનો :

*છેલ્લો શ્વાસ,*
*છેલ્લું ડૂસકું*
*અને પગના વધી ગયેલા નખ*
*તે જ જીવનનો સારાંશ, ભલાજી.*

પેલો અવાજ તમને કહે છે :
ના, એ આંસુ નહીં ચાલે.

તો કેવું આંસુ જોઈએ ?
એ પૂછે છે.

જ્યારે ઈશ્વર ન હતો
ત્યારે વાર્તાઓ હતી,
ત્યારે વાર્તાઓમાં રડતી રાજકુંવરીઓનાં આંસુ
એ વાર્તાના શ્રોતાઓ
વાર્તાની બહાર બેઠાં બેઠાં
લૂછી શકતા હતા.
એવી કોઈક વાર્તાની નાયિકાનું
આંસુ જોઈએ.

હવે પછીની પંક્તિઓ છે :

લોહીના ટીપામાં પણ ...

હરિને ભજતાં ...

રાત રહે જાહરે ...

ઓ ઈશ્વર, ભજીએ તને ...
આ પંક્તિઓ

પૂર્વાપર સંબંધ વગર
લટકી રહી છે.

કવિતામાં,
કવિતાની બહાર.

કાગળ પર,
કાગળની બહાર.

શ્રુતિમાં,
શ્રુતિની બહાર.

સ્મૃતિમાં,
સ્મૃતિની બહાર.

ગ્રંથમાં,
ગ્રંથની બહાર,

ગરબડમાં,
ગરબડની બહાર.

આંખમાં,
આંખની બહાર.

ખરી રહી છે રાખ.

વસ્તુઓ એમની આસપાસ અવકાશને ખાઈ રહી છે.

તમે જુઓ છો :
બધું પૂર્વાપર વગરનું
બનતું જાય છે.

તમારા નાકને
તમારા શરીરનો
આધાર રહ્યો નથી હવે.

તમે આગળ વધો છો,
જુઓ છો :
કવિતાની છેલ્લી પંક્તિ
અને
હવે પછીની પંક્તિની વચ્ચે
જોજનોનાં જોજનો સુધી
મરી ગયેલા પક્ષીઓના દેહ પડ્યા છે.
એમાં પેલી કાગડીનો દેહ પણ છે.

તમે એ દેહોને કલ્પન માનીને
આગળ ચાલો છો
ત્યાં જ
તમારા પગ તળે
એ દેહો
કચડાવા લાગે છે.
તમને થાય છે
કે
તમે તમારો પગ
તમારા પર મૂક્યો છે.
તમને થાય છે
કે
તમે તમારો પગ
કાળકાની કપાયેલી જીભ પર
મૂક્યો છે.

તમે ત્યાં જ બેસી જાવ છો,
યાદ કરો છો :
તમે માતાના ઉદરમાં હતા
ત્યારે તમને એક વાવાઝોડું ખાવા આવેલું.
એ વાવાઝોડાને લક્કડખોદને હોય એવી ચાંચ હતી.

તમે યાદ કરો છો :
તમે માતાના ઉદરમાં હતા
ત્યારે તમને એક એરું કરડવા આવેલું,
એની ફેણ પર
એક ઝાડ હતું

સુક્કું.
તમારામાં જીવ બે પાંદડે થાય
એ પહેલાં જ
એ તમારી કાયામાં લિસોટા મૂકી ગયેલું.

તમે જેમ જેમ સ્મૃતિમાં
એક પછી એક વસ્તુઓને,
એક પછી એક ઘટનાઓને
બાજુએ ખસેડતા જાઓ છો
તેમ તેમ પેલાં પક્ષીઓના મૃતદેહો
બાજુએ ખસતા જાય છે.
એમ કરતાં તમે છેલ્લા મૃતદેહ પર આવો છો.
એ દેહની અડોઅડ,
બરાબર અડોઅડ,
જોડાજોડ
આ પંક્તિ છે :

તમારા ઘરના વાડામાંનું ઝાડ
સલામત નથી;
તમારા ઘરના વાડામાં પણ નહીં
અને તમારી સ્મૃતિમાં પણ નહીં.

તમે મૂંઝાઓ છો,
તમે સમજવા મથો છો આ પંકિતને,
તમે મોઢામોઢ થવા માગો છો
ભાષાની સામે,
તમારી સામે.
તમે સમજવા મથો છો
કે
તમારે બે પગ કેમ છે
કે
તમારે બે પગની વચ્ચે
જનનેંદ્રિય કેમ છે
કે
તમારી આંગળીથી નખ
વેગળા કેમ છે ?

કવિતા કંઈ જ સમજાવે નહીં.
તમે જાણો છો
તો પણ તમે કવિતા પાસેથી
એવી અપેક્ષા રાખો છો.
યાદ છે ?
પેલી કવિતામાં
તમે એક વાર વનમાં થઈને જતા હતા
ત્યારે તમને એક સ્ત્રી મળેલી.

તમે એને કહેલું :
તારું રહસ્ય સમજાવ.

ત્યારે એ સ્ત્રીએ કહેલું :
મેં ઈશ્વરને જનમ આપ્યો
પછી એને સર્વાસત્તાધીશ બનવું હતું.
એને ડર હતો
કે
જો મારી કૂખે બીજું બાળક અવતરશે
તો એની સત્તા ઓછી થઈ જશે.
કાંટો વાગતાં લોહી ફૂટે
એમ એને એ વિચાર આવ્યો
એ સાથે જ
એને લોહી ફૂટે
એમ ઈર્ષ્યા ફૂટી.
એણે મારી જનનેંદ્રિયની જગ્યાએ
એક ઘા મૂકી દીધો
દૂઝતો,
દુખતો,
રમતો.
હું મારા પતિ સાથે
એ ઘા લઈને ફરતી રહી.
એક વાર
વનમાં
મને એક કાચબો મળ્યો.
એની પીઠ પર

આગ લાગેલી હતી.
મેં એ આગને
મારા ઘામાંથી વહેતા લોહીથી બૂઝવી નાખી.
કાચબાએ કહ્યું :
માગ માગ, માગે તે આપું.
મેં કહ્યું :
મારે ફરી એક વાર માતા બનવું છે.
મને ફરી એક વાર માતા બનવાના આશીર્વાદ આપ.
કાચબાએ ફરી એક વાર
મારા ઘાને
જનનેંદ્રિયમાં ફેરવી નાખ્યો.
પણ એણે કહ્યું :
આ ઘામાંથી ખૂબ લોહી વહી ગયું છે,
હવે તું ઈશ્વરો પેદા નહીં કરી શકે.
પછી કાચબાએ
જે મનમાં મનમાં કહેલું
જે મેં મનમાં મનમાં સાંભળેલું
એ હું તમને કહું છું, સાંભળો :
જે જનમશે તે
કાં તો
ઘાનો,
કાં તો
પીડાનો,
કાં તો
બેઉનો
પર્યાય હશે.

પછી પેલી સ્ત્રી એની વાત આગળ ચલાવે છે :
પછી હું ગર્ભવતી થઈ.
નવા માસ ને નવ દિવસે
મારા ઉદરમાંના બાળકે મને કહ્યું :
મા, મને જનમ આપ.
મે કહ્યું :
એક શરતે.
શી શરત ?
તારે ઈશ્વરની બરોબરી કરવી પડશે.

મારા ઉદરમાંનું બાળક
સંમત થયું.
પછી મેં જનમ આપ્યો એ બાળકને,
મારા પુત્રને.
એણે જનમતાં જ મને કહ્યું :
જે ઈશ્વર નથી કરી શકતો
તે હું કરીશ.
મેં પૂછ્યું :
શું કરીશ ?
એણે કહ્યું :
કવિતા લખીશ,
હું ઘા અને શબ્દને મોઢામોઢ મૂકીશ.

તમને એ સ્ત્રીની વાત સમજાઈ ન હતી.

તમારા તાળવાની નીચે
એક વણઝારી વાવ છે.
રોજેરોજ એક રાજકુંવરી ત્યાં આવે છે
અને એ વાવમાં ઝંપલાવીને આત્મહત્યા કરે છે.
તમને એ ઘટના પણ ક્યાં સમજાય છે હજી ?
તમે રોજ પૂછો છો
તમારી જાતને
કે
એક ને એક કુંવરી
રોજેરોજ
કઈ રીતે આત્મહત્યા કરી શકે ?

તમે આગળ જાવ છો,
તમને એમ
કે
હવે પછીની પંક્તિની પાછળ
એક મૂતરડી હશે
અને તમે ત્યાં
એકીપાણી કરીને
પાછા આવી જશો
કવિતાની બહાર.

અને પછી
સ્મશાન આવી જશે,
પછી દોણી ઊંચકવામાંથી
તમે છુટ્ટા.

તમે આગળ જાવ છો
અને આ પંક્તિ પાસે આવો છો :

પથ્થરો સમાતા નથી પથ્થરોમાં,
પાણી પાણીમાં,
પવન પવનમાં.
જેમ
ઘામાંથી પરુ દદડે
એમ વસ્તુઓમાંથી વસ્તુઓ
દદડી રહી છે.

અનંતને હડકવા હાલ્યો છે.
ત્રિકોણના ત્રણે ખૂણાનો સરવાળો
ક્યારેક એકસો ઍંશી અંશ થાય છે
તો ક્યારેક એકસો પંચાશી અંશ.
મોરપીંછની આંખમાં જૂઓ પડી છે.

તમે એ પંક્તિની પાસે ઊભા રહો છો
અને જુઓ છો :
એક ઘા કંઈક શોધી રહ્યો છે.

તમે એને પૂછો છો :
શું શોધી રહ્યો છે ?

ઘા કહે છે :
મારી કરોડરજ્જુ
ચીરો પડ્યો ને
નીકળી ગઈ ક્યાંક.

જેમ હલતો દાંત પીડે
એમ તમને તમારું હોવું

પીડે છે.

આ કવિતા છે
ઈશ્વરના અસ્તિત્વને પડકારવાની કળા,
લોહીની અંતિમ ક્રિયા,
એટલે કે પૃથ્વીની ધરીને સાચવ્યા કરવાની રીત,
એટલે કે વિષાદમહોત્સવ.

તમે આગળ જાવ છો.
નીચેની પંક્તિઓ વાંચો છો :

*દયા ધર્મકા મૂલ હૈ.*

તમે નીચે નમી
મૂળને પકડો છો
કે
મૂળ ખેંચાઈ આવે છે બહાર.

તમે વિચારો છો કે
અહીં કવિએ
અંત્યાનુપ્રાસની શક્યતાઓને
જતી કરી છે
નહીં તો એ
મૂળની સાથે કૂળ,
કૂળની સાથે શૂળ,
શૂળની સાથે ધૂળ
લાવી શક્યો હોત.
પણ તમને ખબર નથી કે
અંત્યાનુંપ્રાસ લાવવો સહેલો નથી,
અંત્યાનુપ્રાસ લાવતાં પહેલાં
વસ્તુઓને પણ ગોઠવવી પડે.
એ જ ક્રમમાં
ઈશ્વરના હસ્તાક્ષર સાથે ચેડાં કરવાં પડે એ માટે.

કવિ શબ્દો નથી ગોઠવતો,
વસ્તુઓ ગોઠવતો હોય છે.

તમે આગળ જાઓ છો.
એક દહેરું આવે છે.

તમે નીચા નમી
એ દહેરામાં જુઓ છો.
તમારી દોણીમાંનો ધુમાડો
તમારી અને દહેરાની વચ્ચે આવે છે.
તમે દોણી બાજુ પર મૂકીને
જુઓ છો દહેરામાં :

એક દૂંટી.

દૂંટી પર
એક તલવાર.

તલવારની મૂંઠ ઉપર
એક સાપ.

સાપની ફેણ ઉપર
એક કીડી.

તમે પૂછો છો એ કીડીને :
તું અહીં શું કરે છે ?

એ કહે છે :
પ્રલયે કહ્યું કે મારી સાથે પરણ,
નહીં તો જગતનો અંત લાવી દઈશ.
તે હું પ્રલય સાથે પરણી.
હવે હું ગર્ભવતી છું.
મારા ઉદરમાં હું કંઈ કેટલાય પ્રલયો
ઉછેરી રહી છું.
અહીં બેઠાં બેઠાં હું પ્રાર્થના કરી રહી છું
કે
મને કસુવાવડ થાય.
જો હું ઈંડાં જણીશ

તો
આ સૃષ્ટિનું આવી બનશે.

કીડી ફાટ ફાટ થઈ રહી છે.
એના પેટમાં ઈંડાં સમાતાં નથી.

તમને થાય છે :
હું શા માટે વાંચું છું
આ કવિતા ?

હું શા માટે દોણી લઈને ચાલી રહ્યો છું ?
કોનું મરણ થયું છે ?
તમે પ્રશ્ન પૂછો છો
અને
કવિતા
હવે પછીની પંક્તિના પહેલા અક્ષરે જ
પૂરી થાય છે.

તમે દોણી લઈને આગળ ચાલો છો,
તમારા જેવા જ દોણી લઈને ચાલતા બીજા લોકોમાં ભળી જાવ છો.

બધા એકબીજાને પૂછે છે :
કોનું અવસાન થયું છે ?

તમે પણ પૂછો છો :
કોનું અવસાન થયું છે ?

## બાબુ સુથારની કૃતિઓ

કથાસાહિત્ય

કાચંડો અને દર્પણ

વાક્યકથા

શ્રીમદ્ કાગડાપચ્ચીસી

વળગાડ

નિદ્રાવિયોગ

કવિતા

ગુરુજાપ અને માંલ્લું

સાપફેરા

વિષાદમહોત્સવ

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક • સુરેશ જોષી
સંપાદક • રસિક શાહ જયંત પારેખ

એતદ્ ૧૬૩
વર્ષ • ૨૫ અંક • ૩ જુલાઈ-સપ્ટેમ્બર ૨૦૦૪

વાર્ષિક સભ્ય • રૂપિયા ૧૦૦/- (S 10) / (£ 5 5)
આજીવન સભ્ય (વ્યક્તિ) • રૂપિયા ૧૦૦૦/- (S 100) / (£ 55)
આજીવન સભ્ય (સંસ્થા) • રૂપિયા ૨૦૦૦/- (S 200) / (£ 110)
શુભેચ્છક સભ્ય • રૂપિયા ૨૦૦૦/- (S 200) / (£ 110)
(સભ્ય ફી 'ETAD'ને નામે ચેક/મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી.
'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું.)

સંપાદન, સમીક્ષા, વિનિમય અને બીજી વ્યવસ્થા

એતદ્
C/o જયંત પારેખ
૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે, વી. એન. પૂરવ માર્ગ,
દેવનાર, મુંબઈ-૪૦૦ ૦૮૮.
ફોન: ૨૫૫૦૫૭૦૯, ૨૫૫૧૭૬૧૪

લેસર ટાઇપસેટિંગ અને મુદ્રણ
અરિહંત પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ ૪૦૦ ૦૭૫.
ફોન: ૨૫૧૧૪૩૪૧

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક • સુરેશ જોષી
સંપાદક • રસિક શાહ  જયંત પારેખ

એતદ્ ૧૬૨
વર્ષ • ૨૫ અંક • ૨ એપ્રિલ-જૂન ૨૦૦૪

વાર્ષિક સભ્ય • રૂપિયા ૧૦૦/- ($ 10) / (£ 5 5)
આજીવન સભ્ય (વ્યક્તિ) • રૂપિયા ૧૦૦૦/- ($ 100) / (£ 55)
આજીવન સભ્ય (સંસ્થા) રૂપિયા ૨૦૦૦/- ($ 200) / (£ 110)
શુભેચ્છક સભ્ય • રૂપિયા ૨૦૦૦/- ($ 200) / (£ 110)
(સભ્ય ફી 'ETAD'ને નામે ચેક/મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી.
એતદ્'નુ વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું.)

સંપાદન, સમીક્ષા, વિનિમય અને બીજી વ્યવસ્થા

એતદ્
C/o જયંત પારેખ
૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે, વી. એન. પૂરવ માર્ગ,
દેવનાર, મુંબઈ-૪૦૦ ૦૮૮.
ફોન: ૨૫૫૦૫૭૦૯, ૨૫૫૧૭૬૧૪

લેસર ટાઇપસેટિંગ અને મુદ્રણ
અરિહંત પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ ૪૦૦ ૦૭૫.
ક : ૨

# એતદ્

## ૧૬૨

વર્ષ ◦ ૨૫ અંક ◦ ૨ એપ્રિલ-જૂન ૨૦૦૪

સંપાદક

રસિક શાહ • જયંત પારેખ

આ અંકમાં



આવરણછબી ◦ 'સુરેશ જોષી'

## નિવેદન

૨૦૦૪ના વર્ષથી 'એતદ્' પચીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. 'એતદ્'નો પહેલો અંક નવેમ્બર ૧૯૭૭માં પ્રગટ થયો એ હકીકતને આધારે તો કહેવું જોઈએ કે એ અઠ્ઠાવીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. પરંતુ શરૂઆતમાં વર્ષની ગણતરીમાં ભૂલ થઈ હતી એટલે અત્યારે વિધિસર તો એ પચીસમા વર્ષમાં જ પ્રવેશ કરે છે.

આજ સુધીમાં 'એતદ્'ના ૧ થી ૧૬૩ સુધીના બધા જ અંકો પ્રગટ થઈ ગયા છે. ૨૦૦૨ના વર્ષના બાકી રહેલા અંક ૧૫૩-૧૫૪ જૂનમાં ને ૧૫૫-૧૫૬ ડિસેમ્બરમાં રવાના કર્યા ને ૨૦૦૪ના વર્ષના અંક ૧૬૧ ઓગસ્ટમાં ને ૧૬૩ ડિસેમ્બરમાં રવાના કર્યા. આમ ૨૦૦૪ના વર્ષમાં અંક ૧૫૩ થી ૧૫૬ ને અંક ૧૫૯ થી ૧૬૧ તેમ જ ૧૬૩ મળીને કુલ આઠ અંક રવાના કર્યા. હવે 'એતદ્' નિયમિત ક્રમે પ્રગટ થવા માંડશે એથી સંતોષ થાય છે.

જેમાં નવો ઉન્મેષ, નવો પ્રયોગ, નવાં મૂલ્ય જોવા મળે એવી કૃતિઓ અમે હોંશભેર પ્રગટ કરી છે, લાભશંકર ઠાકર જેને 'વિરલ' કહે છે એવી સામગ્રી સતત રજૂ કરી છે. છેલ્લાં ચારેક વર્ષની જ વાત કરીએ તો સર્જન તેમ જ વિવેચન એમ બંને સ્વરૂપમાં આવી કેટલીક કૃતિઓ, કેટલીક દીર્ઘ કૃતિઓ તથા એક જ લેખકની અનેક કૃતિઓ પણ અમે પસંદ કરી છે. ઉદાહરણ આપવાં જ હોય તો 'વ્યાસોચ્છ્વાસ', 'શેષપર્વ', 'નિદ્રાવિયોગ', 'અપંગોપાસના', 'ધારણા', 'વિષાદમહોત્સવ', 'સુરેશ જોષી પછીની ટૂંકી વાર્તા' વગેરે કૃતિઓનાં આપી શકાય.

આવી કૃતિઓ આપોઆપ જ કેટલાંક સ્પંદન, કેટલોક ઊહાપોહ, કેટલીક આશાઅપેક્ષા, કેટલોક રોમાંચ ન જગાડે તો જ નવાઈ. એથી એક રીતે તો એ સાર્થક નીવડે જ છે. સૈદ્ધાંતિક ભૂમિકા જાળવીને એમની પૂરેપૂરી નિખાલસ, નિર્ભીક ને સ્વસ્થ તપાસ થાય ત્યારે એ વિશેષ સાર્થક ને સમર્પક નીવડે છે. આસ્વાદ ને મૂલ્યાંકનની સાચી દિશા પણ ચીંધી આપે છે.

'એતદ્'ના સહૃદય વાચકો, સાહિત્યના હિતચિંતકો અને મર્મજ્ઞ વિવેચકોને આથી જ અમે ભાવભર્યું નિમંત્રણ આપીએ છીએ ને પોતાના પ્રતિભાવ વ્યક્ત કરવાની, તટસ્થ મૂલ્યાંકન કરવાની ને રુચિના ઘડવૈયા બની રહેવાની વિનંતી કરીએ છીએ. ગુજરાતી પ્રજાનાં રસ ને રુચિ જીવંત રહે એ માટે એની તાતી જરૂર પણ છે.

**રસિક શાહ • જયંત પારેખ**
**સંપાદક**

## લાભશંકર ઠાકર

### ધારણા

૧.
તું ઈશ્વરની શોધમાં નીકળ્યો છે.
ક્યારથી? જ્યારથી તું છે ત્યારથી.
શા માટે? તેની તને ખબર નથી.
કેમ ખબર નથી? તેની પણ તને ખબર નથી
ખબર પડશે? પડી નથી આજ સુધી.
ઈશ્વર મળશે? મળ્યો નથી આજ સુધી
વાણી તો છે.
છે પણ તેનાથી તે પમાતો નથી.
ઘ્રાણથી તે સૂંઘાતો નથી. આંખથી તે દેખાતો નથી. હાથતી તે સ્પર્શાતો નથી. કાનોથી તે સંભળાતો નથી. જીભથી તે ચખાતો નથી.
પણ તો પછી શા માટે એને પામવો છે? તેની તને ખબર નથી. છે?
તો આ
છે છે છેનો ઘોંઘાટ શા માટે છે?
ઐશ્વર્ય માટે.
એટલે?
ઈશ્વર બનવા માટે.
વોટ?
તારે ઈશ્વર બનવું છે. કેવી રીતે?
બાય કિલિંગ –
હૂમ?
ગૉડ.
ઈશ્વર મળે તો તારે તેની હત્યા કરવી છે.
પછી?
એની ખાલ ઉતારવી છે. વાય? પહેરી લેવા.
ઈશ્વરની ખાલ પહેરીને તારે ઈશ્વર થવું છે.
પણ આ ઘોંઘાટનું શું?

ઊંઘમાંય ચાલતા આશાના પગ નથી, હાથ નથી.
તેથી નીરવતા છે. નિરાશા નથી.
તેથી નથી ધર્મ ખાતર પ્રાણ આપવાનો અને લેવાનો ઉપદેશ.
છતાં છે નિશ્ચયઃ રસ્તો ગમે તેટલો લાંબો હોય,
આવતી કાલના પરોઢના ફૂટવાની ક્ષણે
યૂ હેવ ટુ શૂટ ધ ગૉડ.
આજે નહિ તો કાલે શોધ.
એન્ડ શૂટ હિમ.
નિરોધમાં ડૂબીને, ઊંડા અંધારામાં પેસીને
તે હલનચલન કરે તે પહેલાં દૂરથી કે નજીકથી,
ઉપરથી કે નીચેથી, આગળથી કે પાછળથી,
તારામાં કે તારી બહાર
નિરંતર શોધતાં શોધતાં યથાર્થ ક્ષણે નિષ્પલક,
કિલ હિમ.
પણ ન હોય તો ?
નથી તેવી ધારણાની નીચે શોધ કે છે એવી ધારણાની નીચે શોધ.
પણ શોધ, અનવરોધ;
કામક્રોધ પર કાબૂ રાખીને,
શાંત, ધીર, દૃઢ સંકલ્પ સાથે, સાયુધ.
એક આખરી હત્યા.
ધેન ધ એન્ડ ઓફ ધ ગેઇમ.
પછી આયુધ વગરની નિરાંતની પ્રલંબ છાયામાં
તું છાયા બની જઈશ.
પછી તારી વાણી તારા મનને તજી દેશે.
સ્મૃતિઓ અને શ્રુતિઓ તને પલકારામાં છોડી દેશે.
પછી તારે સત્ય બોલવાની જરૂર નહિ રહે.
તારે કશું ઢાંકી દેવાની જરૂર નહિ રહે.
અને તું કોઈ અપરિચિત શહેરમાં ખોવાઈ નહિ જાય.
નિરભ્ર આકાશની નીલ પથારીમાં
તું પડખાભેર ઘસઘસાટ ઊંઘી જશે.
સૂનકાર તને પવન ઢોળશે.
અને પ્રતિપળ તું મૃત્યુ પામશે.
તેથી
તું
પ્રતિપળ જન્મ પામશે
કૂંપળની જેમ,

ફૂલની જેમ,
ફળની જેમ.
અંતહીન સમુદ્રમાં તારો હાથ લંબાશે નહિ
મૂલ્યવાન મોતી પામવા.
અરણ્યના માથા પર ઊગતો સૂરજનો સોનેરી પ્રકાશ
તને ચાટશે, નિષ્કારણ.
અને નિષ્કારણ તું વિપુલ વૃક્ષશ્રેણીઓમાં ફરફરીશ.
સમતલ શસ્યશ્યામ વૈભવ
તારી અંદર અને બહાર
એવો ઊગશે કે બહાર અને અંદરની ભાષા
અનાયાસ ઉચાળા ભરી અશ્રાવ્ય બની ચાલી જશે.
'છો જતી' એવા પ્રતિભાવને પ્રગટવાની ક્ષણ પણ
સળવળશે નહિ તારી સભાન હયાતીમાં.
છતાં તને ઊંઘ આવશે. તું જાગીશ.
સંકલ્પો નિજાનંદમાં દોરડાં કૂદતાં કૂદતાં
તારાં પ્રવાહી પ્રતિબિંબોના તટ પર ગાશે.
અને મનુષ્યની એકમાત્ર કામના –
મુક્તિ
નિષ્કામ અસ્ખલિત વહેતી હશે અનામ
કડક બંદોબસ્ત વિનાનાં તારાં આંતર્બાહ્યમાં
વાહ્ય અને વાહકના ભેદ વગર.
કોઈ નિત્ય કર્મ અપૂર્ણ નહિ રહે.
સાર પામાવા મંથન કરવું નહિ પડે.
જરજમીનરોકડ અને વ્યાજ વગરના નિર્વ્યાજ વિનિમયમાં
હોવાનો સમુદ્ર ઉછળતો હશે
અનિત્ય
સૂર્યોદયની બાથમાં અને સૂર્યાસ્ત પછીની ખળખળ ક્ષણોના સાથમાં
સ્ખલિત, નિત્ય.
પછી તારે અંદરના અંધારામાં ઊંડે અને ઊંડે જઈને
બૂમ નહિ પાડવી પડે : 'જાગ' અન 'ત્યાગ'.
ઊંઘ અને જાગૃતિની સરહદો ઓગળી ગઈ હશે.
હશે નિર્વસન સંબોધનની સાથળો.
કાન કાન નહિ હોય. ફૂલ હશે ઊગતાં મઘમઘતાં,
ખરી જતાં
અને પાછાં ઊગતાં મન રૂપે મનમાં.
પર્વતો

પગથિયા ઊતરીને તને મળવા આવશે
તારા પગલાને સૂઘતા સૂઘતા તારી પાછળ પાછળ
તુ સ્મિત કરીશ એમને જોઈને
અને એ ખળ ખળ વહેવા માડશે તારા દૃષ્ટિસ્પર્શથી
તારી દૃષ્ટિસૃષ્ટિમા
અજબ હશે આકાશનુ નીલાબર
તારા ખભાને સ્પર્શવા ઉત્સુક સરકતુ, ફરકતુ,
અડકતુકને ક્ષિતિજના સામા છેડે પહોચી જતુ પલકારામા
ટહુકશે તારુ હૃદયપખી
સૃષ્ટિ સમસ્તને પોપચા ઉઘાડી
અચરજની તાલી પડાવવા
લીલીછમ શેવાળ કાઠાની પથારીમા પડખુ ફેરવશે
પ્રકાશની તડકીછાયડી તને ઊંચકી લેશે
કલ્પનાના હાથ વગર
ધિક્કારને લીધે, વેરને લીધે
સચિત સ્થગિત ખાબોચિયા
મૃગજળ જેવા પણ દૃશ્ય નહિ રહે,
અવાજ નીચુ મો કરી ચૂપચાપ બેસી રહેશે
તારા કાન વગરની નીરવતામા શાત
અલૌકિક સૌદર્યની ભાષા નહિ હોય
નહિ હોય લૌકિક સુખના સવનનોના પુનરાવર્તનોના ખખડતા પડછાયાઓ
તાલમા, યાત્રિક
બધુ જ હશે ઋતુઓ આ અને તે વૃક્ષો, વેલીઓ,
ખીલવુ, ખરવુ, ટહુકવુ, ઉદય, અસ્ત
પા. માલિકી વગરનું
નહિ વર, નહિ વહુ
નહિ તારાતારી, મારામારી
અને છતા હિચતા હશે સચ્ચિદાનદ
સોનાના અને રૂપાના,
દિવસના અને રાતના
પારણામા હાથપગ ઉછાળતા
ભય નહિ હોય તેથી ભયાનક નહિ હોય
અને રક્ષક નહિ હોય નહિ હોય ભક્ષક
ક્ષક હશે પણ વેરની સ્મૃતિ નહિ હોય
કૃતિ હશે, આકૃતિ હશે, કર્મ હશે, ધર્મ હશે
અને ધારણ હશે નિત્ય ખળખળ વહેતા

મરણ પણ હશે ખળખળ વહી જતું.
જેમ પરણ હશે ફરફર ખીલતું અને ખરખર ખરતું.
શરત નહિ હોય જીવવાની.
પરત નહિ હોય પત્ર.
અત્ર હશે, તત્ર હશે.
પણ વિધ્વંસ નહિ હોય સર્પસત્રના.
કેમ કે સમય નહિ હોય. આશા નહિ હોય. ભાષા નહિ હોય.
સ્મૃતિ નહિ હોય. શ્રુતિ નહિ હોય.
ભેદ નહિ હોય તેથી ભરમ નહિ હોય.
ગૂઢ નહિ હોય તેથી મૂઢ નહિ હોય.
જાડ્ય નહિ હોય તેથી અપહાની આજીજીઓ નહિ હોય.
આ કે તે મિત્ર નહિ હોય
તેથી અમિત્રસુમિત્રનો ભાવભેદ નહિ હોય.
ભાવ હશે.
તેથી કોઈનો કોઈ પર પ્રભાવ નહિ હોય. નહિ હોય અભાવ.
ન કોઈ સંચિત હશે, ન વંચિત.
ન ધજા. ન સજા. રજા પણ નહિ.
અને નામ પાડીને અસંખ્ય મજા પણ નહિ.
પછી પ્રતીક્ષા હોય ? પરવાના હોય ? પ્રવેશ હોય ?
મનાઈ હોય ? હુકમ હોય ? નામદાર હોય ? ઇનામદાર હોય ? કામદાર હોય ?
હોય અને બધું જ હોય :
જાગતાં જ સપનાને સસલાની જેમ ઊંચકી શકાય, રમાડી શકાય.
માન અને મેય વગર.
ટૂંકમાં ઊંચકવાનું હોય, પોચું હોય, લીસું હોય, ખરબચડું હોય,
લીલું પણ હોય અને આંખ સામે ઊગતું પણ હોય.
ખવાતું હોય.
સરિતા હોય જેમ. સ્નાન હોય તેમ.
હેમ હોય.
પણ ન હોય ઘાટ, ન હોય ઘડતર, ન ઘડનાર.
ન ઘણ.
એમ ઊઠાવ ઘણ કહેવું ન પડે.
તોડવું પણ ન પડે. જેમ ડહોળવું પણ ન પડે.
ઝટ પણ ન હોય.
કોઈ ખાસ ન હોય. તેથી ન હોય પટપટ. ન હોય ખટપટ.
ખટ ઘડી ન હોય. આગલી ન હોય. પાછલી ન હોય.
હેપી બર્થ ડે ન હોય.

વે ન હોય. વેઝ ન હોય.
ધે ન હોય
કોઈનો સે ન હોય. જે પણ ન હોય અને 'જે જે' પણ ન હોય.
વ્યક્ત હોય પણ ત્યક્ત ન હોય.
ન હોય ભક્ત. ન ભજન
ન પાદુકા. ન નંદિગ્રામ. ન ધામધૂમ. ન ધડાકાભડાકા.
ન શ્યામ, ન રાધા, ન બાધા.
મેરે ન હોય અને તેરે પણ ન હોય.
પછી દૂસરો હોય? લેફ્ટ હોય? રાઇટ હોય?
વામ જાઉં કે દક્ષિણ? ન પ્રશ્ન. ન ઉત્તર.
ન નિયમ. ન ભંગ. ન જજ.
ગજ નહિ. ટૂંકો પણ નહિ અને લાંબો પણ નહિ.
આંબો હોય. ચસ ચસ હોય. ચૂસવું હોય.
ઊગવું હોય. ઉગાડવું ન હોય.
વાડ ન હોય. પહાડ હોય. ખળ ખળ વહેવું હોય.
કંઈ કશું કહેવું ન હોય.
વ્યથા ન હોય અને કથા ન હોય.
ગ્રંથ ન હોય. ગ્રંથાગાર ન હોય. ન હોય ગ્રંથિ.
ન સાહેબ. ન સલામ. ન પ્રણિપાત.
ન લાત. ન આઘાત.
રાત હોય. મઘમઘતી હોય. નાક પણ હોય.
પણ રાંક ન હોય. આંક ન હોય.
આપ ન હોય. જાપ ન હોય. માપ ન હોય.
નિર્વસન હોય. તગતગતું હોય સૃષ્ટિ સમેત ચંદ્રોદયની સાથે.
હોય ગંધવતી પૃથ્વી, પાણી, સેલારા.
ચાંચ હોય. ચપ્ પિવાય અને ઉડાય.
સ્વાધ્યાય ન હોય.
કેમ કે સ્વ ન હોય, ત્વ ન હોય.
સત્ ન હોય, યત્ ન હોય, તત્ ન હોય.
તેથી જત જણાવવાનું ન હોય.
પોસ્ટ ઑફિસ ન હોય. કેમ કે પ્રતીક્ષા ન હોય.
કેમ કે સ્મૃતિ ન હોય.
ક્રમણ હોય, ભ્રમણ હોય, રમણ હોય.
ઈર્ હોય, ગતિ
પણ મતિ ન હોય. સતી ન હોય. પતિ ન હોય.
પરમેશ્વર ન હોય.

કેમ જે તેં હત્યા કરી છે એની, તારી વારતામાં.
તેથી અને ત્યારે નહિ હોય વાય
નહિ હોય વેન, નહિ હોય વોટ.
બોટ નહિ તેથી વોટ નહિ.
ન ઓટો, ન ટેમ્પો, ન ટેક્સી.
ન બસી ન બગ્ગડ. આખલા બગા પણ નહિ નહિ.
પોઠ નહિ. પોઠિયા નહિ.
ન ગોઠ. ન ગોઠિયા. ન ગોષ્ઠિમાં ઉછળતો રસ.
ન બસ. ન સ્ટોપ.
દીક્ષા હોય. પ્રતીક્ષા ન હોય.
ખોટ ન હોય. ખોટી થવાનું ન હોય.
ચંપો હોય.
તારી કે મારી ચંપાનો વર ન હોય.
કેમ કે તારી પણ ન હોય અને મારી પણ ન હોય.
ન હોય વર, અ-વર કે પ્ર-વર.
વર ન હોય તેથી દામિની ન હોય.
ભુજ હોય. પણ ચતુર્ભુજ ન હોય. ન હોય સહસ્રભુજ.
હાથ હોય. સાથ હોય. પણ ભવોભવની ન હોય.
સાથ હોય. પણ સથવારાની સ્મૃતિ ન હોય.

૨.
છે. છે. છે.
શું?
સાથ પણ છે. અને સથવારાની સ્મૃતિ પણ છે.
ક્યાં?
આ અહીં તારીમારી ભાષાના અવાજમાં,
અવાજની સૃષ્ટિમાં
અને સૃષ્ટિમાં સતત.
છે અને વેદના વારાથી છે. છે અને આજ લગી છે.
છે તને ન હોય ન કહે.
છે અને અપરંપાર છે.
પ્રતીક્ષા છે. ખોટ છે. વર છે. વર છે.
દીક્ષા છે અને દીક્ષાવાહિની છે.
તેજમાં છે અને ભાષામાં છે.

શાળા છે અને ફંડફાળા છે.
તાળાં છે અને કૂંચી છે. મેડી ઊંચી છે અને નીચી છે.
સંચિત છે અને વંચિત છે. પૂંજો છે અને કઢાય છે.
ઉકરડો છે. આંગણામાં છે. અંદર પણ છે. બહાર પણ છે.
મારો પણ છે અને તારો પણ છે.
વર પણ છે અને વહુ પણ છે.
સહુ પણ છે અને ઝગડે પણ છે.
તોડે પણ છે અને બાળે પણ છે.
બબડે પણ છે અને લાશો લબડે પણ છે.
સામે પણ છે સપાટી પર અને સ્મૃતિમાં પણ છે –
ઊંડે
ગરક ઊંચકાતું ઉપર, તળેઉપર થતું
હાલકડોલક.
હતું અને છે. સ્મૃતિમાં છે અને શ્રુતિમાં છે.
બંધ છે. તેથી ઊઘડે છે.
મન પણ છે અને મગજ પણ છે
મનન પણ છે અને હનન પણ છે.
છે. છે. છે.
જન – જનન – જણનાર – હણનાર.
જાગૃત પ્રજા છે છતાં નથી.
બંધારણીય સંસ્થાઓ છે છતાં નથી.
ન્યાયાલયો છે છતાં નથી.
ચૂંટણીપંચ છે છતાં નથી.
ફૂટપાથો છે છતાં નથી.
ભલે, અરધુપરધું છે અને સાચુંખોટું છે આ બધું.
નથી જ એમ ન કહે.
ભલે અંધારું છે. રાતની નૌકામાં બધું છે.
સમુદ્ર છે અને હાથ છે. હલેસાં છે અને અંતઃકરણ છે.
સાધન છે અને સાધના છે.
ઇષ્ટ છે અને ઓળખાય છે. શોધનની ઇચ્છા છે અને આશા છે.
શોધનનો સંકલ્પ છે અને તે અનલ્પ છે.
કાંઠા સધી પહોંચવાનું છે અને તટસ્થ.
ઊગતા ઊગતા મતાધિકારથી
નથીને નકારીને, નષ્ટ કરીને
નાગરિક ધર્મનાં બાગબગીચાઓ, વનવાડીઓ, નગરો, ઉપનગરો, ગ્રામપદોમાં
ચોમેર ચોફેર ઊગતાંફરફરતાં જોવાનો સંકલ્પ છે.

છે અને ઇચ્છાની બહાર નથી, ઇષ્ટ.
અવળસવળ કથીકથીને નથીની વાત ન કર.
એનઘેન ન રમાડ.
પ્રત્યેક પગલું હવે નાગરિક ધર્મનું.
પ્રત્યેક પડછાયો હવે અંતઃસ્રોતામાં ઘડા ભરતો.
ધૈર્યથી પથ્થરને પણ પાણી પાતો.
પ્રસુપ્ત કળીઓ
છે
અને ઊગશે
મઘમઘશે માનવતા તટસ્થ માનવકુંજોમાં.
વસ્તુનિષ્ઠ અવાજો વાણીનું ખાતર બનશે.
અસ્ખલિત કથાપ્રવાહો હશે ખલનાયક વગરના.
ખેડ કરવાની છે.
વિજ્ઞાન, શાસ્ત્ર, કળાઓ
હાથ બની રહેશે હજાર.
ન હથિયારો, ન હત્યા.
સામૂહિક સંવેદનો એક બનીને ખળ ખળ વહેશે
સમદૃષ્ટિની તૃષ્ણાઓને તોષવા.
જેથી અને તેથી સમાજજીવનની ગાઢ નિસબત
કાજને અને રાજને શુદ્ધ કરશે.
નારાજ નહિ હોય કોઈ.
સહુને અધિકાર હશે સન્મતિનો અને સમ્મતિનો.
પડી ગયેલાને હાથ અપાશે અને ગવાશે :
'ચાલ રે, આગળ ચાલ, ભાઈ! ચાલ રે, આગળ ચાલ.'
પ્રગતિશીલતા હવાનો પર્યાય હશે.
વિચારવિમર્શ ફૂલોનાં, ફળોનાં જળખાતરનો વિનિમય હશે.
આ છે.
છે જ.
ઇચ્છામાં છે
ન કર અનિચ્છ વાત.
માણસ
ઇચ્છઘર છે, માણસ માત્ર.
યથાર્થ છે અને ઊઘડશે માણસ માત્રનાં
મનમાં,
વચનમાં
અને કર્મમાં.

આજ નહિ તો કાલ.
યથાર્થ જ સુપથ્ય છે, તથ્ય છે અને તેથી તે કથ્ય છે.
પ્રેમ વાચા માગે છે.
જે છે; તેથી ધારણામાં છે.
છે
અને ઊતરશે મનમાંથી, વચનમાંથી કર્મમાં.
છે અને ઊઘડશે ઉત્ફુલ્લ પ્રેમનું પદ્મ.
આ શક્ય સત્ય છે.
અશક્યની આડી વાટે અડાબીડ ધુમ્મસમાં
અટવાવી અંધ બનાવી,
સ્કંધ વગરના
હાથ રચાવી
હલેસાં વગરના તરાપામાં ન બેસાડ
પિવડાવી અહિફેનાસવ.
જાડી ઊંચા દાંતાવાળી કાનસના ખરરર અવાજથી
વૃથા બિવડાવ નહિ
તું વૈતાલિક નથી. મનીષી નથી.
હનનના હિસાબો છે તો મનનના ઉષઃકાલો પણ છે.
આજે પણ છે. અબઘડી પણ છે.
શાસન તો હોય.
અને અનિવાર્ય હોય.
તે આત્મશાસન બનીને ઊગે, પૂગે
એકાદશ અર્થોનાં સમ્યક્, શોધન સાથે બોધન થઈ
ધી,
ધૃતિ,
સ્મૃતિમાં.
કૃતિઓ સંસ્કારાય સતત ને અ-કલ
સ-કલ થઈ અંતઃસ્રોતા
કલ કલ વહેતી થાય બે દૃષ્ટિના કાંઠા વચ્ચે તોષક, પોષક.
પ્રજ્ઞાચક્ષુઓ ફલભારસફલ સમાજવૃક્ષની છાયામાં રચે
પૃથક્કરણના વિશદ અર્થ, અધ્યાય
ને બહુશ્રુતો અમૃતા આત્મકલાને મનભર મનહર ગાય.
સપુષ્પ સુખનો શોર મચે ઝાકળનો તગતગ ખરી જતો.
ગોચરને ભરી જતો
અગોચર સાતત્યોનો કંપ ધૂસર ભાષામાં હોવાનો ઝંકાર જગાવી.
હોય અને તે નિત્ય હોય

બાચંબાથી વિમર્શની.
જમીનની ખેડ જેવી.
તનમન અલગ નથી. એક જ છે.
મતિ હોય,
સદ્અસદ્ હોય
ને હોય ગતિ.
સમીસૂતરી
અંતે તો સદ્ પ્રતિ
પ્રસન્નનો પર્યાય ઝંખતી.
ધૂર્ત તો હોય.
તેની સામે મૂર્ત હોય, ન્યાય.
છે
આ મનુષ્ય હોવાનો અધ્યાય.
જેમાં કાનૂન છે, હશે અને રહેશે.
કાનૂનભંગ પણ હોય અને તે સવિનય હોય,
શોધન માટે
સ્વ-ની સમગ્રતાના બોધન અને અધઃથી ઊર્ધ્વ ઉદ્બોધન માટે.
હા, દુર્નિવાર રોધન માટે.
સંયમની શ્રી માનવીય છે.
અસ્પષ્ટ છે, ધૂંધળો છે
પણ ઈશ્વર માનવીય છે.
છે
અને તેથી કામનો છે.
જેથી રાજધર્મ રાજા રામનો છે, ઇષ્ટ.
માણસ ઇષ્ટધર છે અને શતરંગી મિષ્ટધર છે.
તેનાં તનમનમાં છે તે છે જ.
તે
ઉન્મૂલ કરી ઉથલાવી ન શકાય.
ન ઉથલાવી શકે વાદવિવાદ.
કે
પ્રભાતિયાનો ભાવોત્કટ કરતાલભરેલો સાદ.
છે તે છે જ.
રાતના મોંસૂઝણાના અંધકારમાં બારી ખોલીને
પારદર્શી દૃષ્ટિ ફેંકીને જો,
આડાંતેડાં રસ્તા, ગલી, મકાનો પછવાડે
માણસના હાથપગનો, મનમગજનો, સૂક્ષ્મ દર્શનનો ગુંજારવ સંભળાશે.

જે મંગલ છે ને તારો છે.
તારામાં છે.
સદીઓથી છે.
તું રચનાર અને રક્ષક છે.
તક્ષશિલાઓ હતી અને છે
સ્મૃતિઓમાં ખંડ ખંડ ખંડિત પડેલી કૃતિઓમાં,
શ્રવણસોતમાં ધ્યાન ધરીને
સાંભળ તો સંભળાશે
ખળ ખળ વહેતી શ્રુતિઓમાં.
છે અને અંદરથી કાઢવાની છે બહાર પ્રત્યક્ષ
વહેતી નિત્ય જીવનમાં,
ઘરમાં, પગથી પર,
રસ્તા પર, વાહનમાં, ક્યૂમાં, કતારમાં,
માઉસ ફેરવતા હાથ વિશે,
નહાતાં નહાતાં ને સમૂહમાં ગાતાં ગાતાં
ભજવાતાં નાટકને જોતાં,
ભૂલાં પડેલાં અટવાતાં બાળકને ઊંચકીને રોતાં અનાથ.
ઊંચકતા હાથ અને આ બાથ નિસબતનાં
કૃતિઓ છે.
સમય જતાં સંસ્કાર માગતી કૃતિઓ છે.
ઘસીઘસીને સાફ કરી ચમકાવવી,
ધોવી,
સીવવી,
નવજીવનના સંદર્ભસત્યના તડકામાં એને યથાર્થ જોવી
તે તારા અંતઃકરણનો, નિસબતનો, હોવાનો પુરુષાર્થ છે.
તું નથી માત્ર એક જ.
અનેક હાથો છે માનવસમાજના.
બાથો ભરાશે ધર્મોની, ભાષાઓની,
જ્ઞાતિજાતિની, દેશોની.
અનેકતાની શાખાપ્રશાખા ફરફરાવતું
માનવવૃક્ષ એક
ક્ષિતિની દશે દિશામાં
લહેરાશે ઊભું હરિત હરિત ને સફલ.
જેની છાયામાં હશે ચમકતાં
ઋત, સત્ય, રચનાઓ માણસની વિશ્વાધારથી અભિન્ન.
અઘ છે માણસમાં તો અઘમર્ષણ છે માણસમાં.

પાપથી મુક્ત થવાની, શુદ્ધ થવાની ઇચ્છા છે માણસમાં.
સત્‌અસત્‌ને પૃથક્ કરીને જોવાની દૃષ્ટિ છે માણસમાં.
જે
સર્જશે સૃષ્ટિ યથાર્થ સમભાવભરી
વ્યક્તિ-સમાજ-રાજ-ધર્મમાં નિતાંત.
આજ નહિ તો કાલ.
વિફલતાની વાતો વણીને દોરડું ન બાંધ
કોઈની હત્યા માટે.
મનુષ્ય હોવાના લયભેર દોર પર હીંચ.
મીંચ આંખો ને ઉઘાડ.
ઉષઃકાળ છે કેવડિયાની ફણાશે ફૂટતો
રોજ.
રોજ છે ઊંઘ અનાવિલ
ધારણ કરતી, પાલન કરતી ધવડાવીને સ્વર્ગસ્વપ્ન
જે સતત આમ છે
પ્રયાણપ્રેરક.
હા, ચીજ છે તું અમુલખ.
બીજ છે
ક્ષમતાઓથી સભર પૂર્ણ તું.
વખ ન ઘોળ અનાત્મનાં.
પાણોય ફાટી પડે એવો નિહાકો ન નાખ.
દરિયો ઢંકાઈ જાય એવાં ચશ્માં ન પહેર.
તાળાં જ નથી જેનાં એવી ચાવીઓ ખોઈ નાખ શંકાની.
ડંકાઓ સાંભળ સમુજ્જવલ સૂર્યોદયના
અને લીલોછમ ઘડો ઉપાડ
તડકાને ભરી લેવા.
તારા અંતઃકરણને તડકાથી નવડાવ નિત્ય.
અનિત્યને વલોવ મનોમંથનથી
અને તારવીને, સારવીને ઊંચક રોજ
ક્ષણાક્ષણના પ્રમાણને પ્રત્યક્ષ, પામવા નિત્ય કેંદ્રને.
વૉલ ટુ વૉલ કાર્પેટ ચપોચપ
વ્યક્ત મધ્યની છે પથરાઈ.
તેના પર ફરફરતા કદંબના પડછાયાને
સૂંઘ ઊંઘમાં.
તારાં ધારાધોરણ ગંધસત્યથી નર્તી ઊઠશે.
અસ્તવ્યસ્ત પડેલી ગાભા જેવી હતાશાને પધરાવી દે

ડસ્ટબિનમાં
આ નગ્ન તપોવનમાં
ભગ્ન હરિણના પગને પાટો બાંધવાની
તારામાં સહજ કરુણા છે.
તે જ કર્મ છે,
મનુષ્ય હોવાનો મર્મ છે,
ધર્મ છે –
તારામાં તારો સદીઓથી, ઇનેઇટ.
એ જ નર્મદા,
એ જ શર્મદા,
સતત કર્મદા
અસ્ખલિત વહેવા તત્પર.
આ જ તાત્પર્યની હોડી જેમાં તારાં કાજ,
તારો સમાજ,
તારાં રાજ
જે નિહિત હિતસહિત સર્વનાં
વહેતી રહે હંમેશ.
જે સદીઓના કર્મદોષને
સાફ કરીને
સ્રોતો રોધ દૂર કરે તારાં મનવચનકર્મનો.
આ સંધારણા છે તારામાં તારી.
ઘડિયાળના કાંટા ફેરવ્યા વગર ફરે છે તેવી
ઓટોમેટિક બારોબાર.
ઉલ્લંઘન કરનાર અટકી જાય આપોઆપ એવી.
અરીસામાં સિકલને સિકલ જોઈ લે
અને કાંસકો ફરી જાય રેપિડ.
અને ગણગણી જવાય :
બહારો ફૂલ બરસાઓ, મેરા મહેબૂબ આયા હૈ.
આંખમાંથી અમીઝરણાં દદડવા જેવું.
ગુંદાશે, મસળાશે, ટૂંપાશે
અને ફૂલકાં રોટલી મઘમઘ પીરસાશે થાળીમાં
રણકતી બંગડીઓના અવાજ સાથે
એવી સીમાઓ સનાતન ઇનવિઝિબલ માવડી જેવી,
ગાવડી જેવી
સમજો ને, સામે કાંઠે લઈ જતી સવારે માનવસમાજોને
અને સાંજે આ કાંઠે લાવતી નિયતની,

નિસબતની નિઃસ્પૃહ નાવડી જેવી –
આર અને પાર પહોંચાડતી.
પરમ પાળ
જે
જેણે બાંધી હોય તેણે
પુણ્યથી બાંધી છે,
જેથી ખેલી શકે ખેલંદાઓ શાંત તાંડવોના ખેલ.
કહો કે ટેક્નોલોજી મેટાફિઝિકલ.
પરબું.
પ્રાણની ઉત્પતિ, આગમન, સ્થાન, વ્યાપકતા,
વળી આઉટ
અને ઇન.
કરવો ન પડે,
અનાયાસ ઊગે
સંકલ્પ
અને ઠેઠ લગ પૂગે –
સ્કાય ઇઝ ધ લિમિટ.
સીમાની પહોળી થતી પાંખો
સમયને અથડાયા વગર
ઊડે
પછી પૂડે મધ સંચિત થાય.
ગુંજારવ અખિલ બ્રહ્માંડનો સંભળાય.
અંતઃકરણથી ચટાય પ્રત્યેક પળે.
પછી તારામાં કોણ કોણ સૂએ છે,
કોણ કોણ જાગે છે
અને કોણ સ્વપ્નં પશ્યતિ
અને કોને સુખ થાય છે
એવા પ્રશ્નો સરી જાય.
ડૂલ થઈ જાય.
ગાયબ.
હાસ્તો,
ઊંઘની રહસ્યમય નીરવતામાં
જ્યાં પછી જાગવાનું નથી ત્યાં અ-ભાવ નથી.
ભાવ છે
સ્વ-ભાવ-પોષક,
જ્યાં ધારક છે, પોષક છે ધાત્રિ

જે
સાવ નીચે બદબૂ ભરેલી નીકોમાં
ઘવાઈને પડેલાને
અદૃશ્ય હાથ લંબાવી
ઊંચકી લે છે પોષવા આત્મભાવથી.
ન બચકારા
પણ ધવાય, ગર્ભની જેમ.
નહિ ધારી શકાય છતાં ધારણા છે.
પારણાં સોનાનાં
છે.
કીડા છે અ-પ્રત્યક્ષ અનનુમેય.
છે તે આરંભાયું છે ને અટકતું નથી.
અંધારા જળમાં તેં ફેંકેલો શબ્દ
અને આ અવાજ
ખબ્
તેમાં
તારી ધારકપોષક નિત્ય ધારણાનું જ સાતત્ય છે.
જ્યાં કપાયેલા હાથ, પગ જોડાઈ જાય છે.
સંધાન સતત છે.
ભલે,
ત્રુટિત સર્વને, છિન્નભિન્નને
તાકીતાકીને જો.
ક્રૂસ પર ચઢનારાને પણ જો.
બળતાં
ઘર,
સળગતી ચીસો છે પ્રત્યક્ષ.
શૉટગન ન પકડ,
ન પકડાય.
ઈશ્વર છે અને રહેશે.
ઃશ્વરનો અતિ રાગ,
આધાર નિરર્થક ખરશે તારી નિસબતથી.
ભલે એના સિક્કા નથી વહેંચી શકાય એવા.
પણ છે સતત નિસબત
ને એના રણકારા.
મને સંભળાય છે મારામાં,
તારામાં.

બેશુમાર નિર્દયતા છે અને તે સદીઓથી છે.
આસક્તિ છે, વળગાડો છે,
છે છટકબારીઓ, થોભ વગરનો લોભ,
સ્થિતિચુસ્ત દુર્દશા અને ભયગ્રસ્ત અનિષ્ટો,
ફર્નિચર ખર્ચાળ વિશે ને ક્ષુદ્ર ગર્વમાં
ડૂબેલાં
બિમ્બો છે, પ્રતિબિમ્બો છે,
છતાં છે પ્રેમભરી નિસબતના અવિરત રણકારા.
માણસમાંથી આવતા અને માણસને સંભળાતા.
હતા
અને છે.
હશે જ.
ઈશ્વરમાં પણ ધાર્યા છે એણે રણકારા.
મારા રણકારા મને સંભળાય
અને તને સંભળાય
તે માટે
સતત શોધ-શોધન કરવાની તત્પરતા, તન્મયતા
છે માણસમાં, મારામાં ને તારામાં.
તનાવ છોડી
તત્પર થઈએ, તન્મય રહીએ.
બસ.

એપ્રિલ-જૂન ૨૦૦૪

## જ્યુસેપ્પે ઉન્ગારેત્તી
અનુવાદ : પેટ્રિક કી / રાધેશ્યામ શર્મા

°

### વ્યર્થતા

અચાનક
કાટમાળની
એકદમ ઊંચે
પ્રસરે
અસીમ અવકાશની
બિલોરી અજાયબી

ને
જળ પર ઝળૂંબેલો
સૂરજથી છળેલો
માણસ
પાછો ભાનમાં આવે
પડછાયાની જેમ

હિંચોળાય
ને ધીમે ધીમે
કચડાય

### જ્યુનો

મને અચૂક પીડે એવી પરિપૂર્ણ પકવતા ધારી રહે
એક સાથળેથી વળાંકે પ્રગટતી બીજી સાથળ ...

તારો ઉન્માદ રેલાવી દે એક પ્રચંડ રાતે !

અનુવાદ : પેટ્રિક કી / જયંત પારેખ

०

## હું જીવંત છું

મોન્તે સાન મિચેલેની
આ શિલાના જેવો
આના જેવો શીતળ
આના જેવો કઠોર
આના જેવો શુષ્ક
આના જેવો દુર્દાંત
આના જેવો હતોત્સાહ
આ શિલાના
જેવું છે
મારું અદૃષ્ટ રુદન
મૃત્યુનો છેદ
ઉડાડીએ છીએ
આપણે
જીવતા રહીને

## વળી એક રાતે

આ અંધકારમાં
થીજેલા હાથે
હું
મારો ચહેરો
ઉકેલું છું

હું નિહાળું છું.
હું તણાઉં છું
અનંત અવકાશમાં
આમતેમ

## શાશ્વત

એક ફૂલ વીણ્યું
બીજું ફૂલ ધર્યું
વચ્ચે
અકથ્ય શૂન્ય

## નિખિલ ખારોડ

## માર્ચ - એપ્રિલ, ૨૦૦૨

કોઈ કાંઈ કહે ને દેવતા પ્રજવળે,
કોઈ કંઈ કહે ને અગ્નિ ભડભડે.
રસ્તાઓ હતા બધા ઊબડખાબડ,
પડીએ, આખડીએ તેવા
કે વાંકાચૂંકા
ફંટાતા જાય આગળ, પાછળ, ચોતરફ.
છેડા મળે નહીં ને
ભુલભુલામણીમાં અટવાયા કરીએ એવા વળી.

નીકળ્યા'તા છતાંયે બધું સરખું કરવા.
આગલ ચાલ્યા, આગળ ચાલ્યા ...
પાછળ જોઈએ તો બધું બિહામણું લાગે
ને આગળની તે શી વાત ?
અગન તો ચોતરફ.
તો પછી રહ્યું શું આગળ કે પાછળ ?
પાછળ જોઈને આગળ ચાલવું એમ સાંભળેલું.
હવે કંઈક નવું સાંભળવા ન મળે
ત્યાં સુધી તો આ સાંભળેલું જ સાચું માનવું રહ્યું ને ?
પણ વાત ત્યાં નથી અટકતી.
માનીને આપણે ચાલવાનું છે,
કદાચ બેઠા રહેવાય તેવું નથી
તેથી પણ.
અગન છે પણ અંધકાર તોયે.
પણ આપણે ચાલવાનું છે.

ક્યાં ગયા
પહેલાં નીકળ્યા હતા તે બધા ?

એપ્રિલ-જૂન ૨૦૦૪

તેમને જોઈએ
તો ખ્યાલ તો આવે કે કેમ ચાલવું ?
અને એમ જ જો ચાલશું
તો પાછળ આવનારા શું કરશે ?
કે આગળ કોઈ છે જ નહીં
કે નહીં કોઈ પાછળ ?
ચાલતાં ચાલતાં
વાતચીત હવે કોની સાથે કરશું ?
ક્યાં જવાનું છે તે કેમ નક્કી કરશું ?
હવે તો રસ્તો પણ
દિશાઓ બતાવી શકે તેમ નથી
જે કંઈ છે તે
બધા નર્યા ઊબડખાબડ, ગૂંચવાયેલા.

## એક કાવ્ય

પહેલોવહેલો મેં પહેર્યો જ્યારે ઝભ્ભો
ત્યારે યાદ નથી હું કેવડો હતો.
ત્યાર સુધી ચડ્ડીશર્ટ સિવાય
કંઈ પહેરતો નહીં એટલું જ જાણું છું.
હા, ઝભ્ભો અને પાયજામો
સાથે પહેર્યા હતા.
કારણ કે બંને સાથે જ પહેરાય
તેવું મને કહેવામાં આવેલું.
અને એમ પણ કહેવાયેલું
કે ઝભ્ભોપાયજામો તો
ઘરમાં જ પહેરાય.
બહાર તો શર્ટપેન્ટ હોય.
પહેલી વાર બંને બાયોમાં હાથ નાખીને
શરીર પર ઝભ્ભો સરકાવ્યો
તો એકાએક મુછનો દોરો ફૂટી નીકળ્યો.
પણ શરીર પર તો કંઈ પહેર્યું જ ન હોય
તેવું લાગ્યું.
હળવોફૂલ સફેદ પાતળો ઝભ્ભો

શરીર પર ફરફર્યો.
ને મેં છાતી પર અને પેટ પર
હાથ ફેરવ્યો.
બટન તો બધાં જ બંધ કરવાનાં હોય
છેક ગળા સુધી.
પછી હાથ બાજુએ સરક્યા
ને ખિસ્સામાં પેસી ગયા.
ને પાછા બહાર આવીને
વાળની બાબરી સજાવીને
લમણે ગોઠવાઈ ગયા.

સફેદ ઝભ્ભા ને સફેદ પાયજામો
બધાં પહેરે
(ઘરમાં જો કે)
ને હું પણ પહેરવા લાગ્યો.
મને થયું કે ઝભ્ભો સફેદ જ કેમ ?
રંગીન શા માટે નહીં ?
તે બાબતે પૂછપરછ કરતાં
જાણવા મળ્યું કે રંગીન પણ હોઈ શકે ઝભ્ભો.
પણ સફેદ વધુ શોભે.
જો કે ખાદીનો કે સિલ્કનો ઝભ્ભો
આછા રંગનો હોય,
કથ્થાઈ કે એવા કોઈ તો વાંધો નહીં.
સફેદ ઝભ્ભાથી જો કે હુ ટેવાઈ ગયો.
એક વાર હું ઝભ્ભો પહેરીને
બહાર નીકળી પડ્યો.
ચાલવામાં થોડી મુશ્કેલી પડતી હતી..
પણ ચાલવા માંડ્યો તેમ ટેવ પડતી ગઈ.
બહાર તો બધાં પેન્ટશર્ટમાં હતા.
હું તો આમતેમ ડાફોળિયાં મારતો જતો હતો
ત્યાં અચાનક અથડાઈ પડ્યો
એક પેન્ટશર્ટ સાથે.
ને હજી માફી માગું
તે પહેલાં તો મારી તરફ પ્રશ્ન ફંગોળાયો
કે આમ કેમ ?
ખૂબ માથું ખંજવાળ્યું

પણ કંઈ સૂઝે નહીં.
ત્યાં અચાનક
દુકાને બેઠેલા શેઠજી નજરે પડ્યા.
તો બીજો પ્રશ્ન ...
શું કરવું ?
આવા પ્રશ્નોના જવાબ ક્યાંથી ગોતવા ?
વિચાર કરતો કરતો
અનેક પેન્ટશર્ટ વટાવતો વટાવતો
ઘેર આવી પહોંચ્યો.
મનમાં ને મનમાં પ્રાર્થના કરતો હતો
કે ફરી કોઈ નવો (કે એનો એ જ)
પ્રશ્ન ઊભો ન થાય તો સારું.
આમ તો આપણે રોજ જીવવાનું.
રોજ ઘરમાં રહેવાનું.
રોજ બહાર પણ જવાનું.
તો પછી કંઈક ઉકેલ તો લાવવો જ રહ્યો.
મેં પહેર્યાં ઝભ્ભો ને પેન્ટ.
કોઈ ઝભ્ભાનું પૂછે
તો બતાવું પેન્ટ
ને પેન્ટનું પૂછે
તો બતાવું ઝભ્ભો.

ભરત નાયક

•

## કવિનો ચહેરો

કાચ પાછળનો
આગળથી ભૂંસાતા વાદળ જેવો
પછી પ્રગટ થતી આંખો
ઘડીક તગતગ તારા ઘડીક ઝબૂક આગિયા

હોઠ પર સ્મિત વિકસે વિલાય
જેમ વીજ ઝબૂકે દીપ નંજવાય
છાપરેથી સરકી ઊડી જતી ધૂમ્રસેર ભેગી
રોટલાની સોડમ જેવો એનો ઊજળો વાન

ચહેરો નથી ગોળ નથી લાંબો
નથી નરનો નથી નારીનો
ન યૌવનભર્યો ન પ્રૌઢ
અપાર્થિવ તોય પાર્થિવ
જાણે આભથી રચાયેલો
વાયુથી રેખાયેલો
જળથી રંગાયેલો

અડધાં અંધારા અડધાં અજવાળાંથી રસાઈ
જાણે ગર્ભમાં વિકસતા શિશુ જેવો
અનામ

## કવિની દૃષ્ટિ

જ્યારે તમે શૂન્યમાં તાકો છો

વળી વળાંક
વળી બોગદાં
અંત વારંવાર ઓટનો
વળી વળી અમાસ
પછી કળશ જેવો છલકાતો સૂર્ય
છલકાતી નદી જેવી ચાંદની
પાછા ઉઘાડ ઋતુચક્રના
પાછી કમાલ જન્મજન્માંતરોની
પાછા અણસાર શાંત ચિત્તના
અથવા તમે આમ જ અવકાશ પાર તાકો છો
સામે કલમ કે અક્ષરો કે પ્યાલો અથવા વસ્તુજગત
ધૂંધળાં વિખેરાયેલાં ભાસે છે
અથવા ચિત્તની અવસ્થામાં એ જગત દૃષ્ટિ બની સમાઈ જાય છે

જગતની વસ્તુ વૃક્ષ કે ઊડતી પાંખો કે કેડી અથવા સચરાચર
અવકાશ ભેદી ધીમે ધીમે જેમ જેમ તમારી તરફ ગતિબદ્ધ થાય છે
ત્યારે એ ચોખ્ખુંચણાક પવિત્ર
નિરભ્ર મધ્યરાત્રિના ચળકતા તારામંડળ જેવું
મુકુરીભૂત બને છે.

## કવિનું વસ્તુજગત

અડધી ભીંત ગઢની અડધી ગુફાની
અડધા ચણતરની ઓરડીમાં
પૂરવજનમની સ્મૃતિ જેવી કથ્થઈ કોટની બાંય ખીંટીએ લટકતી
મેજ પર પીરસાયેલી થાળીમાં મમતા જેવી ઊડતી વરાળ વચ્ચે
થોડો તાંદલિયો ફરતે થોડાં સૂરજમુખી
થાળીમાં ફરતી કરોળિયાની લોલૂપ આંખો
છીનવી લેવા તત્પર દૈત્યનો લંબાયેલો હાથ
પ્યાલો ક્ષણોથી અડધો ભરેલો અડધો ખાલી
મોભે આળોટી નળિયાં સોનેરી કરતો નોળિયો
ખૂણાના કટાયેલા ચંદ્રકની ગંધ જેવી ગોદડી
ઉંબરે ઊંઘતો શ્વાન
બારી કને ઇતિહાસનાં પાનાં ફેરવતો પવન

બારીમાંથી ઊડાઊડ આવજા કરતા બાળદેવદૂતો
ઊંડેથી આવતાં કિન્નરીઓનાં ગાન
અધખુલ્લાં દ્વારને અડી ઊભી કેડી
કેડીને અડી રત્નાકર
રત્નાકરને અડી મેરુ
મેરુને અડી આભ
આભને અડી નીહારિકા
નીહારિકાને અડી અડીખમ કાળ

## કવિની કવિતા

ઈશ્વર ભટકતો ફરે છે સદીઓથી
એની નિયતિ સંભારતો
મધરાતોને ખભે લાદી સંતાતો રઝળતો ફરે છે
કાન ઢાંકી ઠોકાતા ખીલાને છૂટતી ગોળીઓની સન સન ખાળતો
રણમાં ફંગોળાતા ઝાંખરા જેવો
સીમાડે રવડતાં જાનવરનાં હાડપિંજરમાં ટકી ક્યારેક
દારૂગોળાના ખડકાયેલા ગંજ હેઠળથી છટકી ક્યારેક
રાતરાતભર હીબકે ચઢે છે ઈશ્વર
ફરતે વાંસવન ભડકે બળે છે
તું ફફડીશ નહીં આવ
હજી હમણાં જ મારા કેટલાક ધૃષ્ટ નગરજનોએ તને મૃત જાહેર કર્યો હતો
મને દેશવટો દીધો તારી પાછળ
મેં વસાવ્યું છે એક ઝૂંપડું ડુંગરઓથે
ફરી દીવો પેટાવ્યો છે દિવેલનો
નાગલીનો રોટલો શેકીશ તું ભોજન લેજે
પાંદડાની પથારી કરી છે પોઢણ કરાવીશ
આવતો રહે મારી કને પ્રભુ
મારાં ઢળતાં પોપચાંમાં વસી જા
તારી અને મારી
હવે આપણી નિયતિ છે.

વળી વળાંક
વળી બોગદાં
અંત વારંવાર ઓટનો
વળી વળી અમાસ
પછી કળશ જેવો છલકાતો સૂર્ય
છલકાતી નદી જેવી ચાંદની
પાછા ઉઘાડ ઋતુચક્રના
પાછી કમાલ જન્મજન્માંતરોની
પાછા અણસાર શાંત ચિત્તના
અથવા તમે આમ જ અવકાશ પાર તાકો છો
સામે કલમ કે અક્ષરો કે પ્યાલો અથવા વસ્તુજગત
ધૂંધળાં વિખેરાયેલાં ભાસે છે
અથવા ચિત્તની અવસ્થામાં એ જગત દૃષ્ટિ બની સમાઈ જાય છે

જગતની વસ્તુ વૃક્ષ કે ઊડતી પાંખો કે કેડી અથવા સચરાચર
અવકાશ ભેદી ધીમે ધીમે જેમ જેમ તમારી તરફ ગતિબદ્ધ થાય છે
ત્યારે એ ચોખ્ખુંચણાક પવિત્ર
નિરભ્ર મધ્યરાત્રિના ચળકતા તારામંડળ જેવું
મુકુરીભૂત બને છે.

## કવિનું વસ્તુજગત

અડધી ભીંત ગઢની અડધી ગુફાની
અડધા ચણતરની ઓરડીમાં
પૂરવજનમની સ્મૃતિ જેવી કથ્થઈ કોટની બાંય ખીંટીએ લટકતી
મેજ પર પીરસાયેલી થાળીમાં મમતા જેવી ઊડતી વરાળ વચ્ચે
થોડો તાંદલિયો ફરતે થોડાં સૂરજમુખી
થાળીમાં ફરતી કરોળિયાની લોલૂપ આંખો
છીનવી લેવા તત્પર દૈત્યનો લંબાયેલો હાથ
પ્યાલો ક્ષણોથી અડધો ભરેલો અડધો ખાલી
મોભે આળોટી નળિયાં સોનેરી કરતો નોળિયો
ખૂણાના કટાયેલા ચંદ્રકની ગંધ જેવી ગોદડી
ઉંબરે ઊંઘતો શ્વાન
બારી કને ઇતિહાસનાં પાનાં ફેરવતો પવન

ઉર્વશી પંડ્યા

## મારા વંશની સ્ત્રીઓ

રગેરગમાં કાળમીંઢ શિલાઓ તળે
ગુપ્ત વહેતી હડપ્પન નદી –
ઉછાળ આટલે કાળેય ધસમસી આવે છાતી લગી.
વારસાઈ મિરાતના દસ્તાવેજો,
વહુઆરુની જણસો,
ઓળીપાલીંપણાની ભાત ને ચૂનાગેરુનાં ચિતરામણમાં જીવતી હથેળીઓ,
રજાઈધાબળીના ટાંકામાં ઊઘડતી વંશની સ્ત્રીઓની અગણિત બપોર.
અનેકાનેક ઓચ્છવનાં વરાંરસોડાં,
ગૂંજતાં વ્રતજાગરણ.
કેટકેટલું ?
કુળની મરજાદ સાચવતી,
ઉંબરા, બારસાખ ને તુલસીક્યારો પૂજતી,
પાંચ દિવસ ખૂણો પાળી,
નીતરતાં રહી સઘળો અજંપો, થાક ને મૂંઝારો વહાવી દઈ
દરમાસે નવ અવતાર ધારનારી
ઠાવકી, કામઢી અને રૂપાળી સ્ત્રીઓ
આજ આટલે કાળેય ધસમસી આવે છાતી લગી,
વારતીડારતી રહે સતત.
એમની જણસોના નક્કર જૂના ઘાટ પિગળાવી
નવા ઘાટને મનગમતી મીનાકારી કરાવું.
ઘરનાં સજીવનિર્જીવ પર ઓળઘોળ થવાના,
અકથ્ય, અસહ્ય ચૂંથારામાં પગનાં અંગૂઠા વડે ભોંય ખોતરવાના,
વંશની દોમદોમ સાહ્યબીની ચૂપચાપ ઠાઠવેઠ કરવાનાં હજાર વાનાં,
જાતફરતે જાતે જ ચણેલી અભેદ્ય લોખંડી દીવાલો,
રગેરગમાં કાળમીંઢ શિલાઓ તળે ગુપ્ત વહેતી હડપ્પન નદી.
અસંભવ એનું સુકાવું.
ઉછાળ આટલે કાળેય ધસમસી આવે છાતી લગી.

એપ્રિલ-જૂન ૨૦૦૪

## કવિનો ભાવક

મારી કવિતા વાંચતો
ક્યાં હતો આ પહેલાં ?
ખડકાયેલા કાટમાળ વચ્ચેથી પસાર થયો એ કારખાને ?
અડધાં ખેડાયેલાં ખેતરે ?
વળાવી આવતો સ્વજન જ્યાં એ સ્મશાને ?
કે તાળાકૂંચી ખોળતો બજારે ?
ભરનીંદરમાં ?
કે મૈથુનમાં રત ?
કે રત રૂપિયાની રણકમાં ?
આવ્યો ક્યાંથી સીમાડા ઓળંગી ? દરિયા પારથી ?
ભૂસ્તરે ખોદાતા ઇતિહાસના ગર્ભમાંથી ?
ઝંઝાનિલથી ? ઝાંઝવાંમાંથી ? કે ઊમટતા પૂર જેવા દુઃસ્વપ્નમાંથી ?
આ હાથમાં શું હતું – હાથ ? કે ગળું ? કે છત્ર ?
આ હાથમાં શું છે – કાગળ કે વૃક્ષ, ફૂલ, પતંગિયું કે હલેસાં કે હવા ? –
આંગળાં મરડી બેઠો છે ? બરડો વાળી આડો છે ? કે ઊભો ઊભો ડગમગતો ?
જાગમાં છે કે ખોવાયેલો ?
ઉત્સુક કે ઉદાસીન ?
કયા અક્ષરો નજર તળેઃ જ ય ક્ષ જ્ઞ ?
કયા શબ્દો ઊઘડ્યાઃ ભવોભવની યાત્રા ? શોધ અનંત ?
કયા અર્થ ઉકેલ્યાઃ આકાર કેવળ, અરૂપ રૂપ, આનંદબ્રહ્મ ? ક્યાં છે તું ?

ઉર્વશી પંડ્યા

૦

## મારા વંશની સ્ત્રીઓ

રગેરગમાં કાળમીંઢ શિલાઓ તળે
ગુપ્ત વહેતી હડપ્પન નદી –
ઉછાળ આટલે કાળેય ધસમસી આવે છાતી લગી.
વારસાઈ મિરાતના દસ્તાવેજો,
વહુઆરુની જણસો,
ઓળીપાલીંપણની ભાત ને ચૂનાગેરુનાં ચિતરામણમાં જીવતી હથેળીઓ,
રજાઈધાબળીના ટાંકામાં ઊઘડતી વંશની સ્ત્રીઓની અગણિત બપોર.
અનેકાનેક ઓચ્છવનાં વરાંરસોડાં,
ગૂંજતાં વ્રતજાગરણ.
કેટકેટલું ?
કુળની મરજાદ સાચવતી,
ઉંબરા, બારસાખ ને તુલસીક્યારો પૂજતી,
પાંચ દિવસ ખૂણો પાળી,
નીતરતાં રહી સઘળો અજંપો, થાક ને મૂંઝારો વહાવી દઈ
દરમાસે નવ અવતાર ધારનારી
ઠાવકી, કામઢી અને રૂપાળી સ્ત્રીઓ
આજ આટલે કાળેય ધસમસી આવે છાતી લગી,
વારતીડારતી રહે સતત.
એમની જણસોના નક્કર જૂના ઘાટ પિગળાવી
નવા ઘાટને મનગમતી મીનાકારી કરાવું.
ઘરનાં સજીવનિર્જીવ પર ઓળઘોળ થવાના,
અકથ્ય, અસહ્ય ચૂંથારામાં પગનાં અંગૂઠા વડે ભોંય ખોતરવાના,
વંશની દોમદોમ સાહ્યબીની ચૂપચાપ ઠાઠવેઠ કરવાનાં હજાર વાનાં,
જાતફરતે જાતે જ ચણેલી અભેદ્ય લોખંડી દીવાલો,
રગેરગમાં કાળમીંઢ શિલાઓ તળે ગુપ્ત વહેતી હડપ્પન નદી.
અસંભવ એનું સુકાવું.
ઉછાળ આટલે કાળેય ધસમસી આવે છાતી લગી.

એપ્રિલ-જૂન ૨૦૦૪

જતનથી જાળવેલો કુળવારસો પેઢીદરપેઢી દીકરીઓને આપી જનારી સ્ત્રીઓના
જીવતર આખાના પરિશ્રમ, પરિતાપથી રચાયેલ લોહનગર,
એની ભોંયમા ફંફોસું ગુપ્ત સુરગ –
રૂંધામણી વશપ્રણાલીઓની ઠસોઠસ
ગીચતાથી નીકળી જવા જોજનો દૂર.
ખોદું ત્યાં અક્ષત અવશેષો.
માટી તળે દટાઈ જાય ઓરતા.
કંતાયેલા હાથની આંટણોમાં,
રોજેરોજ ઉમેરાતી જતી રેખાઓમાં
આજના નકશા કરતાંય વધુ સુરેખ મારા વંશની સ્ત્રીઓની મુખાકૃતિ.
લોખંડી દીવાલો વચ્ચે અથડાતી ગૂંગળામણથીયે વધુ પ્રબળ છે
એમની હળવી છતાં કડપભરી બોલાશનો રણકાર,
એમનાં હાસ્ય ને કંદન,
ઊંઘ ને ઉજાગરા
કડપ ને હળવાશ ને મરજી ને અકળામણ.
આ તમામ સંપદા સમેટતાં, સાચવતાં હું આખેઆખી લોહીઝાણ.
આરા વિનાનું લોહનગર
ને
રગેરગમાં જડબેસલાક ખોડાયેલી કાળમીંઢ શિલાઓ તળે ગુપ્ત વહેતી હડપ્પન નદીનોય
કોઈ ઓવારો નહીં.
તરવાઊગરવા મથતાં જ
ઘોડાપૂર ઉછાળમાં ધ્વસ્ત આજ.
ધારદાર કરચો કરપાયેલી આંગળીઓ વચ્ચે દાબી,
ત્વચા તળે ઘર કરી રહેલાં અડાબીડ રાનમાંથી
મારગ કંડારવાનું પડતું મૂકી,
ભીષણ જળપ્રપાતમાં પાષાણવત્ જડાઈ જઈ
બની જાઉં કાળમીંઢ શિલા –
મારા વંશની સ્ત્રીનો ચિરપરિચિત ચહેરો.
લોહનીગળતી હથેળીએ સંચિત કરું
હડપ્પન નદી ને લોહનગર
મારા વંશની દીકરીઓ કાજે.

## રાજેન્દ્ર પટેલ

०

### દીવાલ

સામે છે દીવાલ;
તેમાં અનેક તિરાડ.
તેની પર લટકે બંધ ઘડિયાળ.

ક્યાંક રંગની ઊખડેલી પોપડી,
ક્યાંક બાળકોએ દોરેલી હોડી,
ઝાંખી ઝાંખી તોય લાગે છે કામણગારી.

દીવાલથી ખરે રેત,
કદાચ પાયામાંથી લાગ્યો છે ભેજ.
તેની પર બાઝ્યું છે જાળું
તેમાં લહેરથી કરોળિયો રહે,
મસ્ત પડછાયો બની ભમે.
અનેક વાર નીચે પડીને ઉપર ચડે,
કેમેય દીવાલ ઓળંગી ના શકે !

દીવાલ પછીયે હશે દીવાલ ?
ભળાતું નથી કોઈ દ્વાર.
દીવાલ પછીયે છે દીવાલ.

ભારતી દલાલ

°

## સુરેશ જોષી : મને જેવા સૂઝ્યા તેવા

મહારાણી કન્યાવિદ્યાલય અને નજીકના સુરસાગર તળાવને છોડીને મ. સ. વિશ્વવિદ્યાલયના મહાસાગરમાં જવાનું એ સમયે રુચેલું નહીં પણ થોડા સમયમાં જ ખરેખરા સુરસાગરનો પરિચય થશે એવી કલ્પના નહોતી. સુરેશ જોષીની આંજી નાખે એવી પ્રતિભાથી મૂંઝાવું, અકળાવું કે રાજી થવું એ સમજાતું નહોતું. પણ ગણતરીપૂર્વક ગોઠવાયેલા ટાઇમટેબલને કારણે તેઓ મોડા પડતા તો પણ અમને વિદ્યાર્થીઓને તેમની રાહ જોવાનું ગમતું અને મારી રાહ જોવાનું મારા કુટુંબીજનોને કે 'આજે સુરેશ જોષીએ શું શિખવાડ્યું ?'

સુરેશભાઈના અને અમારા સૌના અંતરંગ મિત્ર શ્રી રસિક શાહે ૧૨-૦૨-૦૩ના એમના પત્રમાં તેમને માટે '*મરણોત્તર* આપનાર સુરેશમાં મરજીવાનું સાહસ દેખાય છે' એમ લખ્યું એ 'મરજીવા' વિશેષણ મને સ્પર્શી ગયું છે. વર્ગના તેજસ્વી કે સામાન્ય સમજના સૌ વિદ્યાર્થીઓને લઈને જ્ઞાનના અગાધ સાગરમાં કૂદી પડવાનું સાહસ તેઓ હંમેશાં કરતા અને પછી તો 'માંહી પડ્યા તે મહાસુખ માણે દેખણહારા દાઝે જોને' જેવી અનુભૂતિ થતી. તેમના મરણનાં સોળ વરસ પછી પણ ડૂબકીઓ મારીને તેમની સ્મૃતિનાં મોતી એકઠાં કરવાનું મહાસુખ માણવાનું ગમે જ છે.

તેમની વાણીથી વિદ્યાર્થીઓને જાણે બાંધી લેતા હોય એમ એક પછી એક વાત ચાલ્યા જ કરે. વાર્તાઓ, નાટકો, કવિતાઓ, જીવનપ્રસંગોનો ખજાનો જાણે ! આપણી આજુબાજુ ફ્રેન્ચ, જર્મન, રશિયન, ઝેક જેવી કેટકેટલી ભાષાઓના સર્જકોનો જાણે મેળો ભરાતો હોય એમ જ લાગતું અને અમારી ચેતના અંધારા ઓરડામાં બહારનો પ્રકાશ પામતી. ભારતીય ભાષાના સર્જકોનો પરિચય પણ થતો અને ગુજરાતી સર્જકો તો હોય જ. ક્યારેક આકરી ટીકાઓ કરે અને વિદ્યાર્થીઓ પાટિયા પર લખે: 'ઊગતા લેખકોનો મૃત્યુઘંટ.' વિદ્યાર્થી તરીકે એવી ટીકાઓ મને પણ ત્યારે ગમતી નહીં પણ અમારા માટે એ ગાળો મુગ્ધતામાંથી બહાર નીકળીને વાસ્તવિકતાને ઓળખવાનો હતો. 'આધુનિક'ની ગાળ ભલે ખાધી હોય પણ સંસ્કૃત અને મધ્યકાલીન સાહિત્યનો પણ એટલો જ પરિચય કરાવતા.

તેમનાં પત્ની વિદુષી ઉષાબહેનનો પણ તેમને એટલો જ સાથ. વિદ્યાર્થીઓની મૂંઝવણ, મુશ્કેલીઓ સાથે જ સાંભળતાં અને સાચવી લેતાં. તેમનો પણ સંસ્કૃત સાહિત્યનો અને પ્રકૃતિના જ્ઞાનનો અખૂટ ખજાનો. સાવ સરળતા અને સહજતાથી કેટકેટલી વાતો કરતાં. છેલ્લા વરસના વિદ્યાર્થીઓને પરીક્ષા પૂરી થાય એટલે તેમના ઘરે

પાર્ટી આપતાં. સુરેશભાઈ ગંભીર મોઢું રાખીને મશ્કરી કરે એ ઘણાને સમજાતું નહીં. આવા મોટા લેખક જાણે પુસ્તકમાં માથું નાખીને બેસી રહેતા હશે એવી તેમની કલ્પના હશે પણ એ જ માણસને, *જનાન્તિકે*ના લેખકને સોનગઢના રસ્તે જતા કોઈ ગામની શાળાના વિદ્યાર્થીઓ સામે પ્રવચન કરતાં કરતાં ભૂતકાળમાં ખોવાઈ જઈને આજુબાજુ વિદ્યાર્થીઓને બદલે એ ભૂમિ, એ સગાંઓ સાથે ગોઠડી માંડી બેસતા જુએ તો એને શું માને? વિજ્ઞાનના વિદ્યાર્થીઓ તેમની વધારે નજીક રહેતા. ટેબલ પર તેમનાં લખાણો તપાસવા માટેની ફાઇલનો ઢગલો વળી જતો.

શ્રી રામકૃષ્ણ પરમહંસ અને રવીન્દ્રનાથ પરના પ્રેમને કારણે બંગાળી જાતે જ શીખી લીધું હતું. તેમને અનુવાદ કરતા જોવા એ પણ એક લહાવો હતો. કોઈ પણ ભાષાના સર્જકોનાં લખાણોના અંગ્રેજી અનુવાદનો ગુજરાતી અનુવાદ ઘડીક વારમાં થઈ જતો. ગમતી કવિતાઓ હું એક બાજુ ઉતારું. એનો સમય મળતાં સામી બાજુ અનુવાદ થઈ જતો. સુરત જતાં ચાલતી ટ્રેને જપાની વાર્તાનો અનુવાદ તૈયાર. વિદ્વાન સુ.જો.ની સાથે સાથે ભૂલભરેલા સુ.જો.ને પણ અમે પારખ્યા છે. પણ એમણે પારખ્યાં છે 'માનવીનાં મન'. શબ્દને પામવા, ઉછેરવા, ગોઠવવા અને એનો ઉત્સવ કરવો એ જ 'શબ્દે શબ્દે મેળાવડો'. ચારપાંચ મિત્રો ભેગા થાય ત્યારે ગપ્પાં મારવાને બદલે બેચાર કવિતા વાંચવાનું તેમને વિશેષ ગમે. મૈત્રેયીદેવીની નવલકથા *ન હન્યતે* અને મહાશ્વેતાદેવીની *હાજાર ચુરાશીર મા* મૂળ બંગાળીમાં એમ જ થોડા વિદ્યાર્થીઓ વચ્ચે વાંચી સંભળાવેલી. ભોગીલાલ ગાંધીને ઘરે 'સમીક્ષા'માં ભેગા થવાનું પણ એ જ પ્રયોજન. બધાં વાંચે, વિચારે, ચર્ચા કરે.

મોઢામાં એક ખૂણે સોપારીનો કટકો મૂકીને વ્યાખ્યાન આપવા આવે પણ બોલવામાં ફેર ન પડે. છેલ્લે હૉસ્પિટલમાં પણ હું અને ઉષાબહેન ઊભાં હતાં ત્યાં ઉષાબહેનનું ધ્યાન ગયું કે સુરેશભાઈ કશું ચાવે છે. જોયું તો કશેકથી વાદળીનો ટુકડો ખેંચી નાખીને એને સોપારી સમજીને ચાવતા હતા! અમે સૌ મિત્રો રવીન્દ્રનાથના નિબંધની પેલી બાલિકાની જેમ 'તમને નહીં જવા દઈએ' કહીને રસ્તો રોકીને ઊભા હતા. પણ ત્યાંથી નીકળીને નડિયાદના રસ્તેથી ચાલી નીકળ્યા અનંતને ઓવારે ઊભેલા કાફ્કા, કામુ, રિલ્કે, બોદલૅર વગેરે કેટલાયની સાથે શબ્દે શબ્દે મેળાવડો કરવા.

અધ્યાપક કુટીરના ક્વાર્ટર સીઉની મધુમાલતી અને ક્યૂજનું સામેનું મેદાન, ચાર લીમડાનું સરનામું હંમેશાં યાદ રહેશે. છેલ્લે 'અસ્મદીયમ્'ના ચંદનની એક ડાળખી લઈને અનંતયાત્રા શરૂ થઈ એની સુવાસ કેમ ભુલાશે?

ભારતી દલાલ, નિયતિ પંડ્યા અને ડૉ. જયંત મહેતા – આ ત્રણેયનાં સંસ્મરણ ગુર્જરી ડાયજેસ્ટ (યુ.એસ.એ.)ના સૌજન્યથી પ્રગટ કર્યા છે.

## નિયતિ પંડ્યા

°

## વડોદરા એટલે ? સુરેશ જોષી

આમ તો ઔપચારિક રીતે હું કંઈ સુરેશ જોષીની કે ગુજરાતી ડિપાર્ટમેન્ટની વિદ્યાર્થી પણ નહોતી. ઇંગ્લિશ ડિપાર્ટમેન્ટમાં બિરજે-પાટીલ પાસે ભણતી હોવાથી મનમાં થોડી ખુમારી હતી. ઇંગ્લિશ અને ગુજરાતી એમ બંને સાહિત્યમાં રસ હોવાથી બિરજે-પાટીલે મને Comparative Literature Research તરફ વાળી. તેમના સૂચનથી હું પહેલવહેલી સુરેશભાઈને મળવા ગઈ ત્યારે મનમાં થોડો ફાંકો ખરો. થોડી ઇંતેજારી અને થોડો અકથ્ય ડર કારણ કે આવી રીતે કોઈ લેખક પાસે ગયેલી નહીં. 'આવો, બિરજેએ મને તમારી વાત કરેલી ...' હું તો અવાક્ બનીને તેમને જોતી જ રહી : આ જ સુરેશ જોષી? પેલા લેખક? અમદાવાદમાં હતી ત્યારે શબ્દના પારખુ કહેવડાવનારા ઘણા લેખકો જોયેલા – દાઢી, ઝભ્ભાલેંઘા, ઝભ્ભાજીન્સથી સજ્જ, બગલથેલાવાળા, ખોખરા અવાજે વારે વારે ઉર્દૂ શબ્દો નાટકીય ઢબે બોલનારા, નફકરા દેખાવાનો પ્રયત્ન કરતા પણ આમ ઘણા conscious – આવા ઘણા લેખકો જોયેલા. જ્યારે સુરેશભાઈ? મધ્યમ બાંધો, આછા વાળ, ખાદીનું અડધી બાંયનુ ખમીસ – તેય પાછું બાંયેથી વાળેલું. બગલથેલો ખરો. પણ નહીં દાઢી કે નહીં આંખોમાં તુમાખી. એકદમ સ્વચ્છ, સુઘડ, નિર્મળ વ્યક્તિત્વ, ગાંધીવાદી જાણે ...

આ મારો સુરેશ જોષી સાથે પ્રથમ પરિચય. 'કાલથી આવો.' ધીમે ધીમે મારો ડર, ક્ષોભ, ખુમારી બધું ઓગળવા માંડ્યું. તેમના અન્ય વિદ્યાર્થીઓની જેમ મને પણ એ કાફકાની નાની વાર્તાઓ કે રૂપકકથાઓ વાંચવા આપતા. કોઈ વાર સાથે વાંચતા, સમજાવતા. પછી ધીમે રહીને મને કહેતા: 'હવે જુઓ. આ ગુજરાતીમાં લખી લાવો, કેવુંક લાગે છે?' બેત્રણ દિવસે પાછાં મળીએ ત્યારે મારા પ્રયત્નો એ વાંચે, સહન કરે, મારી મથામણો જુએ. હસે, થોડીક મજાક કરે. પણ તરત જ પાછા વાત્સલ્યથી અનેકગણું પ્રોત્સાહન પણ આપે. Dictionaryમાં શબ્દનો અર્થ જોઈને અનુવાદ કેમ ન કરાય તે સમજાવે, શબ્દને કેવી રીતે ફેરવવો, કેવો ઘાટ આપવો અને નીરસ ગણાતા તરજુમાને સર્જનાત્મક ઓપ કેવી રીતે આપવો તે સુરેશભાઈ પાસેથી શીખવા મળ્યું.

અનાયાસ જ સુરેશભાઈ મારે માટે એક વિદ્યાપીઠ બની ગયા, જે મેં મારા ઇંગ્લિશના પ્રાધ્યાપકો પાસેથી પ્રાપ્ત કર્યું તેનાથી ક્યાંય વધારે મને સુરેશભાઈ પાસે રહીને જાણવા મળ્યું. તેમના પ્રત્યેનો આદર ઉત્તરોઉત્તર વધવા માંડ્યો. આવા અવ્વલ સાહિત્યકાર છતાં કેવા સરળ ને કેટલા approachable. કેટલા પ્રેમાળ. સુરેશભાઈનું એક આગવું

વ્યક્તિત્વ આ બધી મુલાકાતોમાંથી ઘાટ લઈ રહ્યું હતું. તેમને વિશે ઘણું સાંભળ્યું હતું, સાંભળતી પણ હતી કારણ કે ઇંગ્લિશ ડિપાર્ટમેન્ટની વિદ્યાર્થી મટીને હું જાણે તેમની, ગુજરાતીની વિદ્યાર્થી બની ગઈ હતી. મહદંશે ચર્ચાસ્પદઃ બહુ દંભી છે, અભિમાની છે, કદી કોઈને વિશે સારું બોલતા જ નથી, ego બહુ મોટો છે, બીજી ભાષાના લેખકોની વાર્તાઓને ગુજરાતીમાં થોડીઘણી મઠારીને છાપી મારે છે... વગેરે વગેરે. પણ જેમ જેમ તેમની પાસે ભણવાનું થયું, જેમ જેમ તેમની સાથે અનુવાદ કર્યા તેમ તેમ સમજાયું કે કેમ તેમને ન સમજી શકનાર વર્ગ વિશાળ હતો. તેમની પાસેથી મેં તો કોઈને પણ માટે અપશબ્દો સાંભળ્યા નહોતા. હા, તેમના કેટલાક સિદ્ધાંતો હતા જેને ભોગે તેમણે કદીયે નમતું જોખ્યું નહોતું. લોકપ્રિયતાનાં શિખરો સર કરવાની તેમની ખ્વાહિશ નહોતી. તેમની વાર્તાઓ જનસામાન્ય સુધી કદાચ નથી પહોંચી શકી કારણ કે એ પોતે જ એક અસાધારણ ગજાના સાહિત્યકાર હતા.

ઘટના બનવાથી વાર્તા બને તેવું તે કદીયે સ્વીકારી શક્યા નહોતા. ક્રમશઃ આછીપાતળી ઘટનાનો પણ તેમની વાર્તાઓમાં છેદ ઊડી ગયો. કથનસભર શૈલી – ખાધું પીધું ને રાજ કીધું – તેમની વાર્તાઓમાં જોવા નથી મળતી. ટૂંકી વાર્તાના સ્વરૂપની ગુંજાયશને ચકાસી જોવાનું શ્રેય જો કોઈએ મેળવ્યું હોય તો તે સુરેશ જોષીએ.

જેટલી સહજતાથી ગુજરાતી કે ઇંગ્લિશ વાંચતા એટલી જ સહજતાથી સુરેશભાઈ બંગાળી અને મરાઠી પણ વાંચતા. અમારી સાથે 'ન હન્યતે' તેમણે બંગાળીમાં વાંચેલી અને ટાગોરની વાર્તાઓ પણ. એ કહેતાં કે પરભાષાના સાહિત્યને જો માણવું હોય તો એ ભાષા શીખવી જ રહી. પોતે કેવી રીતે, કેવા સંજોગોમાં બંગાળી શીખવાનું શરૂ કર્યું, તેમને કેવી કેવી મુશ્કેલીઓ પડતી અને એમાંથી કેવી રમૂજ ઊભી થતી આ બધી વાતો કહીને એ પોતાની જ ઠેકડી ઉડાવતા, હસાવતા ને પાછા આગળ ચાલતા. બંગાળીમાં મિર્ચાની વાત ફરી શરૂ કરતા. આવો લહાવો, કહો, કેટલાંને મળ્યો હશે ?

મારે મન તો સુરેશભાઈએ વિશ્વસમસ્તના ઉત્તમ સાહિત્યનો ભંડાર જ જાણે ખોલી નાખ્યો !

## ડૉ. જયંત મહેતા

°

# સુરેશ જોષી : એક સંસ્મરણ

૧૯૬૨-૬૩ની સાલ. ત્યારે વડોદરા યુનિવર્સિટીમાં હું નવો નિશાળિયો હતો. ડાકોરની હાઇસ્કૂલમાંથી ફર્સ્ટ આવેલો એટલે હોશિયારીનો ભ્રમ. ગણિત, વિજ્ઞાનમાં તો સારા માર્ક આવે. પણ ગુજરાતીમાં પણ ૭૦% ગુણાંક આવેલા. વડોદરા આવ્યા પછી મારી ભ્રમણા ભાંગી જવા લાગી. બધા વિદ્યાર્થીઓ મારા વર્ગમાં તો હોશિયાર જ હતા. જેને પૂછો તે તેની શાળાનો 'ઝળકતો હીરો!' ઈસ્ટ આફ્રિકન વિદ્યાર્થીઓ ફાંકડું અંગ્રેજી બોલે એટલે અંગ્રેજી ભાષાનો ભ્રમ તો તરત ઊતરી ગયો.

પહેલા અઠવાડિયે ગુજરાતીના વર્ગમાં દાખલ થયો ત્યારે ગુજરાતી ભાષામાં હોશિયાર છું એ ભ્રમ પણ ભાંગ્યો.

અમારું પાઠ્યપુસ્તક હતું 'માણસાઈના દીવા'. લેખકઃ ઝવેરચંદ મેઘાણી. ગુજરાતીના પ્રાધ્યાપકઃ સુરેશ જોષી. પહેલા પ્રકરણથી જ તેમણે તો લેખકની ઝાટકણી કાઢવા માંડીઃ 'આ લૂંટારાઓને શૂરવીર કેવી રીતે કહેવાય?' પછી તો સબળ દલીલો તેમણે રજૂ કરી. સમાજવિરોધી તત્ત્વોને મહાનતાનું ચોકઠું પહેરાવીને લેખકે ભ્રમણા પેદા કરી છે એવું વિધાન સાંભળીને હું તો ડઘાઈ જ ગયો. લેખક તરફના મારા પૂજ્યભાવ ઉપર સુરેશભાઈએ કારમો ઘા કર્યો.

'સર! સમાજે અને સરકારે જેમને અન્યાય કર્યો તે માણસનો પોતાનું રક્ષણ કરવાનો અધિકાર નથી?'

'છે! અવશ્ય. પણ નિર્દોષ જનતાને લૂંટવાથી કયો ન્યાય સાબિત થાય?' સુરેશભાઈએ પ્રત્યુત્તર આપ્યો. મને જડબેસલાક જવાબ મળી ગયો. તે પછી તેમના વિવેચનથી હું ધીરે ધીરે પ્રભાવિત થતો ગયો. પણ અંદર કંઈક ખૂંચ્યા કરતું. તેમના ક્રાંતિકારી વિચારોએ મને હલાવી નાખ્યો.

છ મહિના પછી મિડટર્મ પરીક્ષામાં મેં ગુજરાતી વિષયની પણ તૈયારી કરવા માંડી. સુરેશભાઈના વિવેચનની ટીકા કરવી અને મેઘાણીનો બચાવ કરવો એવો મેં નિર્ણય લીધો. મારા મિત્રોએ મને ચેતવણી આપી :

'અલ્યા જેંતી! બહુ દોઢડાહ્યો ના થતો! ગુજરાતીમાં નપાસ થઈશ તો મેડિકલમાં ઍડમિશન નહીં મળે!' એ જમાનામાં ગણિત, વિજ્ઞાન ઉપરાંત ભાષાના વિષયમાં જે ગુણાંક આવે તે પણ કુલ ટકાવારીમાં ગણાતા.

ખૂબ મનોમંથન પછી પરીક્ષામાં મેં મારું ધાર્યું જ કર્યું. 'માણસાઈના દીવા' ઝવેરચંદ

મેઘાણીનું સુંદર પુસ્તક છે અને સુરેશભાઈની ટીકાઓ ગેરવાજબી છે એવું સાબિત કરવા ભગીરથ યત્ન કર્યો.

બીજે દિવસે પટાવાળો મને શોધતો આવ્યો : 'જોષીસાહેબ તમને શોધે છે. તેમની ઑફિસમાં ચાલો.' હું સહેજ ગભરાયો. ઑફિસમાં આવ્યો ત્યારે સહેજ મલકીને સુરેશભાઈ બોલ્યા : 'મારા વિવેચનની ટીકા લખતો આ લેખ તમે લખ્યો છે?'

'હા, સાહેબ!' મેં શાંતિથી જવાબ આપ્યો : 'તમારી એક પણ દલીલ સાથે હું સહમત નથી' ચહેરા ઉપર કરડાકી લાવીને પ્રોફેસર બોલ્યા :

'સાહેબ, મારા વિચારો રજૂ કરવાનો મને હક્ક નથી?' મેં હિંમતથી જવાબ આપ્યો. સુરેશભાઈ હસી પડ્યા. મારું લખાણ મારા હાથમાં આપતાં બોલ્યા :

'જુઓ, એટલે જ તમને ૧૦૦માંથી ૮૦ ગુણાંક આપ્યા છે. તમને ખૂબ શૂરાતન ચઢ્યું. બહારવટિયાની જેમ તમે ઝવેરચંદ મેઘાણીના બચાવમાં મેદાન પડ્યા છો! તમારી હિંમત મને ગમી.' પછી શાંત સ્વરમાં બોલ્યા : 'તમે આ લેખકના એવા ભક્ત છો કે મેં તેમની ટીકા કરી તે તમારાથી સહન ન થયું.' ત્યાર બાદ તેમનો ચહેરો ગંભીર થઈ ગયો. ઊંડા વિચારમાં પડી ગયા હોય એમ લાગ્યું અને છેવટે બોલ્યા :

'ગુજરાતી સાહિત્યકારોને તમારા જેવા ભગતડા મળી જાય છે એટલે અહીં કાચાં પૂતળાં પણ પૂજાય છે!' તેમની આ વાત મને ત્યારે નહોતી સમજાઈ. આજે સમજાય છે.

તે પછીની બેત્રણ ટૂંકી મુદતમાં મને ઘણું શીખવા મળ્યું. પરંતુ મને તો મેડિકલ કૉલેજમાં ઍડમિશન લેવાની ચાનક હતી; એટલે પૂરતો સમય ન આપી શક્યો. તેમની સાથેનો એક વાર્તાલાપ હજી યાદ છે. તેમણે મને એક દિવસ પૂછ્યું : 'તમને ખબર છે આપણા સાહિત્યની એક વિશેષ કરુણતા?' હું મૌન રહ્યો. તેમણે જ ઉત્તર આપ્યો :

'તમે અને તમારા જેવા તેજસ્વી વિદ્યાર્થીઓ, એ અમારી કરુણતા! સાહિત્યમાં આવવાને બદલે તમે મેડિકલ કે એન્જિનિયરિંગ કૉલેજમાં જશો. તમારે મન આર્ટ્સ એટલે નકામી લાઇન!'

હું સહેજ ડઘાઈ ગયો. તરત તેમના ચહેરા ઉપર કોમળ સ્મિત આવી ગયું : 'હા ભાઈ, હા! મેડિકલ લાઇનમાં જવાનો તને હક્ક છે!' પરંતુ એટલું બોલીને તેઓ ગંભીર વિચારમાં પડી ગયા. તેમના દિલની વેદના તેઓ છુપાવી શક્યા નહીં.

આ વાતને ચાલીસ વર્ષ થઈ ગયાં છે પરંતુ સુરેશ જોષીનો ચહેરો હું ભૂલ્યો નથી. તેમનું સરળ સ્મિત અને સાહિત્યના ઉત્કર્ષ માટેની તીવ્ર ઝંખના. એ મુખમુદ્રા આજે પણ મારી આંખ સામે તરવરે છે. પ્રો. સુરેશ જોષી એક ઉદાર, ખેલદિલ શિક્ષક અને સમર્થ સાહિત્યકાર તો હતા જ. તેમની તટસ્થ વિવેચનશક્તિ અને મૌલિક વિચારસરણી મને વિશેષ પ્રભાવિત કરી ગયાં છે.

## કિશોર જાદવ

°

# એ લિફ્ટ સ્વર્ગથી ઊતરી

ભાડાની પીળીકાળી ટેક્સી ઔરંગઝેબ રોડની જમણી બાજુએ આવીને થંભી. તેનું બારણું ખોલીને સામાન બહાર કાઢતા જૉસેફને જોતાં દરવાને આવકારભર્યું સ્મિત ફરકાવ્યુ. મોટી સૂટકેસ ભારે વજનદાર હતી. આજકાલના ધંધાની બાબત રહી હવાકૂકડી જેવી, નિરંતર અસ્થિર. ક્ષણવારમાં જ સોદો પતી જાય તો વળી ક્યારેક અઠવાડિયાંઓ સુધી ચકરાવે ચઢાવી મૂકે. ધંધાનો મિજાજ ઘડીમાં ઉછાળો લાવે તો ઘડીમાં બધું ઊંધુંચત્તું કરી નાંખે. તેની તેજીમંદીની ગતિવિધિઓને ચોક્કસપણે કળવી બહુ અસંભવિત. જ્યારે આ વેળાનું કામકાજ તો અસાધારણ કોટિનું હતું. એ સર્વ કાંઈ ખ્યાલમાં રાખીને એણે પૂરતાં કપડાંલત્તાંનો જોગ કરી લીધો હતો. જો કે અનિશ્ચિતતા વચ્ચે લટકી રહેવાનું એને પોસાય એમ નહોતું. વળી એવી સ્થિતિ ભારે અજંપો પેદા કરતી હતી.

અતિથિગૃહના પોર્ચમાં થઈને પગથિયાં ચઢતાંની સાથે જ અર્ધા કાચમઢ્યા બારણામાંથી જયચંદનું માથું દેખાયું. સ્વાગતીની કેબિનમાં એ ફોન પર કશી વાતચીતમાં મગ્ન હતો. હાથબારીની બહાર રાખેલા બીજા સાર્વજનિક ફોનની ઘંટડી સતત રણકતી હતી. એથી એ ઊંચા અવાજે લગભગ બરાડા પાડતો હતો. એક હાથ અધ્ધર કરી હવામાં વારંવાર ઘા કરતો માથું આમતેમ ઉછાળતો હતો – પેલા દૂરના છેડાની વ્યક્તિ એની નજર સમક્ષ કેબિનમાં જ મોજૂદ હોય એમ એની દલીલને જાણે ઠસાવવા ધારતો. પ્રવેશખંડમાં આવીને મુલાકાતીઓ માટેના સોફામાં જોસેફે બેઠક લીધી. નાનકડી હેન્ડબેગને બંને ઢીંચણો પર કાળજીપૂર્વક ગોઠવી. જયચંદ હજીય ફોન ઉપર લમણાંઝીકમાં રોકાયેલો હતો. એની રકઝક થોડોક સમય લંબાતી ગઈ. એ વેળા એનો અછડતો દૃષ્ટિપાત એકબે વાર સોફા તરફ ફરકીને બાજુની દીવાલ પર તુરંત વળી જતો દેખાયો. પોતાના આગમનની એણે કદાચ નોંધ લીધી હોય એમ લાગ્યું નહિ. વાતચીતમાં એ વ્યસ્ત હોવાથી અભાનપણે જ એમ બનવા પામ્યું હશે, મનોમન એ બબડ્યો. માઇલો દૂરથી ફોન પર જ એના મારફતે આગમચથી એણે અહીં ઓરડો બુક કરાવ્યો હતો. એટલે મૂક ભાવે એની ફુરસદની પળોની રાહ જોતો એ બેઠો.

સામે રાતો જાજમજડિત દાદરો ચકાકારે ઉપર ઊઠતો હતો. એથી પહેલા મજલાના અર્ધગોળાકાર વરંડામાં નોકરોની થતી ચહલપહલ, સતત દોડધામ નજરે પડતી હતી. વરંડાના કઠેડા નીચે જાણે અર્ધદેહી અંગો જેવા તેમના સફેદ પાટલૂનોવાળા ઘણાબધા પગ અવિરત હરફર કરતા હતા. તેમાં તાકીદી એવી એકધારી યાંત્રિક રફતાર હતી. વળી

ઢીંચણોથી ઉપલો ભાગ દાદરાની આડશથી કપાઈ જતો હતો. એથી કોઈને ઓળખી શકાય એમ નહોતું. જો કે અતિથિગૃહના તમામ કર્મચારીઓથી એ પરિચિત હતો. ધંધાની બાબતમાં એની હરેક દડમજલ વેળા એના ધામા અહીં જ રહેતા. બેચાર દિવસો રોકાઈને નીકળતી વેળા એની સરભરા કરનાર નોકરોના હાથમાં જરા અમસ્તી બક્ષિસ જેવું પકડાવી દેતો. તેમના ચહેરા ખુશખુશાલ દેખાતા. એમનામાંથી કોઈ દાદરો ઊતરી આવે તો ઝટ એની અસ્વસ્થતા ટળી જાય, એના અધ્ધર શ્વાસ હળવા પડે. કેમ કે પેલા ઉતાવળા પગોની દડબડ પછવાડે એકાદબે ઓરડાઓનાં બંધ બારણાં પર તાળાં લટકતાં હતાં. તેમાંનો એક ઓરડો એના માટે અકબંધ તૈયાર પડ્યો હતો. અંધારું ઘેરાઈ આવે ને રાતનો દોરદમામ જામે એ પહેલાં સોદાનાં બધાં કાગળિયાં એ ફરીથી તપાસી જવા ઇચ્છતો હતો. ભાવિના ગર્ભમાં ધરબાયેલી એ આખી ઘટનાને ઘૂંટીને એના મનોમંચ પર ભજવી લેવા ધારતો હતો કે જેથી તેને વીંટળાયેલા રહસ્યનો સ્ફોટ અગાઉથી ઝાંખોપાંખોય એ પામી શકે. પરંતુ સૌ પ્રથમ તો એ લાંબી મુસાફરીનો થાક ઉડાડવા બાથરૂમના ફુવારા હેઠળ તાજગીથી તરબતર થવા માગતો હતો. ત્યાં થોડીક પળો અટકી પડેલી ઘંટડી બહાર કાઉન્ટર પરના બીજા ફોનમાં ફરીથી રણકી ઊઠી. બારીમાંથી હાથ લંબાવી જયચંદ તેને ઝડપવા જાય તે પહેલાં જ જોસેફે ફાળ ભરી, રિસીવર ઉઠાવી લીધું – એની ઉભડક સ્થિતિનો તુરંત નિકાલ આણવા.

'ભલા'દમી, મને કહેશો ખરા, મેં બુક કરાવેલા ઓરડાનો કેટલો નંબર છે? હું ખોલાવી દઉં! તમારા સૌથી હું અજાણ્યો ઓછો જ છું ? અહીં ક્યારનોય ઝૂરતો બેઠો છું.'

'ભાઈસા'બ, માફ કરશો ! આ વેળા તમે અગવડમાં મુકાયા. છેલ્લી ઘડીએ તમારો ઓરડો રદ કરવો પડ્યો છે ! પાંચ પાંચ વીઆઈપી વિદેશથી પાછા ફરી રહ્યા છે. એમનો ટ્રંક કૉલ હતો. કેમ કરીને નકારી શકાય ? નોકરી જાળવવાની છે !' કહેતાં એણે જોસેફના હાથમાંથી રિસીવર હળવેકથી સેરવી લીધું. રિસીવરમાંથી ઉપરાઉપરી જોરશોરથી હલો ... હલો ... અવાજો સંભળાતા હતા તે ખટ્ કરતાંક કપાઈ ગયા. ક્ષણભર એની ભ્રૂકુટીઓ જરાક ઊંચે ખેંચાઈને તુરંત આપોઆપ વેરાઈ જતાં આખા ચહેરા પર મલકાટ પથરાઈ વળ્યો. 'તમે નિશ્ચિંત રહો. અબઘડી બીજો બંદોબસ્ત પણ કરી શકાય તેમ છે, જો તમે કહેતા હો તો !'

'મેનેજરને મળી લઉં તો કેમ રહે ? અહીં જ કશો પ્રબંધ થઈ શકે તો !' જોસેફે આગ્રહ કરતાં હાથમાંની નાનકડી હેન્ડબેગ પરની પકડ મજબૂત કરી. 'બીજે જોખમ જેવું ખરુંસ્તો !'

'ભાઈસા'બ, તમને વિશ્વાસ પડતો નથી. તેઓ તો રાતના અગિયારની ફ્લાઇટ પછી જ આવશે. મહેમાનોનો સત્કાર કરવા હમણાં જ એરપોર્ટ જવા નીકળ્યા છે. રશ અવર પહેલાં ક્યાંક ગોઠવાઈ જવું સારું, નહિતર બહુ મોડું થશે ને રખડી પડશો. યાત્રીનિવાસ અહીંથી દસેક માઇલ દૂર છે. સવેળા ટેક્સી મંગાવી લઉં ?' જયચંદ તળેઉપર થઈ ઊઠ્યો.

'એવી ખર્ચાળ હોટલમાં જઈને બેસું તો તેનું ભાડુંભથ્થું કોણ આપવાનું છે ? મારેય મારી પેઢીને જવાબ દેવો પડે છે. એ તો કહે કે તમે પેઢીને ખોટું નુકસાન પહોંચાડો છો, ખાડામાં ઉતારો છો. આવી ઉડાઉગીરી ના ચલાવી લેવાય, ઐય્યાશી કરવી હોય તો રસ્તો

પકડો – વળતર નહિ ચૂકવવાનાં હજ્જાર બહાનાં!'

'પરંતુ એક જ રાતવાસાની વાત છે ને, ભાઈસા'બ! આવતી કાલે બારેક વાગે તો મહેમાનો બધા ઓરડાઓ ખાલી કરવાના છે. તેઓ ક્યાં વધુ રોકાવાના છે? તમતમારે નિરાંતે આવીને મોકળાશથી મનફાવે એટલું રહો ને! તમારો ઓરડો એકદમ આરક્ષિત રહેશે, શું સમજ્યા!' જયચંદનો સૂર આજીજીમાં પલટાતો ગયો.

જોસેફ આગળ કશો વિરોધ દર્શાવવા મથતો લોચવાતો હતો ત્યાં જ પેલાએ ફોન ખખડાવ્યો, નંબર જોડ્યો. પ્રવેશખંડમાં આઘોપાછો થતો જોસેફ લટાર મારતો રહ્યો. એ સાથે જ ત્વરિત ગતિએ ભાડાની બીજી પીળીકાળી ટેક્સી ફાટકો ખોલીને કમ્પાઉન્ડમાં સરસરાટ કરતી દાખલ થઈ પોર્ચમાં આવી થંભી. તેમાંથી બહાર નીકળીને ડ્રાઇવરે પગથિયાં કૂદી જઈ બગલમાં છુપાવેલા કાગળ વીંટાળેલ લાંબા મોટા લપેટાને રોફભેર પેલી હાથબારીમાંથી અંદર સરકાવ્યો. પછી બંને હાથની ચેષ્ટાઓથી અડધિયું કરી બતાવ્યું. જયચંદ હોહોહો કરી હસી પડ્યો ને એણે જીભ લળકાવી સિત્કારો કર્યો; ડચકારો ભરતાં એ કેબિન છોડીને ઠેક મારતો બહાર આવ્યો; જોસેફ કચવાતો આગળ વધ્યો કે એની ભારે મોટી સૂટકેસને ઊંચકી સરસામાન ભેગો એને પણ ટેક્સીમાં હડસેલી દીધો.

'લ્યો, નશીબયોગે બેઉ જણ તમારી મેરના જ નીકળ્યા, ભયોભયો. પૂરેપૂરી સહીસલામતી! તમને હેમખેમ પહોંચાડી દેશે. કશી ચિંતાફિકર કરવાની નથી. આવતી કાલે સમયસર આવી જજો. સલામ.' કહીને જયચંદે ઝાપટ મારી ટેક્સીનું બારણું ધડિમ્ અવાજ સાથે જોરથી ભીડ્યું.

ધમકારા મારતી ટેક્સી બહાર મુખ્ય સડક પર આવી ત્યારે આસપાસ બધે સાંજ વેળાની ભૂખરી ઝાંખપ ફરી વળી હતી. પાટનગરનાં કારખાનાંઓની ચીમનીઓએ દિવસભર ઑકેલી ધુમાડી ઘટ્ટ ધૂમ્રાવરણ બનીને અધ્ધર ઝળૂંબતી હતી. તેનાં ક્યાંક ક્યાંક વલયો રચાતાં હતાં. તો ક્યારેક તેનો લોઢ નીચે ને નીચે ઊતરતો, ઝગી ઊઠેલી બત્તીઓનાં તેજને ઝંખવી નાખતો હતો. એમાં થોડા થોડા અંતરે આવતી બત્તીઓ ફરતે તેના ત્રસરેણુઓનાં ભૂરાં કૂંડાળાં આછું આછું ચકતાં હતાં. સડકની બંને બાજુએ ઉચ્ચાધિકારીઓનાં રાજવી ભવનોની સાહ્યબી ઓપતી હતી. અડખેપડખેની પગથારો પર ઊંચાં વૃક્ષોની ઘટાઓ હતી. આગળ જતાં વચ્ચેના પહોળા પટ પર ધીમે ધીમે અંધકારનો ગંજ પથરાતો ગયો. ઝડપભેર નીકળી જતી ગાડીઓની પાછળની લાલ બત્તીઓ અંધકારમાં પલીતા ચાંપ્યા હોય એમ લાલચોળ અંગારાઓની જેમ આંખો સમક્ષ તગતગતી, દૂર ટપકાં બનીને ઊડતી અલોપ થઈ જતી. તો વળી એકાએક સામેથી જ્વલંત પ્રકાશપ્રપાત ધસી આવતો જણાતો ને આંખો અંજાઈ જતી. ત્યાં આગલી બેઠકમાંનો શખ્સ અગાઉના જેવો જ લપેટો મોંએ મૂકીને ગળામાં પીણું ગટક ગટક રેડતો હતો. બાદમાં હાથ લંબાવીને ડ્રાઇવરનેય ઘૂંટડાઓ ભરાવતો રહ્યો. ડ્રાઇવરના ગળે ભાતીગળ રૂમાલ બો ટાઇની જેમ ગાંઠ મારીને તેણે બાંધી રાખ્યો હતો – ગળું ફૂલેલું અને ચહેરો ગોળમટોળ, થોથરાયેલો. ઘૂંટડો ભરીને વળી એ વ્હીલ પર હાથ રાખી સ્થિર નજરે સમતોલ હંકારતો રહ્યો.

'કેમ, આજ કંઈ ઘરમાં ચકમક ઝરી છે કે શું? ચિક્કાર દીધે રાખે છે!' દષ્ટિદોર સીધો રાખીને ડ્રાઇવરે પૂછ્યું. એની ડાબી આંખનો ડોળો અવારનવાર પસાર થઈ જતા

તેજશિરોટાઓમાં ઝળક્યા કરતો હતો.

'ઘરની લહાય તો પાછળ રહી ગઈ. આખા દા'ડાના આ ઉધામા વેઠવાના ઓછા છે કંઈ? ચારે કોરનો જાણે દવ! એમાં પીધા વગર નઠોર થવાય કેવી રીતે? સાવ ઠોઠ, એકદમ સુન્ન થઈ ગયા જાણો! બસ, આમ ડૂલ થઈ જવું ગનીમત ... ડોલમડોલ. જોજે, સામે ભીંત છે તે અથડાવી ના મારતો!'

'ખતમ જ થવું હોય તો ખાસ્સું જલદ પીણું લેવું, તેજાબ જેવું. નહિતર ભારે હૈયું હળવું કરવું હોય તો જરાક મદિરાપાન ઠીક રહે!'

'એ તો ક્યાંકથી સાંભળેલો પોથીમાંનો પોપટપાઠ. બધું એકસરખું જ છે.'

'હમ્મ્ ... ખરું.' કહીને ડ્રાઇવરે ટેક્સીને ધમધમાટ વેગમાં લીધી. પછી એ ફહ્ફહ્ હસતો રહ્યો.

થોડેક દૂર ત્રિભેટાની ખુલ્લાશમાં ફ્લૂરસન્ટ લાઇટનું પીળચટું અજવાળું હતું. આસપાસનો વિસ્તાર નિર્જન હતો. અકબર રોડ અને પાલિકા બજાર વટાવતાં તો ધૂમ્રપટ આછો આછો થતો ગયો, જડચેતન આકારો છતા થયા. નિરાવરણમાં લાલલીલી વીજળી બત્તીઓની ફૂલઝર આગલા કાચ પર ક્યારેક રમતી બેઉના ચહેરાઓ પર ઝિલાતી હતી. અત્યારે જ જોસેફને ખ્યાલ આવ્યો કે બંનેએ એકસરખી ભડકરંગી ભાતનાં શર્ટ પહેર્યાં હતાં. ઓચિંતાં જ દુકાનોની ઝાકઝમાળ ચારે કોર એકસામટી પથરાઈ વળી. સામેના વિસ્તૃત ફલક પર વિરાટ અરીસો જડી દીધો હોય એમ તેમાં ચકચકતાં અસંખ્ય પ્રતિબિંબોની ઝળાંઝળાં સૃષ્ટિ વચ્ચેથી તેઓ ઝડપભેર પસાર થયા. ત્યાં ટેક્સી વળાંક લઈને નાની સાંકડી ગલીમાં ઘૂસી.

'માફ કરશો, મહાશય. અધવચ્ચે અગત્યનું કામ અમે પતાવતાં જઈએ.' ડ્રાઇવરે એના તરફ સહેજ માથું ઘુમાવી ઇશારો કર્યો.

અટપટી શેરીઓમાં ગૂંચવાતી, ઘૂમરીઓ લેતી ટેક્સી આખરે ઓતાડા સરિયામ માર્ગ પર પૂરપાટ દોડતી થઈ. વસવાટવિહોણો પરિસર હતો. બંને બાજુએ પસાર થતી ગીચ ઝાડીઓ પરનું બોઝિલ એકાંત, સામેથી ક્યારેક રડ્યુંખડ્યું આવતું ઝબકતું વાહન, અધ્ધર લટકતી ધૂસરનો અખૂટ ઘેરોભૂરો વ્યાપ – સર્વ કાંઈના સૂનકાર વચ્ચે એને ફડક પેઠી. નાનકડી હેન્ડબેગને છાતી સરસી ચાંપી ને તેના પર બેઉ હાથની સજ્જડ અદબ વાળી. તેમાં એક લાખ જેવડી મોટી રકમની બે થોકડીઓ હતી. બંધ હેન્ડબેગના ઢાંકણા સોંસરવો એનો હાથ જાણે અંદર ઘસવા કરતો હોય એમ બેબાકળો બની ઊઠ્યો – પેલી થોકડીઓને તપાસી જવા. ગૂંગળામણ જેવું થતાં એ કશુંક બબડવા મથ્યો. દરમ્યાન પંચશીલ માર્ગનો અહેસાસ થતાં એને હૈયાધારણ થતી લાગી. દૂર ડાબી બાજુના ફાજલ ભાગમાં કાળા ઊંચા ખડકો જેવાં બાવલાં ખડાં હતાં, અડગ ડગલે કૂચ કરતી સ્થિતિમાં કંડારેલાં. મોખરેનાં બાવલાંના હાથમાંની લાકડી ઊપડતા પગની આગળ ફંટાતી હતી; ઠેસવાતી, દડમજલ કરતી હતી – જાણે ચશ્માંમાંથી નિરંતર દોરવાતી. અગ્રભાગમાં નીચેથી પસાર થતી મનુષ્યાકૃતિઓ એકાદબે ફૂટની છેક વામણી દેખાતી હતી. પશ્ચાદ્ભૂમાંથી ફૂટતા અજવાળામાં બાવલાં તોતિંગ કદ ધારણ કરતાં લાગ્યાં. સમસ્ત દેખાવનો દૂર દૂર વિલય થતો ગયો. વળી ટેક્સી ગલીકૂંચીઓમાં અટવાતી, કાતરિયાં લેતી, જટિલ વસ્તીઓનાં

અધારા ગહ્‌વરોને વાકચૂકમા ઉટપટાગ ધસતી રહી ત્યા ખચકાતી એકાએક અટકી પડી

અત્યાર સુધી આગલી બેઠકમાના શખ્સનુ માથુ એના ધડ પર માડ વળગી રહ્યુ હોય એમ સતત આમતેમ ઝોલા લેતુ, ફગોટાતુ એની છાતી પર ઢઢળી પડતુ હતુ તે એકદમ ટટ્ટાર થયુ કશીક ચાપ દાબી હોય એમ એ સડપ્ બારણુ ખોલી બહાર નીકળ્યો

'આમ ચપટી વગાડતા જ પાછા ફર્યા જાણો ' કહેતા ડ્રાઇવર તેના સાથીને લઈને જમણી બાજુના મકાનના બધ બારણાને હડસેલો મારી અદર દાખલ થયો

બેઠા ઘાટના મકાનનો પ્રસ્તાર બહુ અડાબીડ હતો તેની નજીકના ખાચાની પેલી બાજુએ મજલાબધ આવાસો અધારપિછોડામા અડીખમ ખડા હતા. ડાબી બાજુએ ઊંચી વડી દૂર વિસ્તરતી અધારપટમા લોપાઈ જતી હતી, વડીની બીજી તરફ અખાડો હોય એવો વારવાર કોલાહલ ઊઠતો સભળાયો આવજા કરનારની નજરે ના પડે એમ એ પાછલી બેઠકમા આડે પડખે થયો પેલા બધ બારણા પરની બત્તીનુ ક્ષીણ અજવાળુ ટેક્સીની અદર ઝાઝુ પહોચતુ નહોતુ ક્યાક ભૂગર્ભના ઊંડાણમાથી વાદ્યસગીતની સૂરાવલિઓ સમથળ વહી આવતી હતી, રહીરહીને થડકતી બહુ આછી આછી લાબો સમય એમ તગાવસ્થામા પસાર થયો આખરે આકળવિકળ બની જઈ, ટેક્સી બહાર નીકળીને એ બધ બારણાને ધકાવવા મથ્યો, પેલા બનેની ભાળ મેળવવા બીજી જ ક્ષણે જોયુ તો જોસેફ વિશાળ ખડની ભવ્યતા સમક્ષ આવી ઊભો હતો ઠેર ઠેર દૂરના છેક ઊંડાણ સુધી આમતેમ ગોઠવેલા ટેબલો ફરતે ઝૂમખાબધ બેઠેલા ગ્રાહકો ખાનપાનમા મશગૂલ હતા ક્યાક ગજીફાઓ ચિપાતાખેલાતા હતા રગરાગીઓમા પીણાની છાકમછોળ ઊડતી હતી અહીતહી અધ્ધર સિગારેટના ધૂમાડાના ગૂચળા વલયો રચતા, રેષાઓ બની લહેરાતા હતા. વચ્ચે ગણવેશધારી બબરચીઓની ધીમી અવરજવર થતી, હાથમા ધરેલી તાસકોમાથી ફફળતી વાનગીઓ પીરસાતી ઊંચે છતમા લટકતી કાચની હાડીઓમાથી રગબેરગી તેજના ફૂવારાઓ ફેલાતા હતા એવી જ રીતે દીવાલો પર ત્રિકોણાકારે જડેલા બત્તીઓના ગોળાઓની રોનક હતી, માદક રગરોગાન હતા છેવાડેના ખૂણામા મચ પર જગી પિયાનો પરથી મૃદુ સૂરોની ઝીક વાગતી રહી. એ સાથે ઝાલર ઝણકતી અને ત્રાસા પર દાડી પિટાતા આતરે આતરે દિલરુબાનુ મધુર ગુજન ઊઠતુ, શમી જતુ. તો બીજા વાજિત્રોના ધ્વન્યાવર્તનો વચ્ચે ઝકૃત થતા ગિતારના તારથી વાતાવરણ ગાજી ઊઠતુ હતુ

જોસેફ ત્યાથી ખસીને કાઉન્ટરના જમણા છેડે આવી ઊભો ઊચાનીચા થઈ આસપાસ નજર દોડાવી એક તરફ કાચની દીવાલ પાછળ નિર્વસ્ત્ર નર્તકીનુ હળુહળુ નર્તન થતુ હતુ, ખજરીના ખનકાર સાથે લસલસતા નિતબ વારવાર અર્ધવર્તુળાકારે ઘૂમીને ઠમક લેતા, ઝૂમતા હતા, કમ્મરથી ઉપરનો ભાગ કશીક આડશમા ઢકાયો હોવાથી દેખાતો નહોતો, નાચતા પગ ગોળાવા લેતા હતા બાજુની આખી દીવાલ કાચના કબાટોથી મઢેલી, અદર હારબધ ગોઠવેલી વિધવિધ પ્રકારની શરાબની બાટલીઓ પર સોનેરીરૂપેરી ઝાયવાળી ચકતીઓ ઝળકતી હતી. અબનૂસના કાઉન્ટરની કાળી સપાટી પર વેઇટર પોતુ ઘસીને માજતો, સપાટીને ચળકાવતો એક પછી એક ગ્લાસ તૈયાર કરવામા પરોવાયો કાઉન્ટર આગળ ગાદીવાળી ઊંચી ટિપાઈ ઉપર બેઠેલો ગ્રાહક એ તરફ ટાપી રહ્યો હતો એમની નજર ચુકાવતો જોસેફ પાછલી દીવાલના ફ્લેપડોરને ખોલીને અદર ધસ્યો સાકડી

અંધારી ગલીમાં આંધળિયાં કરી લાંબી પરસાળમાં દાખલ થયો. રતાશ પડતા ધૂંધળા તેજમાં કતારબંધ ઓરડીઓની દીવાલને અઢેલીને ત્રણેક યુવતીઓ સિગારેટ ફૂંકતી ખડી હતી, આડા પટ્ટાવાળી તસતસતી બૉડિસ અને હિપશોર્ટસ, નિકર્સમાં. યુવતીએ એક પગને ઢીંચણેથી વાળીને પાછલી દીવાલ સાથે ટેકવેલો હોવાથી તેની હડફેટમાં આવતાં એ રહી ગયો. એ સાથે એના ચહેરા પર ધુમાડાનો ગોટો અફળાયો ને ઝડપભેર એ આગળ વધ્યો. એની પીઠ પીછળ તેમની હસાહસ, બાદમાં મોટેથી ખિલખિલાટ હસવાના અવાજો સંભળાતા રહ્યા. તેમને કશીક પૂછતાછ કરવાની અવઢવમાં એ હતો એમ એને થયું. તમામ ઓરડીઓનાં બારણાં બંધ હતાં. ત્યાંથી પસાર થતો એ છેડેના દાદરાની બગલમાં અધખુલ્લાં બારણાં આગળ આવી થોભ્યો. અંદર હળવેકથી ઝૂકીને આમતેમ ડોકિયું કરતાં જોયું તો ઓરડાના એક ખૂણે કોઈકનું શબ જાણે પાથરે નાખેલું હતું. શબની ચોગરદમ ફરસ પર અસંખ્ય મીણબત્તીઓ સળગતી હતી. સામે ઘૂંટણિયે પડીને કોઈ સન્નારી પ્રાર્થના કરવામાં મગ્ન હતી, આંખો બિડાયેલી હતી. મીણબત્તીઓના પ્રકાશમાં આખો ઓરડો ઝળહળી ઊઠ્યો હતો.

આદમીનો નિશ્ચેષ્ટ દેહ ચત્તોપાટ હોવાથી તેનો ચહેરો સીધો છત તરફ મંડાયેલો હતો; તેના પર ફરકતા, રસળતા તેજને લીધે એ હમણાં જ સળવળી ઊઠશે, બિડાયેલા હોઠ પર વાચા ફૂટી આવશે – એવો આભાસ રચાતો હતો; બંને બાજુએ ફેલાયેલા હાથનાં કાંડાંઓ પર ફૂલોના ગજરા બાંધેલા; વાંકડિયા વાળનાં ભરાવદાર જુલફાં ચીપીચીપીને ઓળેલાં; કાનમાં ચમકતાં બૂટિયાં, ફૂલેલા ગળા પર સોનાની સેર અને ઊજળાં ખૂલતાં કુરતાપાયજામામાં. સન્નારીએ પારદર્શક ગુલાબી વસ્ત્ર માથે ઓઢેલું તે એના વાંસા પરથી નીચે લસરતું એના સૌંદર્યની આસપાસ આભરણ જેમ ઝળકતું સમગ્ર ખોળાને આવરતું હતું. એના ગળાને ઢાંકતો સોનારૂપાનો ચકચકતો ચુસ્ત અછોડો, પેલા વસ્ત્રમાં પ્રતિબિમ્બિત થતી ઝાંયથી દીપી ઊઠતો તેનો સૌષ્ઠવપૂર્ણ દેહ, આગળ લંબાવેલા નગ્ન ગદ્ગદ હાથનો રમણીય પ્રસાર – તેનું આભિજાત્ય મોહાંધ કરી મૂકતું હતું. પાછળની દીવાલ પર ઈશુની મોટા કદની દેદીપ્યમાન છબી ટીંગાડેલી હતી, ઈશુનો એક હાથ ક્ષિતિજ તરફ ફેલાયેલો – જાણે કે સ્વર્ગની રેખા અંકિત કરતો. તેમના પાવિત્ર્યની આભા સન્નારીના ચહેરા પર ઝિલાયેલી હતી. ક્ષણભર મુગ્ધ ભાવે એ ત્યાં ખોડાઈ રહ્યો. એકાએક જ સન્નારીની આંખો ખૂલી જતાં ઓરડામાં કશીક દીપ્તિનો ભાસ રચાઈ ઊઠ્યો. ઝબકી જતાં એને ભાન થયું: બહાર ટેક્સીમાં કપડાંલત્તાંથી ભરેલી વજનદાર સૂટકેસને સાચવવાની હતી. જ્યારે માલમત્તાવાળી હેન્ડબેગ સાથે આ અજાણ્યાં સ્થળે, નાઇટક્લબમાં એ વાહિયાત આથડતો હતો! વ્યગ્રતામાં ત્યાંથી ખસી જઈ ત્વરિત પગલે પેલી યુવતીઓને એ વટાવી ગયો. તેમના આંખમીંચકારા અને સિસકારાઓ પછી ખડખડાટ હાસ્યનાં મોજાં પાછળ રહી ગયાં. આગળ ગલીમાં બારણું ફંફોસી વળી એ અગાઉના વિશાળ ખંડમાં પ્રવેશ્યો. ત્યારે સંગીતવાદનનો મંચ આખો બદલાઈ ગયો હતો. ત્યાં સારંગીવાદન અને તબલાં પર થાપની રમઝટની પશ્ચાદ્ભૂમાં હવે ગાયિકા હલક લઈને ઠમક ઠમક નાચ કરતી, ઝૂકીઝૂકીને ઠૂમરી લલકારતી હતી; ઝાંઝર રણકતાં હતાં. એ નીરખતો ચૂપચાપ પછીતનું બારણું ખોલીને બહાર નીકળી ગયો. ત્યાં ટેક્સીમાં ડ્રાઇવર ઉપરાછાપરી હોર્ન

બજાવતો હતો.

'મહાશય, તમે એટલી વારમાં ક્યાં ગાયબ થઈ ગયા'તા?' ડ્રાઇવર અકળાયો હતો.

'તમને શોધવા બહુ મુશ્કેલ ... અંદર બધે ફરી વળ્યો. બેઠાં બેઠાં મારી ધીરજ ખૂટી ગઈ! ત્યાં છેવાડેની ઓરડીમાં કોઈકનું મોત નીપજ્યું છે! ઢીંચીને ખતમ થયો લાગે છે!' કહીને જોસેફ ટેક્સીમાં બેસવા જતાં ખમચાયો. પાછલી સીટ પર બીજી બે વ્યક્તિઓને ભાળીને એ ચોંક્યો.

'ગભરાશો નહિ. અડધે રસ્તે તેમને તાકીદનું કામ હોવાથી લીધાં છે. અગવડ બદલ માફ કરશો, મહેરબાન.' ડ્રાઇવરે ભારોભાર નમ્રતા દર્શાવી.

'ખરેખર, આ તો બહુ કહેવાય! ભાડાની ટેક્સી પેસેન્જરને આમ ખોટું રખડાવી મારવા ફેરવતા હશે શું? સમયની ભીંસ વચ્ચે!' એમ મનોમન બબડતાં એણે બેઠક લીધી. એ સાથે આશ્ચર્ય અને ક્ષોભની લાગણીથી એ જકડાઈ ગયો. તેની સાવ નિકટ પેલી સોનારૂપાના અછોડાવાળી સન્નારી બેઠેલી હતી. જ્યારે તેની પડખે ઘૂંઘરાળાં જુલફાંની છાબવાળો, ખૂલતાં કુરતાપાયજામામાં સજ્જ પુરુષ. પોતાની લગોલગ જાણે કે પારિજાતનાં ફૂલોની મોટી ઢગલી મૂકી દીધી હોય એમ તેની મહેકમહેકથી તરબતર આખી ટેક્સી મઘમઘી રહી હતી; એ પમરાટનો સઘળો જુવાળ ધસી આવીને એને ચોફેરથી વીંટળાઈ વળતો લાગ્યો. જમણી બાજુના ખાંચામાંથી ટેક્સી પસાર થતાં એ આલેશાન મકાનનો અગ્રભાગ છતો થયો. આગળ બંને બાજુએ ઘનિષ્ઠ મકાનોની હરોળો વચ્ચે નાની સડક પર ટેક્સીએ તેજ ગતિ પકડી.

'બહુ રખડપટ્ટી કરવાની મનાઈ કરી છે પણ માને તો ને! રવડીઆથડીને આવ્યા પછી આવો દોરો પડે છે!' બોલતાં સન્નારીએ ટેક્સીના આગલા કાચ તરફ દૃષ્ટિ ઠેરવી. આડકતરી રીતે એ પોતાને સંબોધવા માગતી હતી એમ એને સમજાયું. સન્નારીના ધીમા અવાજમાં મધુર રણકાર હતો.

'પીધેલ હાલતમાં ને એમાં કંઈ ઝાઝો ફર્ક પડતો નથી. ભાઈસા'બે ઠીક જ કહ્યું છે! વળી ઘરાકી ઓછી જ રસ્તામાં પડી છે?' ડ્રાઇવરના સાથીએ વચ્ચે સૂર પુરાવ્યો.

સાંભળીને સન્નારીએ ચુપકીદી સેવી. અંદરની ઝાંખી બત્તીના અજવાળામાં એના માથે ઓઢેલા ગુલાબી બારીક વસ્ત્રની આરપાર એનો નમણો ચહેરો દેખાતો હતો, અત્યંત સોહામણો – જાણે શિલ્પ રૂપે કંડારી કાઢેલો. ખોળામાં રાખેલા એના આર્જવપૂર્ણ હાથની સ્નિગ્ધતાને વણસ્પર્શ્યે એ પામી શકતો હતો. આ સુંદરીના સુડોળ દેહની કમનીયતાની આંસપાસ ઊડાઊડ કરતી એની જાજરમાન વેશભૂષા, એનો ઠસ્સો – સર્વ કાંઈ એને વિવશ કરી મૂકતાં હતાં.

માઇલેકના અંતરે ટેક્સી એકાએક ધીમી પડી. ટેક્સીને હાંકવામાં કશીક ગરબડ થઈ હોય એમ અંચકાતી ખોટકાઈ પડી. આ દરમ્યાન બાજુમાં સાવ સૂનમૂન બેસી રહેલો પુરુષ જાણે વીજળીનો આંચકો આવ્યો હોય એમ ચપળતાથી બહાર કૂદી પડ્યો. તેની પાછળ સુંદરી માથાના વાળની લટને સંવારતી, તેની આકર્ષક વેશભૂષાને સંકોરતી, મલપતી આગળ વધી. જમણી બાજુની પગથારને અડીને ઊભેલી વંડીના અંતર્ગત ભાગમાં નાનકડો આવાસ અંધારા અંચળાથી ઢંકાયેલો હતો – એકલતાના પરિવેષ્ટનમાં અલાયદો પડી

ગયેલો, ગોપાયેલો. ઉપલા માળના ઓરડાના ઉજાશિયાનો નીલરંગો આંધળો કાચ જરાતરા ઝગતો દેખાયો; તેની નીચે અડોઅડ ત્રણચાર પલ્લાંઓવાળી ઊભી, લાંબી બારીઓના ભાતીગળ કાચ એવી જ રીતે અપારદર્શક ઝગતા હતા. ક્ષણાર્ધમાં બંને દાદરો ચઢીને વળાંક લેતાં આવાસની કઈ દિશાની પાંખમાં ભરાઈ ગયાં તે એને સમજાયું નહિ.

આ બહુ અટપટી, થુમ્મરીઓ લેતી મજલથી હવે એ સમસમી ઊઠ્યો હતો; એ ધૂંધવાયો. ત્યાં ડ્રાઇવરના સાથીએ બગાસું ખાધું ને સિગારેટ સળગાવી એ બહાર ઊછળી પડ્યો. નાનકડી બંગલીના ઉપલા માળના રવેશમાં પેલા પુરુષનો ઓળો કઠેડાને ઝાલીને સડક તરફ ઝૂકેલો વરતાયો, બહુ આછેતરો. પાર્શ્વ ભાગમાંથી, જાણે કે અદૃષ્ટમાંથી, આછું આછું ફિલ્મગીત તીણા સ્વરમાં પેલી એકલતામાંથી ઝમીઝમીને આ તરફ વહી આવતું હતું – સ્પંદન જગવતું :

યાદ પિયાકી આયે, હાયે રામ, યાદ પિયાકી આયે...
બાલી ઉમરિયા, સુનરી સજરિયા, જોબન બિતા જાયે,
હાયે રામ...

બંગલીનો ઉપલો માળ કાળા વજ્રપટમાં પલટાઈને તેની નજર સમક્ષ અભેદ્ય ખડો હતો. તેમાં પેલો ઓળો ભૂંસાઈને તદ્રૂપ થતો ગયો. જ્યારે વંડીના લોખંડી ફાટકમાંથી સિગારેટની રાતી ચણગી પસાર થતી, અધ્ધર આડીઅવળી વક્રરેખાઓ આંકતી દાદરનાં પગથિયાં પર સ્થિર અટકી; ત્યાં વારે ઘડીએ પ્રજવળતી તો ઓલવાવાની અણીએ વળી રાતીચોળ બની ભભૂકી ઊઠતી. લાંબા સમય બાદ પુરુષ અને તેની પાછળ એટલા જ દબદબાભેર ડગ ભરતી, દોરવાતી સુંદરી ને ત્યાર બાદ પેલો સાથી – ત્રણેયનું ઝૂમખું ટેક્સીની દિશામાં ઝટપટ ધપી આવતું જણાયું. પુરુષ તેનાં કાડાં ફરતેના ફૂલગજરાને ઊંડા શ્વાસ ભરીભરીને વારંવાર સૂંઘતો હતો – અગાઉ આવાસમાં પેસતી વેળા મત્ત બનીને ગજરાને સૂંઘતો ગયેલો એવી જ રીતે. સૌએ પૂર્વવત્ ટેક્સીમાં બેઠકો લીધી કે પેલા સાથીએ સિગારેટનો જોરદાર સડાકો ભર્યો, ઠૂંઠાને આંગળીની બળપૂર્વક ટકોર મારી દૂર ફગાવ્યું, તેની તિખારીઓ ઝરીને ઊડતી ચોફેર વિખેરાઈ ગઈ. ઘમકારા લેતી ટેક્સી ધધણાટ કરતી પૂરઝડપે ઊપડી. વિમૂઢ જેમ બેસી રહેલા જોસેફે હાશકારો અનુભવ્યો. સુંદરીએ હળવેકથી બટવામાંથી નોટોની થોકડી કાઢી ને તેમાંથી ગણતરી કર્યા વિના જ ખાસ્સો એવો ઝૂડો અલગ કર્યો, તેને છુટ્ટા હાથે ચપોચપ અંદરોઅંદર વહેંચવામાં પડી, એકદમ યંત્રવત્.

'બાઈસાહેબાને આજ બોણીમાં જબરો દલ્લો હાથ લાગ્યો છે ને કાંઈ!' સાથીએ ખુશખુશાલ બની જઈ માથું લહેરાવ્યું. 'તેમની પ્રાર્થના ફળી કે શું ?'

'આસ્થા વગર કશું ના કારગત નીવડે!' ડ્રાઇવરે ટકોર કરી.

'શામાં ?' પેલા સાથીના સવાલથી જોસેફે એના તરફ કુતૂહલવશ ડોકી હલાવી.

'એ તો સાહેબા જ જાણે! વળી મહાશયે જ નજરોનજર જોયું જ છે ને, સાક્ષાત્! તેં કહ્યું એમ ત્યાં જો ઝાઝો ફર્ક પડતો ન હોય તો પૂછ ને એમને!' કહીને ડ્રાઇવર ખીખી કરી મર્માળું હસતો રહ્યો.

'હમ્મ્ ...' તેના સાથીએ હુંકારો કરતાં ફરીથી માથું ઝંઝેડ્યું.

ત્યાં સુંદરીએ તેના લંબાયેલા હાથે સામેની બેઠકની પીઠ પાછળથી ડ્રાઇવરના ખભે નોટોની ગડી ધરી.

'મેં કંઈ ઓછો જ પરસેવો પાડ્યો છે તે આટલી મોટી રકમ, સાહેબા?' ડ્રાઇવરે આનાકાની કરી.

'ગાલાવેલી કર્યા વગર લઈ લે ને, ભૂંડા. એ શું હરામની કમાઈ છે?' સાથીએ નારાજગી દર્શાવી.

'સાહેબાએ જ ફરમાવ્યું છે – ભાડે ગાડી ફેરવવી તો સારાંનરસાંનો તોલમાપ કરવાનો હોય કદી! વારુ, હમણાં તો તમારી ગાંઠે સાચવી રાખો. જરૂર પડ્યે હું માગી લઈશ, સંકોચાયા વગર!' સુંદરીના હાથને પાછો ઠેલતાં ડ્રાઇવરે ઉદાસીન બની જઈ એનું દૃષ્ટિસંધાન આગલા કાચમાં ઓતપ્રોત રાખ્યું.

પુરુષ એમની વાતચીતને વણસાંભળી કરી, ગજવામાં એનો હિસ્સો ઠાંસીને બેઉ હાથનાં કાંડાં પરના ગજરાને સૂંઘવામાં તલ્લીન હતો. એમ કરતી વેળા ફૂલોના મોટા ગુચ્છાઓ વચ્ચે એનો આખો ચહેરો એ ખૂંપાવી દેતો – ખુશબોનો જાણે લેપ ચહેરા પર ચોળી લેવા માગતો હોય એમ.

હવે સુંદરીએ બેઠકની પાછલી ગાદીને અઢેલીને ત્યાં માથું ઢાળી દીધું, ધીરે ધીરે આંખો બીડી દીધી. ટેક્સી પાધરમાં સપાટાબંધ દોડતી હતી, હવાનો ફરફરાટ આજુબાજુના કાચ પર અફળાઈને સુત્કારા મારતો પસાર થતો હતો. અણચિંતવ્યા જ સુંદરીનો જમણો હાથ અભાનપણે એની સાથળ પર અવળો ઢળી પડ્યો. પંજો ખુલ્લો હતો, હથેળી હિનાઅળતાની ભાતથી સુશોભિત, ટેરવાં પર ટપકાંદાર ફૂદડીઓ મૂકેલી. આંગળીઓ હથેળી પર ઝૂકતી, અર્ધબિડાયેલ મુઠ્ઠીની પકડમાં કશુંક લેવા જતાં જાણે અક્કડાઈ ગયેલી કે સ્તુતિની સ્થિતિમાં એમ જ રહી ગયેલી કે જાણે બેશુદ્ધ દશામાં ઇજન કરતી હોય એવી મુદ્રામાં.

આસપાસનો પહારગંજનો વિસ્તાર હશે એમ જોસેફ મનોમન નક્કી કરવા મથ્યો. ત્યાં આડીતેડી શેરીઓની ભુલભુલામણીમાંથી બહાર નીકળતાં વેંત શહેરનો ઝલઝલો પ્રગટ થયો. ચારે કોર તારાગણનો એક મોટો ખંડ નીચે ઊતરી આવ્યો હોય એવી મબલખ તેજધારાઓનો પલપલાટ હતો. તેમાં હરફર કરતી માનવમેદનીનો રૂપઅંબાર સરતોસરકતો હતો. સામેની ધોરી સડક અનેકરંગી ચકચકતા લિસોટાઓમાં ફેરવાઈ ગઈ હતી. તેમની વચ્ચે સેલારા લેતી ટેક્સી મારમાર માર્ગ કરતી આગળ નીકળી. હવે સુંદરીનો જમણો હાથ હળવો ફૂલ બની જઈ જોસેફના અંગમાં જાણે ઓગળી જતો એકરૂપ થતો ગયો. એ સાથે એના અણુએ અણુમાં રોમાંચક ઝણઝણાટી વ્યાપી વળી. આંચકો ખાઈને ટેક્સી આરસપહાણનાં પગથિયાં નજદીક થોભી. ડ્રાઇવરે પાછલી ડિકીમાંથી ઝટઝટ એની મોટા કદની ભારેખમ સૂટકેસ ખેંચી કાઢી. ભાડું ચૂકવતી વેળા એ ભારઝલ્લું હસ્યો : 'સલામ, ફરી મળીશું ...' એ સાંભળીને તેના સાથીએ નીરસ ભાવે બગાસું ખાતાં મોં આગળ ફરી ફરી ચપટીઓ વગાડી. પેલો પુરુષ હજીય તેનાં કાંડાંઓ પરના ફૂલગજરામાં માથું ઢાળીને તેમાં ગરકી ગયો હતો. સુંદરીએ આભારવશ એક હાથ ઊંચો કરી તેના તરફ લયાન્વિત ઝોલો આપ્યો. ક્ષણાર્ધ તેની આંખોમાં તારાકણી જેવી ચમક ઝબકી ઊઠી –

જાણે કશોક ગૂઢ ઇશારો કરતી. પીઠ ફેરવતાં એ લડથડિયું ખાતાં રહી ગયો. મોટી પહોળી સૂટકેસને એણે મહાયત્ને પગથિયાંઓ પર ઊંચકીઢસડી, પછી ભાતીગળ ફરસબંધી પર ગરગડીઓ ઉપર લીધી.

યાત્રીનિવાસની આગલી કેબિનમાં થડા પર રાખેલા પત્રકમાં એનું ઠામઠેકાણું, રહેણાક નોંધીને બાનારકમ ચૂકવી. વિશાળ પ્રવેશખંડમાં આવજા કરતા યાત્રીઓની ભીડ હતી. બેગબિસ્ત્રાઓના છૂટાછવાયા ખડકલાઓ વચ્ચેથી એમના અસંખ્ય પગોની સતત ભાગદોડ મચેલી હતી – ક્યાંક કશીક ધાંધલ, હોનારત મચી હોય એમ. ભોંયતળિયા પર ઊંચી હારબંધ કેબિનોમાં નિવાસની ધંધાકીય કાર્યપ્રવૃત્તિઓ જારી હતી, બધે ધમાલ હતી. વીસપચીસ મજલાઓની આ બુલંદ ઇમારતની લગોલગ આલેશાન રેસ્તોરાં, અલાયદું ભોજનાલય અને સ્વાસ્થ્યકેંદ્ર સંકળાયેલાં હતાં. સામે ચોગાનમાં શાનદાર ગાડીઓનો દબદબો હતો. સફેદ વરદીવાળા નોકરે માલસામાન સહિત એને લિફ્ટમાં લીધો.

પંદરમા મજલે ખૂણાના એક ઓરડામાં ગોઠવાતાં એણે નોકરના હાથમાં બક્ષિસ ધરી. તુરંત નોકરે ઝપટ મારી; નોટને બે આંગળીઓ વચ્ચે રમાડતો એ ત્યાંથી પલાયન થઈ ગયો. હવે નિરાંતે એક કોરે આરામખુરશીમાં બેસીને સ્વસ્થ ચિત્તે જોસેફ આખી ઘટનાને ઉપરતળે તપાસવામાં પડ્યો. ભાડાની ટેક્સીનો આવડો મોટો ચકરાવો અને આડીઅવળી ઘૂમાઘૂમ – એ સર્વ કાંઈમાં પેલા જયચંદનો જ હાથ હોવાનો એને અંદેશો આવ્યો. આ આખું ષડ્યંત્ર એણે જ રચ્યું હતું, હેન્ડબેગમાંની માલમત્તાની એને ગંધ આવી ગઈ હતી. જો કે સુંદરીના ખોળામાં સિરપાવ રૂપે એ દલ્લો જ આખો, બધી સંપત્તિ ઠાલવી દેવા, ન્યોછાવર કરી દેવા એ તત્પર હતો. એના પાલવમાં માથું આળોટતાં જ ચિરકાળ પોઢી જવાનું આવે તો એય અદકેરો લહાવો હતો, લખલૂટ માણવાનો. અનેરી પળ હતી. એ સાથે જ એની નજર સમક્ષ સુંદરીનું મુખારવિંદ, એના ગાલો પરનો સુરખીભર્યો તરવરાટ, એના લાલાયિત હોઠ – સર્વ કાંઈ તાદૃશ થઈ ઊઠ્યાં. એનાં કર્ણમૂળ પર સુંદરીના સાબુની વેલબુટ્ટાવાળી આરદાર કિનારી હજીય આછી આછી સ્પર્શતીઘસાતી, મંદ મંદ પટપટતી હોય એમ એ ઘડીભર તેનો રોમહર્ષ અનુભવી રહ્યો. અચાનક બીજી જ ક્ષણે એને ખ્યાલ આવ્યો : એ જીવંત ક્ષણ તો ક્યારનીય સરી ગઈ હતી; અભાનપણે તેને ચૂકી જઈને હવે તેના લીરાલતીરાને વળગવા મથતો એ પાછળ રહી ગયો હતો; હરહંમેશ એવી જ ક્ષણોની તત્કાલીનતાની છોળ બહાર રહી જતો જાણે એ આમતેમ ફંગોટાયા કરતો હતો – પછી તેમની પાછળ આવી ભ્રમજાળ રચીને તેમાં રાચ્યા કરતો; માત્ર હરતીફરતી ભ્રમણાઓની જાણે પોતે એક ઠેલણગાડી! ઓચિંતા તેના આ મનોપ્રપંચને ઝૂંટવી લેવા કોઈકે છાપો માર્યો હોય એમ ડેનીની છબી એના ચિત્ત પર અફળાઈ – એની આ લાંબી સફર ને દોડધામના ઉદ્દેશનું જાણે સ્મરણ કરાવતી : કામધંધાનું ધ્યાન ધરવાને બદલે આ શાના રવાડે તું ચઢ્યો છે ? પેઢીવાળા સૌ તારા પર મદાર બાંધીને બેઠા છે, મીટ માંડી રહ્યા છે! તેની બધી તજવીજ કરવાના બદલે ટેક્સીની સવારીઓ જોડે ગાંડાંઘેલાં કરવામાં ચગ્યો છે તું ? એના માથા પર જોરદાર ટકોરો પડ્યો હોય જાણે એમ ઢળીને એ ઓરડા બહાર દોડી આવ્યો. કોઈનો પદરવ સંભળાયેલો કે એવો કશોક ભણકારો થયો કે પછી સરતચૂકથી કોઈક અજાણી વ્યક્તિ ભળતા જ ખોટા મજલે લિફ્ટમાંથી આ તરફ ફંટાઈને

પાછી વળી ગઈ હશે એવી શંકાકુશંકાઓમાં એ પડ્યો. ચોમેર છવાયેલાં અંધારાં પોલાણોને લીધે કશું પારખી શકાતું નહોતું. દૂર છેક છેવાડે ગલિયારા જેવા ભાગમાં ખંડિત તેજાભાસ કળાતો હતો તો ડાબી બાજુની આડી દીવાલમાં ચારપાંચ લિફ્ટોની ચઢઊતરથી મજલાઓના નંબરોના વિદ્યુત્‌લપકારા લગાતાર થતા રહ્યા. એના ઓરડાના કાટખૂણેથી નીકળતી દીવાલ આગળ જઈને પરસાળનો ભાગ રચતી હતી. ત્યાં વીજળી બત્તીનો ગોળો ગુલ થયેલો હતો. એથી કશાક ગહ્‌વરનો શૂન્યાકાર સામે ખડો હોય એમ લાગતું હતુ. એટલામાં હવડ હવાનું પડળ એના મોં પર ઘેરાઈ વળ્યું. પીઠ ફેરવવા જતાં ભુલાવામાં બાજુની દીવાલમાંનાં જડબેસલાખ બંધ બારણાં પર એ જરાક ભટકાયો. વળી સતર્ક બનીને એના ઓરડામાં ઘૂસ્યો. અંદર બારણાં પર અનેક કળો જડેલી હોવાથી તેમને ખોલવાભીડવાની કરામત ભારે અમૂંઝણ ઉપજાવતી હતી. અનિશ્ચિતતામાં બારણું પોલું અટકાવેલું રાખ્યું – અજાણપણે દબાઈ ગયેલો આગળિયો રખે ને કદાપિ ઊઘડવા જ ના પામે એવી ભીતિના કારણે.

હેન્ડબેગને પલંગ પરના ગાદલા તળે છુપાવી આરામથી માથું ટેકવવા ઉશીકાને બેવડું ઊંચું કર્યું. પછી બાથરૂમમાં જઈને હાથમોં ધોઈપરવારી આદમકદ આયનામાં ડોકિયું કર્યું. ઉપરનીચે ચોગરદમ મઢેલી ધોળી તખતીઓના ચકચકાટ વચ્ચે જાણે ચાંદનીનો શીતળ ચમકારો અંગેઅંગમાં દોડી જતો અનુભવ્યો. સ્ફૂર્તિભેર એ બહાર નીકળ્યો. વજનદાર સૂટકેસને ખોલી, લૂગડાના જાડામોટા વીંટામાં અકબંધ વાટ સિક્સ્ટી નાઇનનો ભોટવો કાઢીને ટેબલ પર મૂક્યો. ડેનીએ બાંધી આપેલા પડીકામાંથી કાજુચણામમરાના બૂકડાઓ ભરીભરીને ફાકવામાં પડ્યો. ગ્લાસમાં એક પેગ શરાબ સાથે બોટલમાંથી થોડુંક પાણી રેડીને હળવું પીણું તૈયાર કર્યું; ધીમે ધીમે તેની ચૂસકીઓ લેતો રહ્યો. વળી નજર સમક્ષ ડેનીનો અબુધ નિર્ભેળ ચહેરો ઝળૂંબી ઊઠ્યો – એના જાડા માંસલ ગાલોને લીધે હંમેશાં ફૂંગરાયેલો લાગતો, પાંપણો ઢળેલી અને સાવ નિમગ્ન. ડેની એના ભીના વાન પર મગરૂર હતી.

આમ તો ડેની ધંધાદારી અનેક ભાગદોડોમાં રચીપચી રહેતી. માલસામાન, દાગીનાઓની આપલે અને લેણદેણનો બધો કારભાર એને રાત વેળા વધુ ફાવતો. માથે મોંએ ગોટપોટ ઓઢીને આડેધડ અંધારાંને વીંધતી, તેમાં ભળીને એકાકાર થઈ જતી અનેક શેરીઓની આંટીઘૂંટીઓને ખૂંદી વળતી; બજારુ ચીજવસ્તુઓના ભાવતાલ ચકાસવાના, આડતિયાઓની ચૂકવણી કરવાની તો ઉઘરાણીઉછીનાંની પતાવટ – સઘળી ધંધાકીય ખટપટો અને તેના હેરાફેરા બહુ ગુપ્ત રીતે થતાં, લપાતાંછુપાતાં. આમેય ઘરમાં એમની વચ્ચે વાતચીત, વ્યવહાર બહુ અછડતો જ થતો. તેમાં હમણાંનાં તો બહારની એની પગતોડ અને ઉધામા વધી પડ્યાં હતાં. એણે ધંધામાં ખોટ ખાધી હતી; તેની ભરપાઈ કરવા પોતાની જાણ બહાર ડેનીએ ડબલિંગ ગેમ શરૂ કરેલી ને પોતે રળેલી જીવનભરની કમાણી, મકાનમિલ્કત, વાડીવજીફો સર્વ કાંઈ જોતજોતાંમાં તેમાં હોમાઈ જવાનું હતું. 'જે કંઈ થાય છે તે સારા માટે જ. દોલત ને એ બધી રિદ્ધિસિદ્ધિ તો ક્ષણિક છે, આવે ને જાય. એનો કશો વસવસો રાખવાનો ના હોય ...' ડેનીએ ધીર ગંભીર બનીને એને સાંત્વન આપેલું.

પ્રથમ ક્ષણે તો જાણે વીજપાતના એક ઝાટકા સાથે જોસેફ હણાઈ ગયો. વર્ષોના એના આકરા પરિશ્રમથી ઊભી કરેલી એ આલેશાન ઇમારત કડડભૂસ કરતી જાણે તૂટી પડતી જણાઈ. એની સઘળી સંપત્તિ, સમૃદ્ધિ એક પલકારામાં વેડફાઈને ધ્વસ્ત થતી દેખાઈ. હવે દુઃસ્વપ્નોની એક અનંત હારમાળામાંથી એ પસાર થઈ રહ્યો હતો; જ્યારે ડેની સવારસાંજ ઓરડો બંધ કરીને પ્રાર્થનામાં લીન થઈ જતી – ઘોર વિપત્તિઓમાંથી છૂટવા, ઊગરી જવા. વારંવાર અધ્ધર લંબાતા યાચના કરતા એના બે હાથ, દીવાલો પર અફળાતા એના આર્તસ્વરો ને રગરગતી ડેની – સર્વ કાંઈ પેલાં દુઃસ્વપ્નોના જ ઓળાઓ હોય એમ જોસેફ ભયથી ધ્રૂજી ઊઠતો હતો. વળી કશાક અમંગળની આશંકાઓમાં એ ફસાતો.

બેઉ હાથમાં પકડેલા ગ્લાસને આમતેમ ફેરવતો એ શરાબના ઘૂંટ પર ઘૂંટ ભરવામાં પડ્યો. દુર્દમ્ય એવી એ જીવલેણ પળોમાં શરાબ સાથે ઊંઘની ગોળીઓ ભેળવી દેવાના વિચારવમળોમાં સપડાઈ જતો – ચિરકાળની શાંતિ ઓઢી લેવા. પણ એથી તો એના અસ્તિત્વની સમસ્યાનો અંત ઓછો જ આવવાનો હતો? એ તો નિરંતર સળગતી સામે ઊભી જ રહેવાની! એવી ગડમથલો વચ્ચે કોઈ સવારે પથારીમાંથી ઝબકીને બેઠો થઈ જતાં એ ચોંકી ઊઠ્યો; સામે અરીસામાં જોયું તો એનો ચહેરો છેક વંકાઈને એક બાજુ મરડાઈ ગયો હતો. સાવ વિકૃત. પેલા અનિષ્ટની કે પછી ખુદના જ મનોતાપની એ માઠી અસર હશે, એને એમ ધ્રાસ્કો પડ્યો. તાબડતોબ ચિકિત્સકોને ત્યાં હાંફળોફાંફળો દોડી ગયો.

'પીટીએસડી.' દાક્તરે નિદાન કરીને પ્રિસ્ક્રિપ્શન આપ્યું.

'એટલે ?' જોસેફ ગુમસૂમ રહી ગયો.

'તેના લીધે જ આ બેલ્સ પોલ્ઝી થઈ. પોસ્ટ ટ્રોમેટિક સ્ટ્રેસ ડિઝોર્ડર. શું સમજ્યા ? ઝટ સારવાર શરૂ કરી દો, અબઘડી. ફિઝિયોથેરપિ પણ કરતા રહો. સારું થઈ જશે.'

લાંબા ગાળે ઇલાજ કારગત નીવડ્યો. ચહેરો તેના અસલી ઢાંચામાં આવી ગયો હતો. જો કે હજીય ભીતરમાં ક્યાંક ઝલાઈ રહ્યાનો, જરા અમસ્તી ખોડ રહી ગયાનો એને ક્યારેક અંદેશો થઈ આવતો. પણ એવી કશી ખામી નરી આંખે દેખાઈ પડે એમ નહોતી. એની લગોલગ ચંપાઈને બેઠેલી પેલી સુંદરીનો તેના તરફનો ભાવવાહી ઝુકાવ, તેના તલસતા હાથની વિહ્વળ ચેષ્ટાઓ, તેનું આહ્વાન – સર્વ કાંઈએ તેની એ પ્રતીતિને વધુ દૃઢ બનાવી હતી. એ સહજપણે જ બનવા પામ્યું હતું, જાણે જોગાનુજોગ. પરંતુ વળી બીજી જ ક્ષણે થયું, એને ચોક્કસ એવો ભાસ થયેલો. કેમ કે એવી બાબતમાં તો ધંધાદારી રસમ આગળ ક્યાં કશો ફર્ક પડતો હોય છે! બધું એકસરખું જ હોવાનું! હવે નાહકની આ બધી માથાઝીંકને ખંખેરી નાખવા એણે માથું ધુણાવ્યું. ખરેખર તો પૂરેપૂરી રૂઝ આવી હતી તેની પેઢીને મનાવીને ધિરાણ મેળવ્યા બાદ – એની તમામ જાયદાદ, ઘરવખરી, માલમત્તા ગીરવી મૂકી દઈને. એણે ચલાવેલી આમરણાંત ઝૂઝ, એના અથાક યત્નો ને પેઢી આગળ નાખેલી ધા છેવટે કામિયાબ નીવડ્યાં હતાં; કટોકટીમાંથી ઉગારો થયો હતો.

'જોયું ને? સૌ કોઈ ઈશ્વરના જાણકાર હોતા નથી; એનો પાર પામવો એટલો જ દુર્ગમ; એની સાથે તારેતાર મેળવનાર જ આખરે ઊંચે ચઢે છે; અલૌકિક શક્તિને વરે છે. પછી તો બધી આપત્તિઓ આપમેળે ટળી જાય.' પ્રાર્થનાખંડમાંથી બહાર નીકળતાં, ડેનીએ

સ્ફોટ કર્યો – તેની એવી પરાયણતાના બળે જ તેઓ આરપાર નીકળી ગયાં એવા કંઈક ગર્ભિત હાવભાવમાં.

'એટલે કે એ જાણકાર તો ખુદ કર્તાહર્તા જેવા જ? ખરું ને?'

'તેં નજરોનજર જોયું નહિ? તારા માન્યામાં ના આવતું હોય તો!'

એ અરસામાં આકસ્મિક એની પેઢી જ ફડચામાં ગઈ. ચારે કોરની પાયમાલીમાંથી બચવા પેઢીવાળાઓએ એને રવાના કર્યો હતો – ખાસ્સી મોટી રકમ સાથે. તેમના પ્રતિનિધિ જોસેફે અહીં આવતી કાલે વાટાઘાટો ચલાવવાની હતી. 'તું જલદી ઊપડી જા. તારા માથે જવાબદારી મૂકી છે તે પાર પાડી દે. પાટનગરમાં તું છાશવારે આંટા મારે છે તે ત્યાં કોઈ સધ્ધર પાર્ટીની તારી ઓળખાણ ખરી કે નહિ? બેચાર થોકડીઓ હાથમાં પકડાવી દીધી કે કોની દાનત નહિ ચળવાની? બાંહેધરી તડફડ મેળવી લે, પેઢી ભેગું આપણુંય કલ્યાણ થઈ જાય! ગુમાવેલું બધું છોડાવી લેવાય. સાન ઠેકાણે રાખીને વરતવાનું; અક્કલ કાંઈ કોઈને ત્યાં અવેજીમાં રાખી નથી તો! ભરઊંઘમાં મેં જોયેલું, કોઈ માલેતુજાર તારી આગળ કાગળિયાં પર સહીસિક્કા કરતો'તો, ફતેહ થવાની છે, ઊપડ'. ડેની જાણે કે અંતર્યામી બની ગઈ હતી.

'કશી ધનસંપન્નતા વગર અક્કલ પણ બહેર મારી જાય છે. ચારે બાજુ બધું કંગાળ, ખાવા ધાય એવું ડરામણું અડીખમ ઊભું હોય! ભરખવા કરતું ... મને તો સ્વપ્નામાં તારા ગળે કોઈ શખ્સ ટૂંપો મારતો દેખાયેલો. એનો હાથ અજગર જેમ લાંબો થતો તારી ગળચીની ફરતે ભરડો લઈને એવી તો ભીંસ મારતો'તો કે ... ' જોસેફ આવેશમાં આગળ બોલવા કરતો અધવચ્ચે અટકી પડ્યો, 'એ વખતે મારા જ ગળામાંથી એક કારમી ચીસ નીકળી પડી. છુટકારો, સદંતર છુટકારો. એ તો પડખાભેર સૂતી વેળા, નીચે ચપટાયેલા હાથનાં બધાં ચળિતર! હાથ દૂખણો થયેલો!'

એ સાંભળીને ડેનીનો ભરચક હોઠવાળો ગોળમટોળ, ધીંગો ચહેરો અચાનક જાણે કે વરવો બનતો દેખાયો, સાવ નઘરોળ. એ સાથે જોસેફની નજર સમક્ષ ફરીફરીને ધીમેથી ઊપસતો, પૂરેપૂરો દૃશ્યમાન થઈ તરવરતો એ ચહેરો હમણાં જ એના માથા પર અફળાઈ પડશે કે શું એવું એક આઘાતજનક વિચારઝોલું આવ્યું. ને હવામાં હાથ વીંઝતાં એણે એક જોરભેર ઝાપટ મારી. એવી એ ડેની અને એમનાં બખડજંતર અંગે અંતિમનો નીવેડો હજી સુધી એ આણી શક્યો નહોતો, એના ચિત્તમાં ઠસાવી શક્યો જ નહોતો; માત્ર આંધળૂકિયાં કરતો, ઝાવાં મારતો કશાક અજ્ઞાત બળ હેઠળ આમતેમ એ ખેંચાયા કરતો હતો; કદીક રહેંસાતો તો વળી કદીક પ્રતિકાર કરતો.

'ઊંઘતાંજાગતાં તને એવાં ઘણાંબધાં પરોક્ષ દર્શનો થતાં હોય છે. એ સાચાં પડે તો ને!' કહેતાં જોસેફ ઘરનો ઉંબરો વટાવીને ઝપાટાભેર બહાર નીકળી પડ્યો હતો.

ઊઠીને બાથરૂમમાં જઈને જોરદાર ઘઘૂડો કર્યો. એમ કરતાં ખુલ્લા રાખેલા બાથરૂમ સોંસરવા ઓરડાનાં મુખ્ય અધખૂલાં બારણાં પર નજરને સજ્જડ ચોંટાડેલી રાખી. રખે ને કોઈ અંદર ઘૂસી ના જાય તેની તકેદારી રાખવા. આદમકદ આયનામાં એની મુખાકૃતિ પર એક ઊડતો દૃષ્ટિપાત કરી લીધો; બધું યથાવત્ હતું, એને હોશહવાસ હતા તેની પૂરી ખાતરીથી હવે એ લહેરાઈ ઊઠ્યો. ઓરડામાં પલંગ તળેથી ફરી પેલી વજનદાર સૂટકેસને

ખેંચીને તેમાંથી સોદાનાં કાગળિયાં બહાર કાઢ્યાં. પેઢીનો માલસામાન, સ્થાવરજંગમ મિલ્કતની ઇન્વેન્ટરી, તેમની આકારણીના આંકડાઓ વચ્ચેથી ઘૂમતો પસાર થયો. આમતેમ આંટાફેરા લગાવતાં શરાબના ઘૂંટડાઓ સિસકારા ભરી ઉપરાછાપરી ગટગટાવતો એ સઘળી વિગતોને ચિત્તના ભંડકિયામાં સંચિત કરવા મથ્યો કે જેથી અણીના સમયે ખપે લગાડી શકાય, કશી પણ ચૂક વિના. આખરે કાગળિયાં સમેટી લઈ, તેમની ગડી કરીને કબાટમાં ટિંગાડેલા ડગલાના અંદરના ગજવામાં મૂક્યાં. કંપનીના માલિક સાથેની મુલાકાત વેળા એ હાથવગાં રાખવાનાં હતાં.

અગાઉ કશાક વ્યવસાય નિમિત્તે એ માલિકનો એકાદબે વાર એને ભેટો થયાનો ધૂંધળો ખ્યાલ હતો. વિશાળ ઘેરાવામાં આવેલી કોટકિલ્લાવાળી એમની કોઠી, ત્યાં હિંડોળાખાટ પર નાખેલાં ગાદીતકિયા પર બેસીને હીંચતા એ માલિક, એમની વૈભવશાળી ગરદન, માંસલ હડપચી, આછું આછું હસતાં પોપચાંઓ પરનાં ટોપચાં, તળે થરકતી તીણી પાસાદાર આંખોની જાણે ચલવિચલ થતી કીકીઓ ને તેમાં નિરંતર સળવળતો, ઊભરતો સંશય – જોસેફની સન્મુખ તાદૃશ થતાં ગયાં. ત્યારે થોડીક પળોના વાર્તાલાપ વેળાએ એમનો સમભાવ એણે હાંસલ કરી લીધો હતો, જાણે કે એમની બંને વચ્ચે કશોક તંતુ સંધાઈ ગયો હોય એમ. એમણે પૂછતાછ ચલાવેલી. સામેથી એની પેઢીની કથળતી હાલતનો આડકતરો ઇશારો કરતાં એ રહી ગયેલો, ખમચાઈ ગયેલો. આમ છતાંય ઉત્તેજનામાં અરધુંપરધું તો એણે ગગડાવી નાખ્યું : 'નાદારીસ્તો ! બજારના ઉતારચઢાવની માઠી અસર તો બીજી બાજુ ફુગાવો. બધું ડામાડોળ!' ક્ષણ પર્યંત એમની મુખમુદ્રા બદલાઈને રૂક્ષ થતી દેખાયેલી. જોસેફને થયું : બહુ બહુ તો તેઓ નન્નો ભણશે, મને મારી તો નહિ નાખે. પડશે એવા દેવાશે. મારું ખમીર દાખવવા જેટલી તક તો હું ચોક્કસ ઝડપીશ. 'તમને બધું સુપરત કર્યું સમજો ! બાંહેધરી પર મત્તું મારી દો, સાહેબ. તમારા માટે તો આ બહુ મામુલી બાબત કહેવાય!' કહેતાં જ જોસેફે નોટોની થોકડી સુંવાળા તકિયા પરથી સરકી પડે તે પહેલાં ત્યાંથી ખસેડીને જાણે માલિકના ખોળામાં પધરાવી દીધી. સોદાની પતાવટ હવે અંતિમ તબક્કે પહોંચી છે એ જોસેફ કળી ગયો છે.

'મારા માથા ઉપર બીજાય ઘણા ભાગીદારો બેઠા છે. હું તેમને જવાબદાર ... ' કચવાતાં માલિક એના અધીર હાથમાંથી તૈયાર દસ્તાવેજ આંચકી લઈને તેના પર દસ્કત ઘસડી મારે છે. 'લ્યો, પત્યું. હવે જાઓ.'

ભારોભાર અહોભાવથી એમનો ચરણસ્પર્શ કરવા ધારતો એ એમની આગળ ગળગળો નમી પડે છે. પરંતુ આંચકો ખાઈને જડસડ ખડો રહી જાય છે. 'આ તમારી અસ્સલ સહી નથી તો ! ખોટી જેવી વરતાય છે.' સમસમીને માલિકની આંખોમાં સીધી દૃષ્ટિ પરોવવા મથતો એ ઘડીભર સાશંક ટીકી રહે છે.

'તમતમારે નફિકર થઈને જાઓ, ભલા'દમી. એ બરાબર છે, એમ જ હોય ને ! કશી આપદા નડે તો અચૂક જણાવશો.' માલિકની બંને ભ્રૂકુટિઓ ઊંચી થઈને સંકોડાતી, એકમેકમાં ટકરાતી દેખાય છે. ને એનાં અંગેઅંગમાં જાણે ચિરાડો પાડતો એક વજ્રવેધ દોડી જતો હોય એમ એ કંપી ઊઠે છે. શિયાવિયા થઈ એ બહાર નીકળીને પૂંઠ ફેરવી જુએ છે : પાછળ વિશાળ કિલ્લેબંધી સમસ્તને છાવરી રહેલો માલિકનો વિરાટ ચહેરો ટટ્ટાર

જડાયેલો છે. ઉઘાડમીંચ થતાં જંગી પોપચાંઓ વચ્ચેની આંખની ફાડમાં સંશય સતત લપકતોઝપકતો રહે છે; ક્ષણવારમાં એ ભીષણ દૃશ્ય દૂર ક્યાંક અંતરાલમાં ઊંડે ગરકતું, દૃષ્ટિગોચરની પેલે પાર જતું જણાય છે. જોસેફને સમજાય છે કે એ વિસ્તૃત પટવાળી અડાબીડ કોઠી ત્યાં અમસ્તી જ ખડી નથી.

પરસેવેથી રેબઝેબ હાલતમાં ઉકળાટ અને ભારે અકળામણ થતી અનુભવી. સામેની એક પલ્લાવાળી બારી ખોલી નાખી. સિસકતી શીતળ હવાની લહેરખી મોં પર ધીરી ધીરી ઝિલાતી, ગેલ કરતી રહી. હવામાન શાતાદાયી હતું. ઊભાં ઊભાં જ ગ્લાસમાંનો બાકીનો શરાબ એ ચસચસાવવા લાગ્યો. રાતનો દસ અગિયારનો સુમાર હતો, કાંડાઘડિયાળ પરથી એવી ગણત્રી કરી. રાતના ખાણાની બિલકુલ રુચિ નહોતી. ત્યાં આકસ્મિક અસંખ્ય તંતુવાદ્યો ત્રાટકતાં સમગ્ર વાતાવરણ ઝણઝણી ઊઠ્યું. સૂરસરોદો સાથે ત્રૂટક રણકઝણક, છુમક છુમક અને કોમળ આલાપ આવતાં સંભળાયાં. ચોતરફ ઘેરો ગુંજારવ ઊમટતો ગયો. સાંકડી બારીમાંથી ડોક બહાર કાઢીને એણે આડુંઅવળું જોવાનો યત્ન કર્યો. છેક ઉપલા મજલે કે પછી છત પર નાચગાનની મહેફિલ જામી હતી. હવે તબલાં પર વાગતી તાલબદ્ધ થાપટો ને તેની ધિનકટ સાથે થનગનતો નૂપુરઝંકાર દૂર દૂર નાસતો, ફરીને અંચકાઈ રણકારા લેતો, રૂમકઝૂમક કૂદરડીઓ ખાતો, વળીવળીને નજદીક આવતો જતો હતો. તાળીઓના ગડગડાટ વચ્ચે હર્ષચિચિયારીઓ ઊઠી, બાદમાં કેટલીક ક્ષણો ચૂપકીદી છવાઈ, સંગીતની છાલક સાથે લલકાર અને રાગરાગિણીઓ છેડાયાં. ચોપાસ ક્યાંક રઝળતી છૂટી પડેલી એક વિહ્વળ સૂરાવલિ જાણે સૃષ્ટિની સુષુપ્તાવસ્થાને ઢંઢોળતી રહી.

જોસેફે નીચે નજર દોડાવી. આટલી ઊંચાઈએથી રસ્તા પરની આકૃતિઓ સાવ વામણી દેખાતી હતી. ચોગાનમાં છત પરથી ઝિલાતાં રંગબેરંગી તેજચકરડાંની વિવર્તલીલા સર્જાતી હતી, અવિરત લબકઝબક થતી, ગતિમાન. તેમાં નાચતી છાયાઓ અને સૂરીલા ગાનની મચતી ધૂમ. ઓચિંતા જ કોઈ અદૃષ્ટ હાથોએ જાણે પીળાશ પડતો પડદો ફેંક્યો હોય એમ સર્વત્ર પારદર્શક એવું ઝગઝગતું આવરણ ફેલાઈ ગયું. અધ્ધરથી આંતરે આંતરે સુવર્ણતાંતણાઓ જેવી જરાતરા ઝરમર ખરતી, ઝરપતી ગઈ. દરવાજા બહારની પગથાર આગળ ઊભેલા મહાકાય લીમડાની પાંદડીઓ પર એવી જ ચમક વિખેરાઈ. તેની પેલી બાજુએ ઝળહળ ઝળહળ થતા શહેર પર, ધોરી માર્ગ પર ઘૂમતાં મનુષ્યોનાં ઝૂંડ પર જાણે સોનેરી ઢોળ ચઢી આવ્યો. ફિલ્મનાં એનિમેશન ચલચિત્રો જેવી સુરેખ ઘાટઘૂટવાળી આકૃતિઓ ને પંક્તિબદ્ધ જતાં વાહનો જાણે પ્રકાશનાં બુદ્‌બુદોમાં ફેરવાઈને તરતાં દૃષ્ટિમર્યાદાની પેલે પાર સરકતાં જતાં હતાં. પેલી છત પરના ચંદરવા તળેના ઝગારાની, ઝાકઝમાળની લાલલીલી ભૂરી તેજરાશિઓની ટીપકીઓ ચોગાનમાં ચક્રાકારે ઊડાઊડ કરતી હતી. તેમાં નર્તકીઓના ઓળાઓનું ટોળું ત્યાંથી લંબાઈને રસ્તાને ઓળંગી જઈ શહેરને વટાવતું એણે આકાશની ઊર્ધ્વ દિશામાં જતું ભાળ્યું. ટમટમતા તારાઓ ખચિત ઝિલમિલ આકાશમંડળ વિરાટ છત્રનો આકાર ધરતું હતું, દ્યુતિમય; પેલા નર્તનનો થડકારો લાગતો હોય એમ તારાઓમાં અવારનવાર તેનો કંપ વરતાતો હતો. જોસેફ મંત્રમુગ્ધ બની જઈ આ રૂપમઢી અજાયબ સૃષ્ટિને નીરખતો રહ્યો. તેને થયું : આ સહસ્ર પ્રકાશધારાએ ધસતી સૃષ્ટિ જ મોતને પ્રત્યેક પળે પાછળ હડસેલી દેતી હતી; ક્યાંક

હૈયાધારણ આપે એવી આસ્થા જેવુંય હતું ખરું ! કંઈક એવા સુખભાર હેઠળ ત્યાંથી ખસીને પલંગ પર એ જરાક આડા પડખે થયો. અંદર મનોમન જોવા લાગ્યો – કંપનીના માલિક સાથે સોદાનું નિપટાવી લેવા પોતાને કટિબદ્ધ થયેલો. એ કામ તાત્કાલિક એની તરફેણમાં પાર પાડી દેવાનું હતું. એની આંખો બિડાયેલી હતી; ઘેનભરી ઊંઘનું ભારણ ઊતરી આવ્યું હતું અને અર્ધજાગ્રત અવસ્થામાં એના કાન પર ક્યાંકથી ઘોઘરો અવાજ એકધારો અફળાયા કરતો હતો : ભીગી ભીગી રાતોં મેં આઓ ના, બરસાતકી રાતોં મેં આઓ ના ... ! વળી એની છાતી પર બેસીને પેલી સુંદરી અટ્ટહાસ્ય વેરતી પલંગ સાથે એને હચમચાવી રહી હતી.

સવારે ઊઠતા ખાસ્સું મોડું થઈ ગયું હતું. બારણું એમ જ અધખૂલું રાખેલુ હોવાથી એને ફાળ પડી. ઉશીકા હેઠળ દબાવેલી હેન્ડબેગને તપાસી જોઈ, નિરાંત વળી. બહાર લિફ્ટના બંધ દરવાજાને અઢેલીને સ્ટૂલ પર બેઠેલો નોકર ઝોકાં ખાતો ઘોરતો હતો. એના સફેદ ગણવેશનો ડગલો ચોળાયેલો, છાતી આગળ રૂપેરી બટનોના ચંદા અને કાંડિયા પર ત્રિકોણાકાર કાળી પટ્ટીઓ. એની રાતપાળી વેળાએ મહેમાનોને ઉપરનીચે પહોંચાડવાના ઉધામાને લીધે લોથપોથ થયેલો. પણ યાત્રીનિવાસ અત્યારે સુમસામ હતું, જાણે નિદ્રાધીન. કોઈની આવજા, કશી હિલચાલ કે ફરકાટ સરખુંય વરતાતું નહોતું. આગલી રાતની ભવ્ય મિજલસના કારણે નિવાસનાં કામકાજ ખોરંભે મુકાયાં હતાં. એમ વિચારતાં ઉતાવળે સાબદો થવામાં પડ્યો. સ્નાનાદિ પતાવીને નાસ્તોપાણી કરી લઈ તાકીદે કંપનીના માલિકની મુલાકાતે ઊપડવાનું હતું. એને આપેલો સમય સાચવવાનો હતો. જ્યારે પેલો નોકર એના ઓરડાના બારણાની ઉઘાડવાસ, કશાક ખખડાટથી કદાચ જાગી ઊઠે. ને કોઈ પણ ક્ષણે એના રફુચક્કર થવાનોય સંભવ હતો. લિફ્ટમાં એકલપંડે ચઢતાં એને કશોક અજાણ્યો ભય જાણે ગ્રસી ગયો. અંગેઅંગમાં ભયકંપ વછૂટ્યો. એટલે સત્વરે બધી વિધિઓ પરવારીને ડગલો ચઢાવી નોટોની થોકડીવાળી હેન્ડબેગ પકડી બહાર નીકળ્યો – કંગાલિયત કરકોલી ખાય એ પહેલાં ન્યાલ થવાની ઘડી હતી એમ બબડતો. આ પછી જ બારેક વાગે ઔરંગઝેબ રોડ પરના અતિથિગૃહમાં હાશકારો લેવા થોડા એશઆરામના ધામા નાખવાના હતા.

જોયું તો બધી લિફ્ટો સ્થગિત હતી, ક્યાંય કશો સંચાર સુધ્ધાં નહોતો. પેલો ગણવેશધારી નોકર ચાલ્યો ગયો હતો. ચોતરફની ભેજવાળી ધૂંધળાશ અને નિઃસ્તબ્ધતા વચ્ચે એ ખોટકાઈને સૂનમૂન ઊભો રહી ગયો. આડીઅવળી નજર દોડાવી, કોઈકની રાહ જોતો હોય એમ એ વકાસતો લાંબો સમય ડાફરો મારતો રહ્યો. આખરે ઊડઝૂડ હડી કરી આવેગભેર સામેની બધી જ ચારપાંચ લિફ્ટોની ચાંપો એક પછી એક ચપોચપ દબાવવા મંડ્યો; થોડી વાર રોકાયો. એકાએક લસરતી, ઊછળતી આવતી લિફ્ટો જાણે અંદરોઅંદર સંતલસ કરીને હુમલો ચલાવવા એક સામટી ખાબકી; હરોળબંધ ઊભી. આપોઆપ ખૂલેલાં બારણાં રાક્ષસી જડબાંઓ જેમ કશુંક હડપવા પહોળાં થયેલાં હતાં. ક્ષણ પર્યંત જોસેફે એનું ડોલાયમાન થતું મસ્તક એક હાથે ઝાલી રાખ્યું. એને થયું : રાતવેળાનું એ હેંગઓવર તો નહોતું ને! એવી સહેજ આળપંપાળમાં પડ્યો. સામે મંડરાઈ રહેલી બધી કૅબિનો ખાલીખમ હતી, કોઈની ચઢઊતર થતી નહોતી. એ દરમ્યાન બારણાં આપમેળે

ભિડાઈ જતા સર્‌સરાટ બધી લિફ્ટો ઊંચકાઈને મથર ગતિએ ઊંચે ચઢતી ઇમારતમાં લોપાતી ગઈ અને નિમેષ માત્રમા અદૃશ્ય થઈ ગઈ. ત્યાથી હઠીને દૂરના નિસ્તેજ ગલિયારા તરફ એ ઘાઘાની જેમ દોડ્યો. બધિયાર દીવાલોને લીધે સકડાશ ભોયરાનો કે પછી મોટા ભડકિયા જેવા ચણતરનો આભાસ ઉપજાવતી હતી આજુબાજુની ભેંકાર નીરવતા એને વળગી પડી થોભીને એણે કાન સરવા કર્યા તો નિકટના ગોળાકાર કોઠાની ઓથમાથી નળના વહેતા પાણીનો ખળભળાટ, સાથે લૂગડા ધોવાની છબછબ અને કકણોના રણકારા સભળાયા, તો માથા પરની છતમાથી બિલિયર્ડની રમતના સટાકાફટાકા રફતે રફતે ઊઠતા સભળાતા હતા, વચ્ચે ખેલાડીઓનો હોહોહો કરતો હસહસાટ આવતો રહ્યો 'ત્યા કોઈ છે ? મારી વહારે કોઈ આવો !' જોસેફે બરાડો પાડ્યો. તેના પડઘાઓ ચોમેર ઘુમરાઈને શમી જતા ફરીથી ભીષણ નીરવતા વ્યાપી ભયત્રસ્ત મનોદશામા હડિયાપાટી કાઢતો એના ઓરડાની લગોલગના જડબેસલાખ બધ બારણાને ઠોકીને હચમચાવવા મથ્યો પરતુ અદરથી કશો હોકારો નહિ મળતા એના એ વ્યર્થ ફાફા હતા એમ ધારીને સીધો એના ખુદના ઓરડામા ઘૂસ્યો. જોરભેર બઝરનુ બટન લગાતાર દબાવતો રહ્યો એણે બક્ષિસ આપેલી એ નોકરની આશાયેશમા. તુરત એ છોડીને બહાવરાની જેમ પેલી સાકડી બારી બહાર ડોકુ કાઢીને એણે બુમરાણ મચાવ્યુ. 'નીચે કોઈ છે ? અરે, હુ અહી પુરાઈ ગયો છુ ! કોઈ ત્યા છે ?' રૂધામણના લીધે એનો અવાજ સ્ફુટ થતા પહેલા જ ઠરડાઈને ગળામા જાણે ઝલાઈદબાઈ જતો હતો. નીચેનો સઘળો વિસ્તાર નિર્જન હતો, રેસ્તોરા, ભોજનાલય અને સ્વાસ્થ્યકેદ્ર બધ હોવાથી એ ઉજ્જડ દેખાવ ધરતા હતા સરિયામ સડકની એક બાજુએ કતારબધ ભારવાહનોનો જમાવડો હતો – બેસુમાર સરસામાન અને સાજસરજામથી ખીચોખીચ લદાયેલો. કોઈકનુ મરણ નીપજ્યુ છે કે શુ ? એમ સ્વગત ગણગણતા ચિત્તમા અરેરાટી ઊપજી

મુલાકાતનો સમય ચૂક્યો તો સદાકાળના ફનાફાતિયા હતા એટલુ તો ચોક્કસ! સર્વનાશ, બીજુ શુ ? નાસ્તો કરવાને તો એની સમક્ષ આખી જિદગી પડી હતી એવા વિચારવમળમા અટવાતો હડેડાટમા ઇમારતની સીડી શોધવા નાઠો અહીતહી, ચોગરદમ કાતરિયા લેતો ને ફરી ફરી ફટાતો, અથડાતો અવાવરુ ખૂણામાની સીડીનો કઠેડો પકડીને શ્વાસ ખાવા થભ્યો ચારપાચ અધારિયા પગથિયા કળાયા; નીચે ઊતરતા આખો ફાડીને જોયુ તો ચકાકારે હેઠળ જતી સીડી પૂરેપૂરી કચરાપટ્ટી, ગાભાડૂચા, પસ્તી અને ભાગ્યાતૂટ્યા ખાટલાના ખડકલાથી ભરેલી હતી તેના પર ઝનૂનપૂર્વક ભૂસકો મારીને તેને વટાવી જવાની વકી કરતા ભગારના ઢગલામા જ ખૂતી જઈ આખેઆખો એ ધરબાઈ જાય એવી દહેશતના માર્યા પગથિયા ચઢી ગયો. વછૂટતી ઘ્રાણના લીધે ગૂગળામણ થતી લાગી, ફફડાટ વધી પડ્યો ક્યાક લથડી ના પડાય તેની સાવચેતીમા દીવાલોને ફફોળતો, તેના આધારે દિશા નક્કી કરતો મૂળ જગ્યાએ પરસાળ તરફ આવી પહોચ્યો. ભયના ઓથારમા બને પગ જાણે પાગળા થઈ ગયા હતા પોતાને હડસેલતો, ઢસરડતો ખાલી સ્ટૂલ પર એ ફસડાઈ પડ્યો. આખો આગળ અધારા કૂડાળાના ગૂચળા ઠલવાતા ગયા. હેન્ડબેગને બને હાથની મજબૂત પકડમા સખત ઝાલી રાખી અચાનક એના માથા પર કોઈકે જોરદાર થાપટ મારી હોય એમ એ હબકી ગયો. 'હામ ભીડીને અદર કૂદી પડ, મૂઆ કશો જયવારો

જો ઇચ્છતો હોય તો ! હજીય કંઈ નાસી ગયુ નથી. પેલો ધનવંત તારી વાટ જોતો બેઠો દેખું છું.' એના ખભા પર જ જાણે ઝઝૂમી રહેલી ડેનીએ ઘૂંઘવાટ કાઢ્યો.

'તારા કહ્યા વગર જ હું ઝુકાવવાનો છુ. આઘી હટ.' જોસેફે છટકાર કર્યો ને મરણિયો બનીને છલાંગ ભરતાંક એણે ખુલ્લી લિફ્ટમાં ઝંપલાવ્યું. એ સાથે જ લિફ્ટ ફટોફટ બંધ થઈ કે એક ધ્રૂજારો ખાઈને ઠેલાતી, કડેડાટ કરતી ઉપર ઊંચકાઈ. અર્ધભાન દશામાં જ એણે ચાંપ દબાવી હશે અને તેમાં પણ ભૂલથાપથી નીચેના બદલે ઉપલા મજલે જવાની એમ એણે ગડ બેસાડી. હવે લિફ્ટ શીઘ્ર ગતિ પકડતી, વણથંભી ઘણાબધા મજલાઓ સર કરતી ઊંચે ધસતી રહી. એકાએક તેને થંભાવી દેવાની પેરવી કરતાં જોયું તો હેન્ડબેગ સાથે ચોંટેલા એના બંને હાથ અક્કડાઈ ગયા હતા, ફફડાટના લીધે કેમેય લંબાવી શકાતા નહોતા; ભયભીત હાલતમાં એનાં અંગોપાંગમાં કંપારીઓ દોડી જતી હતી; એથી કશું પણ કરવાને એ તદ્દન નિરુપાય, અસમર્થ બની ગયો હતો. લિફ્ટ છતને આંબવાની અણી પર હોય એમ એને લાગ્યું – એ જ છત કે જ્યાં આગલી રાતે મહેફિલની રંગરેલ ને એવા જલસાની ધમચકડ જામેલી; નર્તકીઓનું છાયાવૃંદ અવકાશમાં ઊડતું નક્ષત્રમંડળમાં વ્યાપી વળતું એણે દીઠું હતું. ત્યાં એના સાંનિધ્યમાં બેઠેલી સુંદરી, એની સાથળમાં ઓગળી જતો તેનો તલસતો હિનાઝળતો હાથ અને છેલ્લે તેની સંમોહક આંખમાંની તારાકણીની ઝળક; તો પેલી નાઇટક્લબના મંચ પર સંગીતવાદનની સુરાવટો સાથે કાચની જવનિકા પાછળ અર્ધગોળાવામાં યંત્રવત્ ફરતું, વારંવાર લયમેળ સાધતી રમણીનું નગ્ન ધડ – એનાં મનઃચક્ષુઓ સમક્ષ તરી આવ્યાં. બંધબંધાકાર કેબિનમાં ગોંધાઈ ઊઠતાં એના ગળામાં શોષ પડતો લાગ્યો. આકસ્મિક લિફ્ટ ઇમારતની ટોચ પરથી ધડાધડ નીચે લસરતી, ગબડતી જણાઈ – પેલી સીડીની જેમ ચકરાવાઓ લેતી, ચક્કરભમ્મર ફરતી. જોસેફને થયું : આ જીવસટોસટની ઘડી હતી ને આવાં ચકરડાંઓમાંથી ભોંયતળિયે નીકળી જવાનો મોકો હાથવેંતમાં હતો. એથી સોદો પતાવવા એ કૃતસંકલ્પ બની ટટ્ટાર ઊભો. લિફ્ટ બેફામ ગતિએ ઊંડે ઊંડે અગાધ ગર્તામાં જાણે ઊતરતી ચાલી. એના શ્વાસોચ્છ્શ્વાસની ધમણ તૂટુંતૂટું થતી લાગી. ભોંયતળિયે અડી ના અડી કે લિફ્ટ હવે ઊંચે ઊઠતી હતી. છતાંય નીચે ક્યાંક પેટાળમાં ગરકતી હોવાની કે તેનાથી વિપરીત ચઢઊતરની ગતિ અદલબદલ, સેળભેળ થવાની કે સદંતર અંતરિયાળ જ ખોટકાઈને લટકી રહ્યાની કારમી સ્થિતિનો તાગ પામી શકાતો નહોતો; અંદર માત્ર નિરંતરનો એકધારો ઘરઘરાટ હતો. ઝોબો આવતાં તમ્મર ખાઈને એ જાણે અંદરના સ્ટૂલ પર બેહોશ ઢળી પડ્યો, કશી સૂધબૂધ વિનાનો.

એકના સુમારે ભાડાની કાળીપીળી ટેક્સી મારમાર કરતી યાત્રીનિવાસનાં પગથિયાં નજીક થંભી. બારણું ખોલીને જયચંદ એની સંગાથે ડ્રાઇવર અને તેના સાથીને લઈને હડફ કરતો બહાર નીકળ્યો. ત્યારે સડકની એક કોરે હારબંધ ઊભેલાં ભારવાહનો પર બાંધેલાં દોરડાંના ભરડાને મજૂરો ઉખેળવામાં વ્યસ્ત હતા. અસ્તવ્યસ્ત ઉતારેલો સરસામાન અને બીજો અસબાબ પગથાર પર ઠેર ઠેર ખડકાયેલો હતો. કેટલાક જણ માથા પર સજ્જાસામગ્રી અને ફળફળાદિના કરંડિયાઓ ઉથામીને નિવાસના અંતર્ગત ભાગમાં વહી જતા હતા. ભોજનાલય અને રેસ્તોરાંની ભઠ્ઠીઓ સળગી ઊઠી. કમ્પાઉન્ડમાં શહેરી

લાલાઓની ટોળકીઓ ટોળટપ્પાંઓ લડાવતી જિજ્ઞાસાવશ આમતેમ ટરપરિયાં મારતી હતી. યાત્રીનિવાસના કર્મચારીઓ રોજિંદા કામકાજમાં જોતરાતા ગયા. વિશાળ પ્રવેશખંડ અત્યારે ખાલીખમ હતો ને તેને સાફસૂથરો બનાવવાની તૈયારી ચાલતી હતી. આગળ કેબિનના થડા પાછળ મેનેજર બેઠકની ઝૂડઝાપટ કરાવવામાં ભેરવાયો હતો. એને જોતાંવેંત જયચંદે તડી કરી : 'અરે મેનેજરસા'બ, તમને ઉપરાછાપરી ફોન કરીને થાક્યો! લાગલાગટ એક કલાકથી. કોઈ રિસીવર જ ઉઠાવતું નહોતું. ઘંટડી રણક્યા કરતી'તી. રાતોરાત યાત્રીનિવાસ બદલાયું કે પછી ફોન? મારા અચરજનો પાર નહોતો! આ ભાડાની ટેક્સી લઈને જાતે આવવું પડ્યું!'

'ભાઈસા'બ, શહેરના ઓડિટોરિયમમાં અમે સૌ બહુ બિઝી હતા, નોકરિયાતવર્ગ સમેત. મોટો રંગમંચ ઊભો કરવાનો હતો; આખું ભવન શણગારવાનું, રોશનીની રોનકથી ભપકો ભપકો કરવાનો; બીજીય ઘણી સાજસજાવટ કરવાની હતી. માયામીથી શાકીરા આવી રહી છે, એની જોડે વિદેશીઓનું ધાડું આવવાનું છે. પણ અહીં ચોકીદાર તો રાખેલો જ હતો ! કહો, એવું તે શું અગત્યનું કામ પડ્યું? કશી ગરબડ, કશી આપત્તિ?'

'સાહેબજી, અમારા અતિથિગૃહના મહેમાન જોસેફનો મારે સંપર્ક સાધવો હતો. ગઈ કાલે એમનો ઉતારો અહીં કરાવેલો. આપણી વચ્ચે ફોન પર વાતચીત થયેલી. એમના રાતવાસા માટે. એમની પત્ની ડેનીનો મારે ત્યાં ટ્રંક કોલ હતો. સાડા બાર લગી એમની રાહ જોઈ!'

તત્ક્ષણ મેનેજરે જાડા કદનો લાંબોપહોળો ચોપડો કાઢીને ઉથલાવ્યો, પાનાં પલટાવવા મંડ્યો.

'જુઓ અહીં, આ જોસેફ.' કહેતાં વિગતનોંધ પર આંગળી મૂકીને જયચંદને ચીંધી બતાવી. 'હજી સુધી ચેક આઉટ થયા નથી. ખાસ તો તમારી વિનવણી માનીને આ કામચલાઉ ગોઠવણ કરેલી. બાકી નિવાસના તમામ ઓરડાઓ ભેગો એમનો પણ આગમચથી ક્યારનોય બુક થઈ ગયો છે; શાકીરાનો રસાલો નાનોસૂનો નથી તો!'

'કોઈકને ઉપર મોકલો. મળીને એમને અમારી સાથે લઈ જઈએ. ત્યાં પણ સગવડ થઈ ગઈ છે. અહીં તો હવે ભચડાભચડી થવાની છે. અમારી ટેક્સી બહાર ઊભી જ છે!'

દૂર ફરસબંધી પર પોલિશ ઘસીઘસીને ચકચકતી બનાવતા નોકરને મેનેજરે હાક મારી : 'અબે ઘનચક્કર, સાહેબજીકો તીનસો પાંચ નંબરકા કમરા દિખાઓ.' બુમાટો પાડીને એને ત્રણેયની આગળ તગેડ્યો. પંદરમા મજલે પહોંચતાં નોકર હર્ષઘેલો બની ઊઠ્યો : 'સામને દિખતા બંધ કમરાકી બગલવાલા. સાહબ બહુત અચ્છા ઇન્સાન હૈ. મૈંને સલામ મારી તો મુઝે તગડી બક્ષિસ હાથમેં થામ દી.' એ સાંભળીને આડેધડ વધતા સાથીએ ડ્રાઇવર તરફ છૂપી આંખમીંચકારી કરી – એ નોકરની ટીખળ ઉડાડવા. અંદર પ્રવેશતાં પહેલાં જ બારણાં વચ્ચે સૌ આશ્ચર્યમૂઢ થંભી ગયા. આખો ઓરડો નાનાંમોટાં પેટીપટારા અને ઇસ્કોતરાથી ઠસોઠસ ભરેલો હતો. તેમનાં પર છેક છતને અડીને ભાતીગળ ચિતરામણ કરેલી ટ્રંકો, અંગપ્રસાધનો રાખવાની અવનવી બેગો અને બિસ્ત્રાઓ ઠઠાડી દીધેલાં; તસુભર ખાલી જગ્યા નહોતી. એટલામાં લોખંડી ચાપડા ભીડેલી, તાળું લટકાવેલી મજૂસને ચારપાંચ મજૂરો ગરગડીઓ પર ખેંચતા, ધક્કાવતા

ઓરડામાં કેમ કરી ઘુસાડવી તેની વેતરણમાં હતા.

'અધધધ, શાકીરાનો આ સામાન તો બહુ અફલાતૂન છે ને કંઈ!' સાથી મોં ફાડીને ટગરટગર જોતો રહ્યો.

'એ તો એના સાજિંદાઓનો હશે. મેડમનો એનાથીય ચઢિયાતો હોવાનો.' ડ્રાઇવરે અટકળ લડાવી.

'ખોટી લમણાંઝીંક મૂક. એના કાફલાનો, મતલબ એનો જ કહેવાય. બધું એક સરખું !' સાથીએ તુરંત જાણે ચુકાદો આપ્યો.

હજીય અવાક્ રહી ગયેલો નોકર શૂન્ય ભાવે એમના તરફ ટસટસી રહ્યો હતો : 'કમરાકી સાફસૂફી મૈંને કીથી, તબ તો ખાલી પડા થા. દરવાજા ભી ખુલ્લા હી થા!'

ઓચિંતા જયચંદની ચકોર દૃષ્ટિ ખૂણામાં પડેલા વાટના ભોટવા પર ટકરાઈ કે ચીલઝડપે તેને ઉઠાવી લીધો. એમ કરવા જતાં ભારેખમ સૂટકેસને એનું ઠેબું વાગ્યું. એ સહેજ ચમક્યો.

'જયચંદજી ભારે ખેપાની, એમનો પીવાનો ચસકો તેવતેવા ખુરાંટને આંટીઓમાં ભિડાવી દે એવો તેજતર્રાર. આજ તો જરૂર જયાફત ઉડાવીએ!' કહીને સાથીએ ડ્રાઇવર સામું આંખો ઉલાળી.

'પહેલાં તો આ સૂટકેસને ખોલી નાખો જોઉં.' જયચંદના પડતા બોલ સાથે જ બંને જણ કળોની તોડફોડ કરવામાં મચ્યા. બળજબરીથી ઉપલું ઢાંકણું આંચકીને પહોળું કરી ઉઘાડી નાંખવાની ગડમથલ ને ઘાલમેલ ચલાવી. એમ કરતાં અંદર હાથ સેરવીને ડ્રાઇવરે ફેંદાફેંદી કરી, બધું અવળસવળ કર્યા પછી ચીવટતાપૂર્વક સમુંસરખું રાખી દીધું.

'કપડાંલત્તાંથી ભરેલી છે, ઠીકઠાક રાખ્યું. હતું તેમ અકબંધ.'

'લોચાલબાચા સિવાય તેમાં કશું નથી. માળો કંગાળ નીકળ્યો.' સાથીએ તુચ્છકાર કર્યો.

'પણ એ મહાશય ગયા છે ક્યાં? એમની ચીજવસ્તુઓ આમ રખડતી રાખીને! બારણાંય નોંધારાં ખુલ્લંખુલ્લાં. એટલે શ્વાસ લેવા જેટલીય જગા છોડી નથી. પછી રહેવાસૂવાની તો વાત જ ક્યાં રહી? સૂટકેસને ઉપાડીને ટેક્સીમાં લાદી દો. બપોર વેળાનું ભોજન લેતા હશે કે પછી શહેરમાં ધંધા પાછળ રઝળપાટ કરતા હશે – માથે અનેકગણી પળોજણો ખરી ને! તો પણ કમ્પાઉન્ડમાં તપાસ કરી જુઓ.' જયચંદે નિર્દેશ કર્યો.

લિફ્ટમાં ભોંયતળિયે જતાં સૌની પછવાડે નોકર વીલે મોંએ અદબવાળી રહ્યો. પછી નીચે ઊતરીને ગમગીનીને હઠાવવા મથતો ફરસને ઘસીઘસીને ઊજળી કરવા મંડ્યો.

'અરે મેનેજરસા'બ, એ ઓરડો તો ગોદામ છે, કશોક ગોટાળો થયો લાગે છે.' જયચંદે મેનેજર પર કચવાટ કાઢ્યો. 'પોતાના માણસ સમજીને તમારા પર વિશ્વાસ બેસાડેલો. અમારા મહેમાનની એક રાત પૂરતી સારસંભાળ રાખવા અહીં બંદોબસ્ત કરેલો. એમની ગાંઠે જોખમભરી કીમતી વસ્તુ હતી. એમની ઉઠાંતરી તો નથી થઈ ને? તફડંચી! અહીંના વ્યવસ્થાતંત્રમાં કશીક ખામી છે, રતીભર સહીસલામતી નહિ, નરી લાપરવાહી!' છેલ્લે એનો ઘાંટો ધૂંધવાટ અને ક્રોધાવેશમાં તણાઈ ગયો. મેનેજર એને શાંત પાડવા, દિલાસો આપવા આકુળવ્યાકુળ બની ઊઠ્યો; ઉદ્વેગ અને વિક્ષોભમાં ગેંગેંફેંફેં

કરતો રહ્યો : 'અબઘડી હું ભાળ કઢાવું છુ.! ભાઈસા'બ, થોડી તો ધીરજ ધરો.'

કશુંક અઘટિત બન્યું હોવાથી હોબાળો મચ્યો, નોકરવર્ગ થડા ફરતે ઘેરાઈ વળ્યો. અંદરોઅંદર ગુસપુસ ચાલી. ભાવાવેશમાં લિફ્ટવાળો નોકર સૌની આગળ કૂદી પડ્યો : 'લેકિન મૈંને સુબહમેં તો ઉનકો અપને કમરેકે સામને ટહલતા દેખા થા.' સફાઈદાર ગણવેશમાં હવે એ નવેસરથી સ્ફૂર્તિભર્યો, ટિપટોપ દેખાવા મથ્યો. ત્યાં ચોકીદાર જુસ્સાભેર ધપતો એની સાથે જોડાયો : 'સારા નિવાસ ખાલી કરાને કે બાદ કલ ઉનકો હી ઠહરને દિયા થા. કિંતુ ઉનકો બહાર નિકલતે મૈંને દેખા હી નહીં.'

મેનેજર ભભૂકી ઊઠ્યો, આક્રોશમાં મુક્કો ઉછાળી થડા પર પછાડ્યો ને તાડૂક્યો : 'તત્કાલ સારા નિવાસ છાન મારો, અભીઅભી.' પછી એ જયચંદને રીઝવવા, પટાવવા તલપાપડ બની ઊઠ્યો. 'જુઓ ત્યાં, પેલી બાજુએ' કહેતાં હાથ લંબાવીને પ્રવેશખંડની બહારની દિશા બતાવવા એણે એક આંગળી સીધી કરી, ચપળતાપૂર્વક હવામાં એણે આડો લિસોટો કર્યો. દૂર કમ્પાઉન્ડની લાંબી દીવાલ પર કચકડાની ફિલ્મપટ્ટીની જેમ કતારબંધ શાકીરાની અસંખ્ય છબીઓનાં પોસ્ટરો ચોડેલાં હતાં. 'એના ભવ્ય સમારોહનું આયોજન કર્યું છે અમારા સંચાલકોએ. અઠવાડિયા પહેલાં જ આગમચથી બધી ટિકિટો ખલાસ થઈ ગઈ. જગમશહૂર પોપસિંગર આપણા આંગણે આવી રહી છે. આખું શહેર ઊમટવાનું. ભારે પડાપડી થવાની. દર્શકોની હકડેઠઠ જામવાની છે. તમારા સારુ ચાર ટિકિટો આજ સાંજ વેળા તમને પહોંચાડી દેવાશે. તમારા એ મહેમાન માટેય ખાસ. વધારાની બેઠકોય ગોઠવી લેવાશે. તમને મારું ભાવભીનું નિમંત્રણ છે. આવો મોકો ચૂકશો નહિ.' મેનેજરે આગ્રહ કર્યો.

જયચંદ હજીય એકીટસે બહાર ટીકી રહ્યો હતો. ડ્રાઇવર અને એના સાથીએ ભારેખમ સૂટકેસને કારની ડિકીમાં લાદી દીધી અને રેસ્તોરાં, ભોજનાલય તેમ જ સ્વાસ્થ્યકેંદ્રને ખૂંદી વળ્યા. જોસેફનો કશો પત્તો નહિ મળતાં પાછા ફરીને કારના બારણાંને અઢેલીને ઊભા; જયચંદની રાહ જોતાં મોજમાં સિગારેટના ગોટેગોટ ધુમાડા ઉડાડવામાં તલ્લીન થતા ગયા. ત્યારે યાત્રીનિવાસની બધી લિફ્ટોને ભોંયતળિયે ઉતારીને નોકરવર્ગે એની ઝાડઝૂડ, સાફસૂફી ચલાવી. કેટલાકે ઇમારતના ખૂણેખાંચરે ખાંખાંખોળાં કરી લીધાં. તો સીડીની કચરાપટ્ટીનો ઢગ, ભંગારને ઉથલાવીને ફેંદાફેંદી કરી; બધે હોહા ને ઊથલપાથલ મચાવી.

'શાકીરાની વ્યસ્તતાનો પાર નહિ.' મેનેજરનો ઉત્સાહ, તાલાવેલી વધી પડ્યાં, 'ખબરપત્રીઓ એની મુલાકાત લેવા મહિનાઓ લગી એનો પીછો પકડીને ટળવળિયાં મારતાં ફરે, મરી ફીટે. પણ વ્યર્થ. ફૂટતી વયે જ અઢળક સાહ્યબીમાં આળોટતી થઈ, માલામાલ થઈ ગઈ. બીજાઓને એટલું રળવા દાયકાઓ લગી વલખાટા મારવા પડે. નાનપણમાં જ એને પાક્કી ખાત્રી, એ જગવિખ્યાત થવાની હતી તેની. એ કેવી રીતે અને શાના માટે તે તો જાણતી જ નહોતી. એ એની નિયતિ હતી! કહેવાય છે – નાચગાન ના કરે ત્યારે એ ભાગ્યે જ જીવતી હોય છે! કહે કે – ગાતીવેળા મને પ્રેક્ષકોની આંખોને જોવાનું વધુ પસંદ. ક્યારેક કદાપિ નહિ જોયેલા ચહેરાઓ તેમનામાં એને દેખાય. પણ એ બધા એના જૂના મિત્રો હોવાની યાદ આપે. એક વખતે વર્ષો પહેલાં મૃત્યુ પામેલાને એણે એમ ઓળખી કાઢેલો. બીજી વેળા એને એવો અહેસાસ થયેલો કે કોઈક પરલોકમાંથી કે

પછી બીજી જ જીવસૃષ્ટિમાંથી એને ટગરટગર જોઈ રહ્યું છે. કહે કે – આખી રાત એના સારુ ગાતી રહી. આવો બીનાઓ પાછળ એના જેવી મહાન હસ્તીઓનું કાં તો પ્રેરણાબળ રહ્યું હોય છે કે પછી એમનો વિનાશ. ગમે તે હો, શાકીરા એક લેજન્ડ છે, મહેરબાન!' મેનેજર એમ મોંભર પ્રશંસા કરતો રહ્યો. એ સાંભળીને જયચંદની મુખમુદ્રા મરડાઈને રુક્ષતા ધરતી ગઈ. એથી મેનેજરે અચાનક પલટી ખાધી. 'તે પેલા મહેમાન ઊંઘમાં ચાલવાના રોગથી પીડાય છે કે શું ?'

'કોણ જાણે ? પાછા આવે તો કહેજો કે એમની પત્નીનો મારા પર સંદેશો હતો. ટેલિફોનની લાઇનમાં બહુ ગરબડ હતી. કંઈક અકસ્માત કે પછી ચમત્કાર એવું સાંભળેલું. એમને જલદી ઘેર પાછા જવાનું કહેજો. અને હા ... એમની સંપદા અમારી સાથે અતિથિગૃહમાં લઈ જઈએ છીએ. એમને તસ્દી ઉઠાવવી ના પડે એટલે!' કહેતાં જયચંદે ફુસફુસાટ કર્યો : 'બહુ ગાંડાંઘેલાં ના કાઢશો! શાકીરામાં ડૂબી જઈને!'

'અરે, આખું શહેર એની પાછળ ગાંડુંતૂર બની ગયું છે, ભાઈસા'બ.' મેનેજરે જયચંદની પીઠ પાછળ ઘાંટો પાડ્યો.

આમ પતાવીને જયચંદ હાથમાં વાટનો ભોટવો ઝુલાવતો ભાડાની ટેક્સી તરફ ઊડમૂડ આગળ વધ્યો. ત્યાં સામેની દીવાલ પર ચોડેલી છબીઓમાં કાળાભમ્મર વાળનાં જુલફાંઓ વચ્ચેથી શાકીરાનો મોહક ચહેરો દીપી ઊઠતો હતો – દીપ્તિની દિવ્ય રેખાઓ ઝલકાવતો. જયચંદ ત્યાંથી પસાર થઈ ગયો.

## રાધેશ્યામ શર્મા

°

# અરીસાની પાછળ પહોંચેલા ભૂતકાળને નિમંત્રણ!

વ્યાસોચ્છ્વાસ, લે. દિલીપ ઝવેરી - બી/૧૪, વંદના એલ. બી. શાસ્ત્રી માર્ગ, હાઈવે નાકા, નવપાડા, થાણે - ૪૦૦ ૬૦૨ કિંમત : લખી નથી.

Works of art and literature are not an entertainment or a diversion to amuse our leisure, but the one serious and enduring achievement of mankind – the notches on the bank of an irrigation channel which record the height to which the water once rose.

– Gerald Brenan

કેવળ મનોરંજન માટે, નવરાશને વિસ્મિત કરવા કળાસાહિત્યની અમર કૃતિઓ સર્જાઈ નથી, પાણી કેટલી ઊંચાઈએ પહોંચેલું એનો કીર્તિ-માનદંડ દર્શાવતી ગંભીર મનુજસિદ્ધિ છે. કૃષ્ણદ્વૈપાયન વ્યાસનું મહાભારત અથવા ભારત મહાકાવ્ય-પુરાણ આવી શાશ્વત કક્ષામાં પ્રતિષ્ઠિત છે.

કેટલી બધી વાર 'ક્લિશે'(cliché)ની હદે જઈ કહેવાયું છે કે જગત સર્વ વ્યાસોચ્છિષ્ટ છે. સમસ્ત માનવજીવનની ગહેરાઈ અને ઊંચાઈને એના ઉત્કૃષ્ટનિકૃષ્ટ આયામોમાં વ્યાસપરંપરાએ અખિલાઈપૂર્વક માણીને પ્રમાણી છે કે મહાભારત બહાર કશું નથી. એમાં બધું આવી ગયું. એમાં ના હોય તેવું બધું નાતબહાર. પણ ભૂલવું ના જોઈએ કે નાતની વાડી બહાર પણ નભોમંડળ છે, તારાઓ છે, ઉલ્કા સાથે ઉલ્કાપાતો છે, ગુલાબો છે, કાંટા પણ છે. નવલકથા છે, નાટ્યકળા છે, કવિતા છે, 'ગણ્યું વિણાય નહિ, વીણ્યું ગણાય નહી' એવી વિપુલ તેમજ વિરાટ સંભાવનાની સૃષ્ટિ છે. સંભાવનાના અંકુરમાંથી સર્જક કશુંક અનવદ્ય સંરચન, સંમંચન સાધવા અજંપાની વૈભવી વેદના ભોગવતો હોય છે.

કવિ દિલીપ ઝવેરીનું 'વ્યાસોચ્છ્વાસ' પુરાણકાવ્યપરંપરાના અચ્છોદ સરોવરમાંથી પ્રેરણા લઈ સમકાલીન આવર્તોવિવર્તોના જાગતિક પરિપ્રેક્ષ્યમાં પ્રકટેલું નાટ્યગંધી કથાકાવ્યકમલ છે ! એને કૉમિક પૅરડિના કથોપકથન રૂપે માણી શકાય, અનોખી ગદ્યલયભંગિમાયુક્ત કવિતા લેખે જાણી શકાય અને નાટ્યશાખાની બહુલ મંજરીઓ સ્વરૂપે પણ અવશ્ય ચકાસી, પ્રમાણી શકાય. વિભિન્ન શાસ્ત્રપ્રસ્થાપિત વાઙ્મય પ્રકાર(genre)ની સરહદ અતિક્રમવાની એની ત્વરા અને સજ્જતા સુજ્ઞ ભાવકને પણ

દિગ્મૂઢ કરે એવી છે. નાટકનો સુરેખ દેખાવ છે, સંવાદ જેવું મુદ્રણ છે, કૌંસમાં પાત્રો માટેની પ્રસંગાનુવર્તી સૂચના છે, પ્રકાશનિર્દેશો છે અને છતાં સર્વાંગસંપૂર્ણ પરફોર્મ થાય એવી ભજવણી આડે કેટલાક અવરોધો છે. છતાં પંચરાઉ ખીચડિયું સ્વરૂપ પ્રકર્ષક છે.

લેખન અંતર્ગત વર્ણનોમાં ડ્રામેટિક એક્શન, ક્લાઇમેક્સ બધું છે પણ સર્વોપરિ છે મહાકાવ્યનાં દશાંગુલ ઊર્ધ્વ ઉદાત્ત પાત્રોને આજના, આધુનિક સંનિવેશના પ્રકાશમાં ગરિમાવિહોણી ક્યારેક તો ક્ષુદ્ર, અશ્લીલ કે બીભત્સ દશામાં રમતાં મેલવાની કર્તાની – મેલી નહીં – પણ નિર્મમ મુરાદ અને નિર્મળ મહત્ત્વાકાંક્ષા. આવા વસ્તુલક્ષી સાહસને હજુ સુધી બિરદાવવાનું કોઈને ક્યાંય સૂઝયું નથી એ તો ઠીક, ગાલિપ્રદાન કે નીતિરક્ષાના ઓઠે વ્યંગપ્રહાર પણ સંભવ્યો નથી એ સ્ટેઇટ ઑફ આર્ટની નિઃશુક્તા પ્રદર્શિત કરે છે.

ભાષા-શૈલીની લવચીકતા ભાવોપચયની સમાંતરે બરાબર વિચરી છે. શિષ્ટ, ગ્રામ્ય, બોલી, ઉપશિષ્ટનાં સ્થિત્યંતરો મૂળ પાઠને પઢીને જ અનુભવી શકાય. પ્રસંગ પાત્રાનુરૂપ પરિવર્તનો પરિચ્છેદોને નિઃક્લેશ સુખદ અર્થવાહી ગદ્યલયપર્વ કહેવા પ્રેરે તેવાં છે. હિન્દી-ઉર્દૂ-અંગ્રેજી શબ્દોની ગુજરાતીમાં મિલાવટ પણ રસાવહ છે.

વ્યાસને અહીં વ્યાસસર, દ્રૌપદીને ફાલ્ગુની, યુધિષ્ઠિરને ધર્મેશ, ભીમને પવન, અર્જુનને વિજય, નકુલને અશ્વિન, સહદેવને જોશી અને કૃષ્ણને કરસન પટાવાળાના ચતુર્વિધ – પાત્રવેશમાં 'ફિટ' કરવાની કર્તાની કરામત સાદ્યંત કુશળ પુરવાર થાય છે.

ફાલ્ગુની ઉર્ફે દ્રૌપદી નાટ્યારંભથી જ પોતાની ઘવાયેલી લાગણીઓ કાબૂમાં રાખી નથી શકતી ત્યારે અશ્વિન યાને નકુલના મુખે નાટ્યકારે બોલાવ્યું છે (પૃ. ૮) :

આપણે અહીં નાટક કરવા ભેગાં થયાં છીએ – કલાકારે પોતાની અંગત લાગણીઓને બાજુએ રાખીને રજૂઆત કરવાની હોય છે.

(અહીં બર્ટોલ્ટ બ્રેખ્ટ હોય તો વાંધો આવે કેમ કે તેઓ તો ફાલ્ગુનીનું પાત્ર ભજવતી વેળા દ્રૌપદીએ પોતે દ્રૌપદી છે એ ના ભૂલવાનું સૂચવે !)

ટેબ્લો

કે. સચ્ચિદાનંદને 'વ્યાસોચ્છ્વાસ' દિલીપ ઝવેરીએ એટલા માટે અર્પણ કર્યું કે કૃષ્ણદ્વૈપાયનના આદિવાસી મૂળ રૂપ તરફ તે દોરી ગયા. એ સંદર્ભે કૃતિનું પૃ. ૪૦ જોવા જેવું છે :

વ્યાસસર : શુક્રગુજાર હૈ હમ આદિવાસી આપકે, ઈસ લિયે. બાકી કોઈ પણ ક્ષણે આ બધું છોડીને, હાથમા કલમકાગળ લઈ જંગલને ખોળે કે નદીકિનારે હોડીની કોખે માથું મૂકી નાટક લખતા રહેવા માટે તૈયાર જ છું. કોઈનાય ઉપકાર વિના મળશે બટકું રોટલો, ઘૂંટડો પાણી, ખુલ્લી હવા અને ગઝલનો સાથ. એક મુફલિસ કવિને એથી ઝાઝું શું જોઈએ ?

તિર્યક રીતે નૈતિક નિસ્બત છતી કરતું આ નાટક સ્વયં કૃષ્ણ અર્થાત્ કરસનમુખે વ્યાસ(સર)ની આમન્યા પણ તોડાવી આપે છે (પૃ. ૪૨). કેવી રીતે ?

કરસન : પણ હાંભળો તો ખરા મારી વાત ! પોલીસવાળાઉને તો હરામનું ખાવું જોયે. તો રાંડનાઉ ગમે એને તાણી કાઢીને ઝાલે. ટેમ આવે તો સાયેબ ! કોઈ દી તમનેય માંય ઘાલી દ્યે.

આ સંવાદ પછી અશ્વિન (નકુલ) કરસનને ટપારે છે ત્યારે કરસન સુણાવે છે : (પૃ. ૪૩) :

કેમ? વ્યાસસાયેબ માણહ નથી મારી જેવા? અને પોલિસની હામે સાયેબ ને સાઇસ એક જ સિક્કાના

મૂળ કૃતિની ઊર્ધ્વ પ્રકૃતિને તદ્દન માનુષિક સ્તરે અવતારવાનું કૃત્ય અન્ય પાત્રોના પ્રવર્તનમા પણ કોતરાયુ છે.

ભીમ (પવન રૂપે) અર્જુન-વિજયનુ સરનામુ, દ્રૌપદી-ફાલ્ગુનીને એક જ ઉદ્ગારમાં સમેટી દે છે (પૃ. ૪૨) :

પવન · એના ભાગ્યમા તો ભટકવાનુ જ લખ્યુ છે હશે રખડતો ક્યાક ચિત્રાગદાની ગોદમા, ઉલૂપીના લેપમા, સુભદ્રાની સોડમા

મેકઅપ મેન કનુ ફાલ્ગુનીની (દ્રૌપદીની) નજર નીરખી બોલી ઊઠે : 'હાય ! હાય! આસમાનથી ખુદા દેખે તો ઉસકાભી ઈમાન પિઘલને લગે.' (આ ઉક્તિ હસરત જયપુરીના ફિલ્મી ગીતની કડી સાથે સાકળી આપે, 'નીકલા ન કરો તુમ સજધજ કે ભગવાન કી નિયત ઠીક નહી!') ભીમ પણ પવનના પાત્રમાં મહમદ રફીનુ ગીત જ ફાલ્ગુનીને તાકી લલકારે છે : 'દિલને જિસે પાયા થા, હાથોને ગવાયા હૈ'. તો પૃ. ૨૩-૨૪ પર દુર્યોધન 'મોના ડાર્લિંગ' બોલતો વિલન અજિત વત્તા 'શોલે'નો ખલનાયક ગબ્બરસિંહ વરતાય છે. (આમ નાટકચેટક સિનેમાલીલાભવાઈના તત્ત્વોનું બહુરૂપી પોપકોલાજ કર્તાએ યોજ્યું એટલે ભાવની રસનિષ્પત્તિ પણ છિન્નવિચ્છિન્ન થવા દેવાનો ઉપક્રમ હોઈ શકે.)

ઘુવડને ગુરુપદે સ્થાપતો અશ્વત્થામા ઢપલી વગાડી નાચતો લાંબું ઉલૂકસ્તવન ગાય છે જેમા આ બે પક્તિઓ યાદગાર :

ચરકતા કાગડાને માર્યા, ઘુવડરાય,
કાગડાને મૂતરતા માર્યા, ઘુવડરાય

ઉત્તરાને રાતે મા પૂછે : 'અર્જુનને પરણવુ છે?' અને સવારે તો બાપાજી કહે : 'ઉત્તરા! પગે પડ સસરાજીને ... પછીનુ વર્ણન ઉત્તરાના દેહાનુભવનું અવિસ્મરણીય 'ભેગી મળીને દાસીઓ વાટકીમા આંગળી બોલી મધ ચખાડે અને પહેલી જ વાર સાથળ વચ્ચે ઊનુ ઊનુ મધ જાડુ ... ' ત્યાર પછીના જ પરિચ્છેદમાં અભિમન્યુનુ શબદર્શન ! પૃ. ૧૫ અને પૃ. ૨૮ પર આવતી શિશુપાલવધની ઘટના અતિશીઘ્ર સંકલનથી નાટ્યાત્મક ક્ષણોને ઝડપવાની રીતિ પેશ કરે છે.

એવુ જ પૃ. ૨૯ પર ફાલ્ગુનીના અવાજમાં આવતું વનવર્ણન ભયમિશ્રિત વિસ્મયનું ઉત્તમ ઉદાહરણ છે. કાળિયારની ખાલનો ચળકાટ, રમકડાઘડિયાળમાંથી નાસી છૂટેલી પળો જેવા વજન વિનાનાં પતંગિયા – આવા કાવ્યસંભૂત કલ્પનો કેટલાં તરારતાજાં છે.

કૃત્યારભે ધર્મેશ-યુધિષ્ઠિર કહે છે કે 'ક્યાં મહાભારત અને ક્યાં આ લવારી ?' અરુચિસંપન્ન ભાવક પણ 'વ્યાસોચ્છિષ્ટ'ને લવારી કહી શકે. પણ અશ્વિન-નકુલમુખે એનો ફોડ સહેદવભેળો મળ્યો છે : (પૃ. ૯)

સબ્લાઇમ એન્ડ ગ્રોટેસ્ક ઉદાત્ત અને અભદ્ર શાશ્વત અને ભગુર બીભત્સ અને સુદર મહાભારત – એક 'દ્વદ્વ સમાસ'

પૂર્ણાહુતિ વેળાએ વ્યાસસરે સમાપન કર્યુ છે ઊર્ધ્વબાહુ થઈ જાણે. અહીં જ નાટક અને જીવન વચ્ચેના સીમાડા ભૂસાઈ જાય છે. જોશી કહે છે. (પૃ. ૪૪) :

સત્ય છે કેવળ ભ્રાંતિ અને સ્વપ્ન રહે છે સદા અધૂરું.

ત્યાં જ વ્યાસસર ઉવાચ (પૃ. ૪૫) :

અને એટલે જ છે સનાતન આ મહાભારત.

વ્યાસનું ઉચ્છિષ્ટ, જૂઠું, એઠું હોય એટલે દુર્ગન્ધનો વધુ પાસ અનિષ્ટો સાથે આ સમકાલીક રચનાને પણ બેઠો હોય તો તે નિર્વાહ્ય છે. રચનાના અંતની કમાલ એ છે કે કૃષ્ણનાં ચતુર્વિધ સંકર કહાર સ્વરૂપો (૧, કનૈયાલાલ; ૨, કાનજી; ૩, કનુ; ૪, કરસન) યુધિષ્ઠિરને સંબોધી નગ્ન ... સત્ય ઉચ્ચારે છે :

'આ નર્ક છે.'

પરંતુ યુધિષ્ઠિર કૃષ્ણને પણ વિદાય આપી નર્કને ભ્રાન્તિ કથી પ્રેમને જ સર્વોત્કૃષ્ટ પદે વિજ્ઞાપિત કરે છે.

કવિનાટ્યકથાવિદ દિલીપ ઝવેરીને બાવન પાનાંમાં મહાભારત ભરવાના સર્જનકર્મયોગ માટે સહૃદય સાધુવાદ તો વાચક માત્રે આપવા જ ઘટે. પણ આટલી ટીકા સાથે કે સંસ્કૃત નાટકની પરંપરાને અદબદ અનુસરી અતિ'પ્રેમ'ભર્યું મધુર સમાપન કરવાનું સમાધાન નિવાર્ય નહોતું જ?

## કિશોર જાદવ

°

## પત્રાંશ

... હમણાં જ એતદ્ જુલાઈ-સપ્ટેમ્બર, ૦૩નો અંક મળ્યો. આનંદ અને આભાર વ્યક્ત કરું છું. રસિકભાઈએ બાંધેલી પૂર્વભૂમિકા સાથે સુરેશભાઈના બે પત્રો – જે ગુલાબદાસને સંબોધાયેલા છે તે અત્યંત મહત્ત્વપૂર્ણ છે – વાંચીને ખરેખર આનંદ અને આઘાતની લાગણી અનુભવી. આ પત્રો શા માટે આજ સુધી ગુલાબદાસે દબાવી રાખ્યા ? એ એક મૂંઝવતો પ્રશ્ન છે; બીજું કે પ્રથમ પત્રના અંતે સુરેશભાઈએ લખ્યું છે કે 'રસિકને આ વંચાવજો' તો પછી આમ કેમ બન્યું ? 'કિંચિત્'નો સુરેશભાઈ પછી બીજો વાચક હું હતો; તેને પ્રેસમાં છાપવા અર્થે – 'ગૃહપ્રવેશ' માટે - પ્રેસવાળાને ત્યાં સુરેશભાઈની હસ્તલિખિત પ્રત લઈ જનાર હું હતો, તેની સાથે પ્રવેશક – 'રમણીય રૂપસૃષ્ટિમાં' – ને પણ હું જ લઈ ગયેલો. વિનાયક પુરોહિતનો સંસ્કૃતિમાં પ્રગટ થયેલો વિવેચનલેખ અમે સૌ મિત્રોએ ભોગીલાલ ગાંધીને ત્યાં ચર્ચેલો ને તેની સામે ઉચિત પરિપ્રેક્ષ્યમાં મૂલ્યાંકન કરતો રામપ્રસાદ બક્ષીનો લેખ 'મનીષા'માં પ્રગટ થયેલો. મને આશ્ચર્ય એ વાતનું થાય છે કે આ લેખનો ક્યાંય કોઈએ આજ સુધી ઉલ્લેખ કર્યો નથી. એ લેખ ચર્ચાયો પણ નથી. વિનાયક પુરોહિત સાથેની ઝપાઝપીમાં પણ એ તરફ રસિકભાઈએ ધ્યાન દોર્યું નથી. એ પ્રૌઢ વિવેચકનો વિદગ્ધ લેખ હતો. જુગુપ્સા વિશે તેમણે નોંધપાત્ર ચર્ચા કરી છે.

સુરેશભાઈના બીજા પત્રમાં એરિક ન્યૂટનના વિધાનને ટાંક્યું છે તે વિધાન એરિક ન્યૂટનના પુસ્તક Meaning of Beauty માંથી સુરેશભાઈએ ઉદ્ધૃત કર્યું છે; તેના ઉત્તરમાં ગુલાબદાસે તેમના પુસ્તક 'સાહિત્ય, તત્ત્વ અને તંત્ર'માં ચર્ચા કરી છે પણ તે બહુ ઉભડક છે. (એત્યેન) સૂરિયોને તેમણે ટાંક્યો છે; ગુલાબદાસને તેમાં કશું મોંમાથું ના મળે. તેમના એ સંદર્ભ – વિચારવસ્તુને આગળ વધારવા સુરેશભાઈએ હર્બર્ટ રીડના Modern Art પરના પુસ્તકમાંથી એક લેખનો અનુવાદ પ્રગટ કરેલો. પણ તેઓએ જ તે લેખનો પાછલો ખંડ પડતો મૂકેલો. મેં તેમને લખેલું કે એ પૂરેપૂરો અનુવાદ કરો. પણ તેમણે અદ્ધરતલ્લે જ રાખેલું. સૂરિયો સાથે વિશેષ પ્રકાશ પાડવા એ લેખથી તેઓ પરિપૂર્તિ કરી શક્યા હોત. ગુલાબદાસ ગૂંચવાય તે બહુ સ્વાભાવિક છે ...

ઘણા લોકો આપણી પાસેથી ગાંગડા જેવી જ અપેક્ષા રાખે છે. એઓ ધારે ત્યારે આપણને મોઢામાં મમળાવી શકે, આપણને ચૂસી શકે, આપણું ચૂર્ણ કરી શકે. પણ આ બધી સ્થિતિમાં આપણે આપણી મધુરતા છોડવાની નહીં. આમ છતાં આપણી મધુરતાની માત્રાથી એમને કદી સંતોષ થતો નથી.

– *સુરેશ જોષી (ઇદં સર્વમ્)*



આપણે સત્યથી ડરીએ છીએ,
નસીબથી ડરીએ છીએ
અને
એકબીજાથી ડરીએ છીએ
– *એમર્સન*

## 'એતદ્' ૧૫૫-૧૫૬ (ગતિમુક્તિ ∘ રાજેન્દ્ર શાહ)માં મહત્ત્વના સુધારા

| પાનુ | પંક્તિ | ભૂલ | સુધારો |
|---|---|---|---|
| ૫ | ૧૧ | મમતાનો | મનખાનો |
| ૬ | ૨૬ | વાસનાપાસની | વાસનાપાશની |
| ૮ | ૨ | રહે | ટકે |
| | ૩૪ | જાગૃત | જાગ્રત |
| ૯ | ૨૪ | ઊણું | ઊણું ઊણું |
| ૧૧ | ૧૫ | તારું છે? | તારું છે. |
| ૧૨ | ૨૦ | ઢીંગરાઈ | ઠીંગરાઈ |
| ૧૪ | ૬ | જાય છે. | જાય છે. ત્યાં અંદરનો દીવો રાણો થાય છે. |
| | ૧૭ | પડી કે હવેલીમાં | પડી ને કે હવેલીમાં જરીકસબનો ચંદરવો |
| | ૩૪ | ઘાટે | ઘાટે ઘાટે |
| ૧૫ | ૩ | રૂમાબાની | રૂમાલાની |
| | ૧૯ | ગામડિયા | ગામડાયા |
| ૧૭ | ૧૦ | સપનું જોયું? | સપનું જોયું? શું જોયું? |
| ૨૩ | ૨૯ | પલપિંજરા | પલ પિંજરા |
| ૨૪ | ૧૧ | પલપિંજરા | પલ પિંજરા |
| ૨૬ | ૧૧ | ચક્ર | ચક |
| ૩૦ | ૧૮ | વિધુ | વિધુ |
| ૩૭ | ૩૪ | ધૈર્યઉપાસના શી. | ધૈર્યઉપાસના શી! |
| ૩૮ | ૨ | અંજનાચિતે | અંજનાર્ચિતે |
| ૪૬ | ૩૨ | કરું, વિવિક્તે | કરું વિવિક્તે, |
| ૫૫ | ૪ | સામે | કને |
| ૫૯ | ૧૬ | હૃદયસરસું | હૃદયસરસું હૃદય |
| ૬૦ | ૫ | સ્ફુટ | સ્ફુટ |
| ૬૪ | ૫ | આધાર | આઘાત |
| ૭૦ | ૯ | લોલનું | બોલનું |
| ૭૪ | ૧૩ | ન પ્હાડી | ને પ્હાડી |
| ૭૯ | ૩૬ | બીજા | બીજી |
| ૮૪ | ૨૪ | ધરે કનકપત્ર, | ધરે કનકપત્ર |
| ૮૬ | ૧૨ | जन्मान्तेरेऽपि | जन्मान्तरेऽपि |
| ૮૮ | ૭ | જાગૃતિએ | જાગ્રતિએ |
| ૯૦ | ૩ | रक्त्तसिक्त्तं | रक्तसिक्तं |
| | ૧૨ | નહિ છોડનાર. | પ્રણ પાળનાર. |

## Edvard Kocbek

°

# Death of words

I am unable to sleep,
a big disaster
surrounds me,
words that I have spoken
and sent out into the world
are suddenly returning weary,
ill, dreadfully anxious,
they seek a refuge from destruction,
flutter, squeal,
chirp haltingly, swarm around me,
they are fleeing from triteness and oblivion
from the glass eye of a corpse,
from a laser beam that ignores
its reflection,
the infected words
cram up in greedy haste, they
stammer, writhe in pain,
they've lost their way home,
their resting place,
they flutter above me
as I lie empty and mute in the dark.
I recognize them, tamed, wild,
gay and sad, dreamy,
frightened, big, treacherous,
miserable, playful, erotic,
heroic, pious, all motherly,
all mine, my father's, all my essenc

my recollections, my presentiments
my prophecy my dying
The room is crammed with them
they settle on objects are unable to leave,
burden me, beseech me as they lie dying,
sobbing repeatedly
all tree trunks desecrated
all nests destroyed
all mouths mute
The disaster inhabits me
there is no place I can return them to.
am unable to console them,
stretch my arm
or open my mouth
am unable to caress the word *despair* or
say anything to the words *solace, deliverance*.
the words *joy* and *grace* are choking me,
on my eyes land those shot as they fled
*man mother. love loyalty,*
the unhappy ones I neglected or never uttered
settle on my chest
but one of them has nestled
right between my trembling lips.
never have I seen it in the lexicon

gatimukti • gujarati one act plays by rajendra shah
etad mumbai 400088



આવરણ • અંજુ ડોડિયા

પ્રકાશક • એતદ્
૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે,
વી. એન. પૂરવ માર્ગ, દેવનાર,
મુંબઈ ૪૦૦ ૦૮૮.

મુદ્રક • અરિહંત પ્રિન્ટિંગ પ્રેસ
સાંઈબાબા નગર, ૩૧૦ ત્રિકાલ બિલ્ડીંગની પાછળ, પંતનગર,
ઘાટકોપર (પૂર્વ), મુંબઈ ૪૦૦ ૦૭૫.

આવૃત્તિ પહેલી • ૨૦૦૪

પ્રાપ્તિ સ્થાન • ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.
૧૯૯/૧, ગોપાલ ભુવન ૧-૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨.
અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ ૩૮૦ ૦૦૬.

અનુક્રમ

# ગતિમુક્તિ

પાત્રો - ઊજમ • છાયાદેહે મનોર • તિન્તિલિ • લાલન • ચોકીદારો

*(સ્થળ: ગામથી થોડે દૂર ખેતરશેઢાનું ઊજમનું ઘરઆંગણ*
*સમય: કૃષ્ણપક્ષની મધ્યરાત્રિ*
*ઊજમ ઘરમાં ભજન ગાય છે.)*

ઊજમ : હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે,
અનુકૂળ રહીએ રે.
આણીગમ આભ મારાં ઊજળાં,
આણીગમ ગહિરાં અંધાર;
ઝૂલવું અંતરિયાળ ઝૂલણે
મેલી મમતાનો ભાર,
મેલી મમતાનો ભાર,
મોકળે અન્તર મોજ લહીએ રે.
હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે.

મનોર : મારી ઊજમ! આમ ને આમ જિંદગીને તું જીતી ગઈ. વાસનાના ડંખનાં ઝેર તેં જીરવી જાણ્યાં. ભાન ભુલાય એવો મીણો પણ નથી ચડ્યો. કાળના કાળી નાગને તેં નાથી લીધો જાણે ...

ઊજમ : હો ... ઓઠે હો નામ,
હો ... જી રુદિયામાં રામ.
મારે બીજી તે મિરાંત કેવી?
કિયાં તે વળી કામ?
હો ... જી રુદિયામાં રામ.

મનોર : ઊજમ! મૃત્યુલોકની અનાથ વેલ! દેવમન્દારનો આધાર મેળવી લીધો તેં.

ઊજમ : સુખ રે નહિ, નહિ રે દુ:ખ, બેઉથી
મારું અળગું હો ધામ,
હો ... જી રુદિયામાં રામ ...

મનોર : લોકલોકનાં ઘારણાનાં નસકોરાં બોલે છે. ત્યાં કાળની કાળી રાતનું

ઊંઘનું ઓઢણ મેલી તું જાગી રહી છે, ઊજમ! હા, જાગે છે, બોલે છે ને છતાંય અબોલ. દાયકા દોઢ દાયકા પહેલાં ભેખડની સાંકડી ગાળીમાં ઊછળતા ઝરણ જેવું તારું જોબન અહીંના આ નિરજન વગડામાં કેવું કલબલ કરી રહ્યું હતું! તારો સરળ અવિચળ પ્રેમ તારા બોલ અને તારી ચાલમાં ચંચળ બની રહ્યો હતો. ને આજે સઘન વનની શામળી છાયામાં તારું એ વહેણ ઉદાસીન છે.

ઊજમ : હો ... જી રુદિયામાં રામ ...

મનોર : તારી તપસ્યાનો આ મહામન્ત્ર! આમલીની ઓથે રહી રોજ તારી ચોકી કરું છું. તારી એકનિષ્ઠા જોઈ રોજ વધારે ને વધારે ચાહું છું. પણ તારી કને અવાતું નથી. લોકાન્તરના અન્તરાયની અણદીઠી દીવાલો આડમાં ખડી છે. પાનખરના ઉંબરે તું ઊભી છે પણ અવિકળ. એકાદ ફૂલને ધારણ કરવાની ઝંખના સરખી પણ સેવ્યા વિના. ને મારી વાસના ... રોજ રોજ એના વધતા જતા તાપમાં હું શેકાઉં છું. રે, મળવાની કોઈ આશા નહિ ... કોઈ આશા નહિ. હા ... હતભાગી જીવ!

ઊજમ! આજે તું મારી આંખ આગળ છે – એટલે તો બધીય વેદના સહી જાય છે. પણ કાલે નજરથી દૂર થશે ત્યારે? મૃત્યુ તારે કાજે દેવલોકના દરવાજાના તોરણ જેવું હશે. પણ ત્યારે તારાં દર્શનથી પણ હરાયો આ અભાગિયો જીવ અન્તકાળ લગી આકરી વેદના સહેશે કોના આધારે?

જીવતરનાં સુખી વરસોમાં શેર માટી નહોતી સાંભરી. મરતી વેળાએ એની ઝંખના જાગી ને મારું પરજીવન કલુષિત કરી મેલ્યું. પિણ્ડનો દેનાર પાકે નહિ ને મારી ગતિ થાય નહિ. કોઈ કાળેય નહિ ... કયા પાપના, કયા શાપના ભોગે?

*(રડે છે. આમલીવૃક્ષમાંથી એનો દેવતા તિન્તિલિ બહાર નીકળી આવે છે.)*

તિન્તિલિ : *(મનોરની નજીક આવી ખભે હાથ મૂકી)* મનોર! શાન્ત હો. અકળાયે ઉપાય ન સૂઝે. વાસનાપાસની મુક્તિનો એક માર્ગ છે.

મનોર : *(તિન્તિલિની સામે જોઈ)* છે? કયો માર્ગ? મને અત્યાર સુધી કેમ કહ્યો નહિ?

તિન્તિલિ : સમયની રાહ જોતો હતો. અત્યારે કહેતાં પણ અચકાઉં છું.

મનોર : નહિ, તિન્તિલિ, નહિ. હવે વધુ વિલમ્બ ન કરશો. આ યાતના મારાથી નથી સહન થતી.

તિન્તિલિ : મૃત્યુલોકના આચારવિચારનું ઉપરણું આ પ્રેતલોકમાં પણ તેં પહેરી રાખ્યું છે. એ ફગાવી દેવું પડશે.

મનોર : એટલે?

તિન્તિલિ : લોકનીતિના દેશકાલબાધિત ખ્યાલોથી તારે પર થવું પડશે.

મનોર : કંઈ સમજાતું નથી.

તિન્તિલિ : માનવશરીર અને છાયાશરીરનું મિલન શક્ય કરવું છે ને?

મનોર : હા. પણ એ તો અસમ્ભવ ... પણ તમે કહો છો એ રસ્તો કયો છે?

તિન્તિલિ : માનવશરીરના વાહન દ્વારા માનવશરીરને મળવાનો.

મનોર : એટલે? કોઈના શરીરમાં પ્રવેશ કરી મારે ઊજમ પાસે જવું? ને એના શીલને ખણ્ડિત કરવું? દેવ! એ મારાથી નહિ બને, કદાપિ નહિ બને.

તિન્તિલિ : મને પણ એ જ અંદેશો હતો. આચારની ટેવકુટેવોની જેમ વિચારની પણ ટેવકુટેવો હોય છે. આચારની ટેવ તો શરીર સાથે છૂટે છે. પણ વિચારની ટેવ તો જીવની સાથે સાથે પરલોકગમન કરે છે. મોટું બન્ધન જ એનું હોય છે. મેં હમણાં જ કહ્યું ને કે મૃત્યુલોકના આચારવિચારનો અંચળો આ પ્રેતલોકમાં પણ તેં ઓઢી રાખ્યો છે.

મનોર : પારાવાર અન્ધકાર ને કોટિ કોટિ વિચ્છુના ડંખ ... રે નિયન્તા!
*(બે હાથમાં માથું નાખી દે છે.)*

તિન્તિલિ : શરીરપ્રવેશનો નહિ પણ તને નડે છે ઊજમના શીલભંગનો ખ્યાલ, ખરું ને? એવા મિલનથી એનું શીલ અખણ્ડિત રહેતું હોય તો?

મનોર : *(એકદમ ઊંચું જોઈ)* શીલ અખણ્ડિત રહે? થાળ ભરી ભોગ આરોગનાર ઉપવાસી ગણાય? તિન્તિલિ, કંઈ સમજાતું નથી.

તિન્તિલિ : બન્ધન માત્ર પરિગ્રહનું પરિણામ છે. જેણે મમતા મેલી દીધી છે એને કોઈ બન્ધન નથી. ભલે ને ધર્મભાવે સહુ કર્મ કર્યા કરે. પાપ અને પુણ્ય બંનેથી એ પર રહે છે.

મનોર : મેં તો આવું ક્યાંય સાંભળ્યું નથી.

તિન્તિલિ : સાંભળ્યું તો છે પણ સમજ્યો નથી. પાંચ પાંચ પતિની કૂખ સેવનાર દ્રૌપદીના શીલ માટે કદીય શંકા ધરી છે?

મનોર : એ તો સતી હતી.

તિન્તિલિ : સ્થૂલ આચારથી નહિ, મનની કોઈ અચંચલ પ્રેમશુદ્ધ લક્ષણાથી.

મનોર : હા ...

તિન્તિલિ : તો એની માફક ઊજમ પણ પાપપુણ્યનાં બન્ધનથી અભડાશે નહિ, મનોર.

મનોર : *(મોટો બોજો ઊતરી ગયા પછી નાનો બોજો ઉપાડવાની પણ આય રહેતી નથી એવા ઢીલાપણાથી)* વાહનનો આધાર જોઈશે ને?

તિન્તિલિ : વાહન નજીકમાં જ છે. પેલો દીવાનો લાલન ... રોજ રાતે ભટકતો ભટકતો અહીં આવે છે. આજે પણ હમણાં આવી પહોંચશે. યોગ્ય વાહન છે. યુગયુગની આડે લોપાઈ ગયેલી કથાઓ અણીશુદ્ધ યાદ કરી જાણે છે પણ વહી જતા સમયની કોઈ યાદ એને સાંપડતી નથી. જો, દૂરથી એનો અવાજ સંભળાય.

લાલન : *(દૂરથી)* માઝમ રાતના હે અંધાર! મારી કેડીને પગલે તારું જ તેજ પથરાય છે.

તિન્તિલિ : હમણાં એ આવી પહોંચશે. હું એને ભય પમાડવાનો પ્રયત્ન કરીશ. કામ અઘરું છે. એકાદ ક્ષણ ભય રહે તો ભલે. એ વિવશ પળ તારે સાધી લેવાની છે. બરાબર સાવધ રહેજે.

*(લાલન બોલતાં બોલતાં પ્રવેશ કરે છે. હાથમાં ચીબરીનું નાનું બચ્ચુ છે. તાજી જ પાંખો આવી છે.)*

લાલન : *(પાંખો પર હાથ પસવારતો જાણે બચ્ચાને જ કહેતો હોય તેમ)* આકાશના દેવોની પામરતા! છટ્ – તે દી શુક્લપક્ષની રાત્રિએ આકાશના મોભેથી ચન્દ્ર એકાએક ગાયબ. વાદળુંયે નહીં ને આભ બધું કાળું કાળું. હજી તો હું મારી આંખો ચોળું છું ત્યાં તો મુડઘની ડાળીએથી મરઘો બોલી ઊઠ્યો. કૂ ... ક ... રે ... કૂ ... ક. અજબ જેવી વાત છે ને ? આ ચાંદાએ કૂકડાનું રૂપ લીધું. હું હતો શ્વાન તે લાગ્યો ભસવા. પણ ત્યાં આ રસ્તા કને પાવડીપગલાંનો અવાજ શો ? ઓ ... હો ... હો ... હો. ગૌતમજીનો વેશ લઈને શચિપતિ સ્વયં પધારતા હતા. જંગલનાં સૌ જન, જનાવર, વનસ્પતિ, જાગો. દેવપુરુષ પૃથ્વી પર વિહારે નીકળ્યા છે. ભસીભસીને સૌને હાક દેતો હતો. ત્યાં વજ્રથી મારું મોઢું બંધ. *(અવાક બન્યાનો અભિનય કરે છે. આ સમયે તિન્તિલિ એની આગળ આવી એના માર્ગને રોધે છે.)* અરે ... ત્તારીની! નહિ દંડો ને નહિ દીવાલ. ને તોય મારો રસ્તો બંધ! *(આગળ વધવાનો બધો જ પ્રયત્ન મિથ્યા જાય છે એટલે ચીબરીના બચ્ચાને ઉદ્દેશીને)* જા, બચ્ચા, ઊડી જા. કાલની કથા સંભળાવનારને આગમની વાત ઉકેલીઉકેલીને કોક દી કહેજે. જા. આજનો અણસાર કંઈ જુદો છે. *(આગળ વધવાનો પ્રયત્ન ફરી મિથ્યા.)* આગળની વાટ અહીંથી બંધ. *(પાછળ ફરી)* આ રસ્તે આવ્યો. ચાલ, મારા જીવ. જ્યાં બન્ધન ન હોય ત્યાં ભ્રમણ કરીએ. *(તિન્તિલિ આ બાજુ આવી આડ ધરે છે.)* માળું કંઈ સમજાતું નથી. આમ નહિ ને આમ પણ નહિ. ત્યારે આ બાજુ જ્યાં રસ્તો નથી ત્યાં કેડી કરતા જઈએ. *(તિન્તિલિ એ બાજુથી પણ રોકે છે.)* ઊંહું ... ત્યારે આ બાજુ કોઈના ઘરના ઓટલાનો આશરો લઈએ. *(તિન્તિલિ ત્યાં પણ આડ ધરે.)* ઊંહું ... ઊંહું ... છે શું ? નહિ પૂરવ, નહિ પચ્છમ. નહિ આમ, નહિ તેમ. ઉપર જવા પાંખ નથી ને *(ધરતી પર પગ પછાડી)* અહીં ખાડો નથી કે પાતાળમાં પેસીએ. આમ નહિ, તેમ નહિ. *(પવનની ડમરીએ એને ઘૂમરીમાં લીધો હોય એમ એ ગોળ ચકર ચકર ફરે છે. કોઈ અકળામણ મોઢા ઉપર આવી જાય છે. ફરતાં ફરતાં એ ભોંય પર પછડાય છે. મોઢું ખૂલી જાય છે. બરાબર એ જ વખતે મનોર એના દેહમાં પ્રવેશ કરે છે. મૂર્છિત દેહ થોડી વારે જાગૃત થાય છે. એ દેહમાં હવે લાલનની ચેતના કામ કરતી નથી. હવે એમાં સંચાલક બળ છે મનોરનું. એ ઊભો થાય છે. ગમે તેમ પહેરેલી પોતડી પાટલીબદ્ધ સુઘડ રીતે ફરીથી પહેરે છે. પહેરણ પરની ધૂળ*

*ખંખેરી નાખે છે. માથાના વાળ બરાબર ગોઠવે છે. ને ઉપર કપડાની માથાવટ બાંધે છે.)*

લાલન : દેવ! આશીર્વાદ આપો.

તિન્તિલિ : મારા આશીર્વાદ છે. સફલ હો તારી યાત્રા.
*(લાલન નમસ્કાર કરી ઊજમના ઘર તરફ વળે છે. તિન્તિલિ આમલીવૃક્ષમાં અન્તર્ધાન થાય છે.)*

લાલન : *(ઘરનું બારણું ઠોકતાં)* કોઈ જાગે છે અંદર?

ઊજમ : *(ઘરમાંથી)* કોણ છે આટલી રાતે?

લાલન : અભિયાગત છું. બહુ દૂરથી આવું છું. ભૂખ્યોથાક્યો છું. રાતના આ વખતે ક્યાં આશરો શોધું? આ ઘરમાં દીવો બળતો દીઠો એટલે માન્યું કે કોઈ જાગતું હશે. કંઈ ઢાંક્યુંમૂક્યું હોય તો આપશો?

ઊજમ : *(ઘરમાંથી)* ઓટલે બેસો. લાવું છું. *(લાલન ઓટલા પર બેસે છે. થોડી વારે બારણું ઊઘડે છે. ઊજમ ઘડીભર બારણા પાસે ઊભી રહે છે. એના એક હાથમાં તાસક છે. એમાં બેત્રણ રોટલા અને ચટણી છે. બીજા હાથમાં પાણીનો લોટો છે. પછી લાલન જ્યાં બેઠો છે ત્યાં બંને પાત્રો મૂકે છે અને પાછી ફરી બારણાના ઉંબર પર બેસે છે. અંદરના દીવાનો આછો પ્રકાશ બહાર પણ ફેલાય છે. લાલન ચોગળા પાણીથી હાથ ધોઈ જમવા બેસે છે.)* દૂધ કે દાળ નથી. એકલી ચટણી સાથે નહિ ફાવતું હોય. જરા ગોળ લઈ આવું.

લાલન : ના, ના કંઈ જરૂર નથી. બહુ સારું ફાવે છે.

ઊજમ : *(ઊભી થાય છે. જતાં જતાં)* પણ ગોળ હશે તો થાક જલદી ઊતરી જશે.
*(લાલન શું બોલે છે તે સાંભળવા ઊભી રહેતી નથી.)*

લાલન : અમરતનો આ સ્વાદ કેટલે વરસે પામ્યો! એક એક કોળિયે પેટ ભરાવાને બદલે જાણે ઊણું જ થતું જાય છે. *(ઊજમ ગોળ લાવી લાલનના ભાણામાં મૂકે છે.)* આટલો બધો નહિ જોઈએ.

ઊજમ : ઘરના કોલાનો તાજો જ ગોળ છે. કંઈ વધારે નથી.

લાલન : અજાણ્યાની કેવી આંતરડી ઠારે છે! *(થોડી વાર પછી)* પણ ઊજમ! *(પોતાનું નામ સાંભળતાં ઊજમ ચમકે છે.)* હું અજાણ્યો છું. મારાથી આ ઘર અજાણ્યું નથી. *(ઊજમ કોઈ રહસ્ય ઉકેલતી હોય એમ એકાગ્રતામાં મૂક છે. લાલન ખાતાં ખાતાં વચ્ચે બોલતો જાય છે.)* વચગાળે બારપંદર વરસ વહી ગયાં છે. વહેલો મળસ્કે અહીં કોસ જોડાતો. એની ગરગડીના ચીચડૂ ... ક ચીચડૂ ... ક અવાજમાં ગવાતાં ગોવાળિયાનાં ગાન સાથે પ્હો ફાટતું. ધોળિયા અને કાળિયાની જોડ પણ કેવી હતી! આટલા મુલકમાં બીજે ક્યાંય નજરે ન પડે, આંખ ઠરે એવાં એમનાં મસ્ત બદન.

ઊજમ : તમારી ઓળખ આપશો?

લાલન : ઓળખ આપવાની જરૂર નહિ પડે. આપમેળે એની ખબર પડશે. કૂવાની

બાજુમાં પાણીના ઢાળિયા કને તુલસીનો ક્યારો હતો. તુલસી પણ ત્યાં કેવી ફૂલીફાલી હતી! માંજરના ભારથી લચી પડતી. ઊગતા સૂરજના કુન્દન રંગના તેજમાં તું એની પૂજા કરતી. ઢાળિયાનાં પાણી ક્યારે ક્યારે વાળતો મનોર પાવડો મેલી ઘડીભર તો તને જ જોઈ રહેતો; અને એની આંખમાંથી આનન્દના ફુવાર ઊડતા.

ઊજમ : અભિયાગત, તમે કોણ છો?

*(ભૂતકાળની યાદે એનો અવાજ ગળગળો બને છે.)*

લાલન : ઉંમરની સાથે કાળજાની કરુણા પણ વધતી ગઈ છે. આંખ એટલામાં કેવી ભીની થઈ ગઈ? અને મને યાદ છે. સ્વભાવ જ એવો ઘડાયેલો તારો. એક વખત તું માંદી હતી. શરીરમાં તાવ ધખતો હોય તો પણ તરત વિયાયેલી કપિલાને પંપાળ્યા વગર તું રહેતી જ નહિ. કૂંણી ઘાસનાં કવલ તારે હાથે તું એના મોઢામાં મૂકતી. પેલી માધી માલણ કહેઃ બોન, ચંતા મા કર્ય. હું હંભાળી લઈશ. તોય તને ધરપત નહીં. મનોર પોતે કહે તોય નહીં. *(ઊજમનું હૈયું ભરાઈ આવે છે. એનાથી ડૂસકું લેવાઈ જાય છે.)* મનખાદેહની રાખ વળે છે, એનાં સંભારણાની નહિ. *(ને પછી પોતાને જ સંભળાવતો હોય એમ)* એની વાસનાની પણ નહિ.

*(જમવાનું પૂરું થતાં હાથમોં ધોઈ, બાજુ પર જઈ દીવાલને અઢેલીને બેસે છે. ઊજમ વાસણ લેવા ઊઠે છે.)*

ઊજમ : *(જતાં જતાં)* હમણાં ગોદડીઓશીકું લાવું છું.

*(લાલન ધીમા ગુંજતા અવાજે ભજન ગાવા માંડે છે.)*

લાલન : ખાટી રે આંબલીથી કાયા મંજાણી,
એને તેજને કિનારે એણે આણી રે ... હે ... જી, હે ... જી.
પાંપણની પાંદડીના ઓરા તે અન્તરાયે
પેલી બાજુનું કૈં ન જોયું,
નિજની સંગાથ જેનું મન ઘેલું મોહ્યું
રે, પરની પ્રીત્યું ના એણે જાણી રે ... હે ... જી, હે ... જી.
ખાટી રે આંબલીથી ...

*(બારણા આગળ ઊજમ આવે છે અને લાલન તરફ ડોકિયું કરે છે.)*

ઊજમ : *(સ્વગત)* આ ભજન તો એ જ ગાતા હતા. એ જ એમનો કણ્ઠ, એ જ એમની હલક. અને વારે ઘડીએ વળી આ માણસમાં મને એમના જેવો આભાસ પણ દેખાય છે. પૂછું છું તોય જો ને, આ હજી એમની ઓળખ આપતા નથી. અરે, પણ ગોદડી લઈ આવું. મોડું થતું જાય છે.

લાલન : પંડને પંપાળવામાં મોંઘેરાં ચીર કેરા
રંગ રે નિહાળ્યા ઓઘરાળા,
એને અંજાળવાને ઓછી રે તેજમાળા,
ઓછાં છે જાહ્નવીનાં પાણી રે ... હે ... જી, હે ... જી.

ખાટી રે આંબલીથી ...

*(ઊજમ ગોદડી, ઓશીકું ને દોવટ લઈ આવે છે અને લાલન જ્યાં બેઠો છે ત્યાં બાજુ પર મૂકી ઊભી રહે છે.)*

ઊજમ : *(કોઈ રહસ્યનો ઉકેલ શોધતી હોય એમ)* તમને ઓળખું છું, ઓળખું છું એમ લાગે છે ને છતાંય ઓળખાતા નથી. મારી તે કાંઈ મતિ છે? બહુયે મથું છું પણ કંઈ બરાબર યાદ આવતું નથી.

લાલન : *(ઊંડી વેદનાના આર્જવથી)* ઊજમ! વાસનાની રાખ વળતી નથી. ત્રણ દિવસની માંદગીનું બિછાનું ... તારા મનોરને જીવતરમાં કદીય ઝંખા જાગી ન હતી ને આખરી વેળાએ ભગવાનનું નામ લેવાને બદલે પિણ્ડ પૂરનારની ખોટ લાગી. બસ, એનું જ રટણ. એક દાવ ચૂક્યો ને કૈલાસ ચડવાની હામ રાખનાર ઊંડી ખોમાં પટકાઈ પડ્યો. ઊજમ! વરતી લે હું કોણ છું તે. મારી આંખમાં જો.

ઊજમ : *(આંખમાં આંખ પરોવે છે ત્યાં)* મનોર! મનોર! *(વિહ્વળતાથી)* અવગતિયો જીવ! ધૂળમાં ગયું મારું સંધુય જીવતર. તારી મુગતિ માટે કંઈ કર્યું નથી. શું કરું, નાથ! બોલ, આ બધુંય તારું છે? બધુંય હોડમાં મૂકવા તૈયાર છું. બોલ. *(શ્વાસ લે છે. પછી ધીમેથી વિનંતીપૂર્વક)* બોલો, નાથ!

લાલન : શું બોલું? તારે કાજે મોતની ભેટ લઈને આવ્યો હોત તોયે તું મલકાતે મોઢે એને ભેટત, ઊજમ! પણ પારાવાર વિટંબણાઓ લઈને આવ્યો છું. ના, ઊજમ, ના. એ ભયાનક વગડામાં નિઃસહાય એકલી તને નહિ છોડું. હું પાછો જાઉં. માથાનાં નિરમાણ ભોગવી લઉં. એ યાતના ... અનન્ત કાલની.

*(તીવ્ર વેદનાએ એનો કણ્ઠ રૂંધાય છે.)*

ઊજમ : નહિ મનોર! મારો કોઈ વિચાર ન કરીશ. બધું સહન કરવાનું બળ મારો રામ આપશે. બોલ. નહિ બોલે તો એળે ગયું જીવતર હવે અકારું બની જશે. એની વેદનાનો તાપ મારાથી નહિ સહેવાય. ગમે એટલો અઘરો ધરમ હશે તોય વરત પાળનારને મન સોહ્યલો છે. નાથ! બોલો, બોલો ...

લાલન : પિણ્ડનો પૂરનાર જોઈએ.

*(ઊજમ ત્રિકાલને પોતાની નજરમાં સમાવી લે છે. ગત, આગત અને ભાવિ સમગ્ર એકીસાથે ત્યાં પ્રગટ થાય છે.)*

ઊજમ : *(એને નીરખી લઈ ગમ્ભીરતાથી)* એય મળશે.

*(લાલન આનન્દનો રોમાંચ અનુભવે છે. ઊજમને નજીક આણવા હાથ લંબાવે છે પણ સંકોચથી વળી પાછો ખેંચી લે છે. એની આંખમાં પાણી આવી જાય છે. હજીય કંઈક આશંકા રહી જતી હોય એમ જાણે બોલી રહે છે.)*

લાલન : મળશે?

ઊજમ : *(પાસે આવી એનો હાથ પકડી લે છે.)* ઊઠ મનોર! ઘર બહારનો આ ઓટલો તારે કાજ નથી. મારા હૈયાની સુખશય્યા પર આરામ આપું, નાથ!

*(મનોર ઊભો થાય છે એટલે એની સોડમાં સરકી જઈ એના માથાના વાળમાં આંગળીઓ પરોવતાં અડધે મૂકેલું ભજન એ ઉપાડી લે છે.)*

ખાટી રે આંબલીને ભીને તે સંગ ઝાંખી

*(મનોરનો કણ્ઠ પણ સાથે ભળે છે.)*

કાયાનો કાટ લીધો માંજી,
તેજને અંજન એવું રૂપ દીધું આંજી –
રે, ઝળહળ દુનિયા ઝિલાણી રે ... હે ... જી, હે ... જી.
ખાટી રે આંબલીથી ...

*(ભજન પૂરું થાય છે ત્યાં સુધીમાં બંને ઓટલાના છેડે આવી ઊભાં હોય છે. લાલન ચોપાસ અંધારામાં નજર ફેરવે છે.)*

લાલન : હરણી આથમણે ઊતરી છે. અને આ સપ્તર્ષિય ઓતરાદા વળ્યા છે. ઊજમ, અરુન્ધતીનાં દર્શન કરી લે.

ઊજમ : *(એની વાત સાંભળી ન સાંભળી કરી મનમાં ઘોળાતા વિચારોથી પ્રેરાઈ)* આટલો વખત તું ક્યાં હતો? મને અણસારેય ન જણાયો?

લાલન : અહીં આ આમલીના ઝાડમાં જ વાસો કર્યો હતો. પણ તને મારો ભાસ કેમ થવા દેવાય! હા, પણ તને યાદ છે? પોરનીયે પોરની સાલ. હિમથી ચારે બાજુના ઊભા પાક ઢીંગરાઈ ગયા હતા. ત્યારે રાતોરાત તારાં ખેતરને પાણી કોણે પાયાં હતાં? બીજી સવારે તેં અરજણને પૂછ્યું કે કાકા, તમે પાણી પાયું'તું? તો કે ના. પેલા પશવા પગીને પૂછ્યું તો કે ના. ગામલોકને મન તો જાણે ચમત્કાર વસ્યો. તારી ભક્તિએ ભગવાનની મહેર ઊતરી એમ બધે બોલાયું. પેલી મરિયમે અને ગંગી ગાંયજણે માંદાંસાજાં છોકરાં માટે તારી બાધાઓ માનેલી ને ફળેલી પણ ખરી. એ તો થવા કાળ. પણ ઊજમ, પાણી મેં પાયાં હતાં ...

*(લાલન ભણી નજર કરી, તરત ફેરવી લઈ ઊજમ અનન્ત આકાશમાં મીટ માંડે છે.)*

ઊજમ : ભગવતી મા અરુન્ધતી ... *(આંખમાં ઝળઝળિયાં ભરાતાં આંખ શૂન્ય બને છે.)* મા જાનકી મૈયા! આજ મારુંયે અગનપારખું થઈ રહ્યું છે. મારા રામ, તું રાખે એમ રહેવું છે.

*(દૂરથી ચોકીદારોના અવાજ સંભળાય છે.)*

ચોકીદારો : *આ ... લ બે ... લ. હુકમ ... ધાર.*

ઊજમ : *મનોર, ચાલ ઘરમાં.*

*(લાલન ઘરમાં જાય છે. બહાર આણેલી ગોદડી વગેરે ઉપાડી ઊજમ પણ અંદર જાય છે. પૂંઠે બારણું વસાય છે. આમલીવૃક્ષમાં મર્મર ધ્વનિ જાગે*

*છે. તિત્તિલિ ફરી બહાર આવતો હોય એમ જણાય છે. ત્યાં ચોકીદારોના બૂટનાં પગલાં સંભળાતાં પાછી શાન્તિ પ્રસરે છે. ચોકીદારો પ્રવેશ કરે છે. પહેલો ચોકીદાર બીજા કરતાં ઉંમરે પ્રૌઢ છે.)*

કીદાર-૧ : આઠ ડાકુને મારા હગ્ગા હાથે પકડ્યા છે. એક કુડી વરહની નોકરીમાં બાબરો હોય કે બાબરાનો બાપ. એ બીએ એ બીજા. હામી છાતીએ ધીંગાણામાં ધોડી જઈએ.

કીદાર-૨ : આ અઠવાડિયા મોર હોન તળાવ આગળ શનો કણબી ફાટી મૂઓ તાણે ક્યાં ગ્યા'તા? પણ ચાચા, પારખાં વગર ખબર નો પડે. આ લ્યો મારો રૂમાલ. હોન તળાવની પીલુડીની ઠૂંઠી ડાળ પર, જાવ, બાંધી આવો. તઈં જાણું કે આ મૂછનો આંકડો વાંકો રાખ્યો છે તે પરમાણ છે. બાકી તો બ ... ધ્ધા વાતુંના તડાકા.

કીદાર-૧ : આ ... વ્વે મોટી મોથ મારવી છે તે. તું તો આજકાલનો અંઈ આયો ... આઠબાર મહિનાની વાત. હાંભળ એક દી મધરાતે ફરતાં ફરતાં ભાગોળના વિહામા આગળથી કોઈ બાઈના રડવાનો અવાજ આવે. મારા મનમાં કે કોઈ મૂઉંબૂઉં હશે તે ગયો ત્યાં. જોયું તો જાંબૂડીની નીચે એક બાઈ એકલી મોં વાળતી હોય એમ વલોપાત કરતી'તી. મેં પૂછ્યું: કુણ છે એ? પણ જવાબ કુણ આલે? રોવાનું મેલી એ ઊભી થઈ ને બોલ્યા વના મને કે': મારી સાથે હાલ્ય. તઈં મેં ફરી પૂછ્યું: બાઈ, તું છે કુણ? મોટી કોડા જેવી આંખો મારી હામું માંડી જોઈ રહી. મારી નજર તો આરપાર વહી જતી'તી. માળું આય કંઈ કૌતુક લાગે છે એવું થિયું. બદનમાં તો એક ધ્રુજારી સળકી ગઈ. મને પડ્યો વહેમ. તે મેં તો કીધું: બોલ, કુણ છે? બોલ, નહિ તો આ તારો ચોટલો કાપી નાખ્યો જાણ. એમ કહી જ્યાં ખંજર હાથમાં લીધું ત્યાં ભડાક ભડકો. અલ્યા, આવાં તો બઉ જોઈ નાખ્યાં.

કીદાર-૨ : એકાદ પારખું દ્યો, ચાચા. લ્યો આ રૂમાલ. ઊપડો સીધા હોન તળાવ. આ હું પેલા પીપળાના ચોતરે બીડીતમાકુ કરતો બેઠો છું તમારી રાહ જોઈને. જાવ, પગાર આવ્યે પાંચ રૂપૈયા ઇનામ.

કીદાર-૧ : તારી પાંચ રૂપયડીમાં મેલ્ય દેવતા. ઇનામ દેવાવારો મોટો ના જોયો હોય તો. જીવોજી ફોજદાર આંઈ હતા ત્યારે પેલા કાસમ મકરાણાને પકડ્યો તે વેળા રૂપિયા પચ્ચા ને એક ને ડરેસ જુદો મમ્મઈના લાટસાબે હાથોહાથ આલ્યો'તો. ત્યારે તો જવાનીનોય કંઈ રંગ હતો! અલ્યા, કાઢ તો બીડી.

કીદાર-૨ : *(બીડી કાઢતાં એની નજર ઘરમાંના પ્રકાશ તરફ જાય છે.)* આજે અડધી રાતે આંઈ દીવો બળે છે કાંઈ?

*(પહેલો ચોકીદાર એ તરફ જુએ છે. પછી બંને ઘરની નજીક જાય છે.)*

કીદાર-૧ : અલ્યા, કંઈ ધીમી ધીમી વાતું થતી હંભળાય છે. આ એકલીના ઘરમાં

બીજું કુણ હશે ઇ? કોઈ દી મેમાન દીઠા નથી. *(નાકને ટેરવે આંગળી મૂકી બીજાને મૂંગા રહેવાનું સૂચવે છે. ધીમે રહી કંદીલ ઓટલા પર મૂકે છે અને ચોરપગે દીવાલ કને જઈ કાન માંડે છે. પણ કંઈ સમજાય એવુ ન સંભળાતાં ઘરના કરા તરફની ખુલ્લી જાળીમાંથી ડોકિયું કરવા પ્રેરાય છે. ચોકીદાર-૧ના સંકેત મુજબ ચોકીદાર-૨ ઘોડો બને છે. ચોકીદાર-૧ એની પીઠ પર ચડી જાળીમાં ડોકિયું કરવા જાય છે, કંઈ કારગત ન થયું એની નિરાશાથી નીચે ઊતરી કપાળનો પરસેવો લૂછે છે. ચોકીદાર-૨ ઊભો થઈ કંઈ નવો નુસખો શોધતો હોય એમ ચોમેર નજર ફેરવે છે. કંઈ ન સૂઝતાં કંદીલ લઈ બંને આંબલીની નીચે જઈ બેસે છે. કંદીલ બાજુમાં સહેજ પાછળ મૂકે છે.)* કોઈ દી નહિ ને આજ અટાણે એના ઘરમાં કુણ હશે ઇ? બાઈ કે'વાય છે તો બહુ પવિતર. પણ આ બીજું માણહ લાગે છે મરદ ... ને આટલી રાતે?

ચોકીદાર-૨ : ચાચા! છીંડે ચડ્યો તે ચોર. લોકના દાંત દેખાડવાના જુદા ને ચાવવાના જુદા.

ચોકીદાર-૧ : હોય. પણ આની વાત તો નોખી.

ચોકીદાર-૨ : કળજુગમાં એમ કોઈના પર વિશવાસ ન મુકાય. આ જુઓ ને, ધનાશેઠની વહુનું પેટ ઊંચું આયું તાણે જ ખબર પડી કે હવેલીમાં ચંદરવો ભેટ આલી શેઠ હું ઢાંકવા માંગતા'તા તે? હમો આવ્યે હઉ ઉઘાડા. ત્યાં લગી તો દુનિયા હારી જ છે તો.

ચોકીદાર-૧ : પણ આ ઊજમના સતનો પરચો મારી નજરોનજર જોયેલો. ઇ પણ માળું કાગનું બેશવું ને તાડનું પડવુંયે હોય.

ચોકીદાર-૨ : ઇ તો એમ જ. બેહો ને આંઈ. હમણાં ખબર પડશે.
*(કંદીલનો ગોળવો ઊંચો કરી એક બીડી ચેતાવી ચોકીદાર-૧ને આપે છે ને બીજી બીડી ચેતાવી પોતે મોંમાં મૂકે છે. ગોળવો નીચો કરવાનું ભૂલી જાય છે.)*

ચોકીદાર-૧ : *(બીડીનો ઊંડો દમ ખેંચી ખુલ્લે મોઢે ધુમાડો બહાર કાઢી)* દૂધગંગાની વેળુ ઊડવા માંડી છે ને હવામાંય હિમ પથરાય છે હવે. રાત હારી પેઠે વહી ગઈ છે. આંખમાં ઘેન પણ જો ને, આવ જા કરે છે.

ચોકીદાર-૨ : ઝોકાં ખાધે નહિ ચાલે, ચાચા! આ બારણે નજર માંડી બેહવાનું છે. છોને હવાર પડતી.

ચોકીદાર-૧ : અલ્યા, હવારે તો ચોતરા વચ્ચે રામાયણ માંડવાની. ભરભાંખરામાં પરથમ પે'લાં કાને જનોઈની આંટી દેઈ નીકળશે નાથા ગોર. તે હાદ પાડીને બોલાવીશ ને આ ઊજમની આજની રાતની અથએતિ કહી સંભળાવીશ. આ એક વેણ મેલ્યું વહેણમાં કે લહેરે લહેરે ઘાટે ફરી વળવાનું.

ચોકીદાર-૨ : ઇમ કોઈ નો માને. લોક કહેશે કે આ તો ભેમાજીનો ગોબારો.

ચોકીદાર-૧ : ઊં ... હું. આવી વાતું તો અધ્ધરિયા હોય ને, તોય લોક હાચી માને. તો આ તો હગી આંખની જોયેલી. સાખસાહેદીવાળી. *(બીડીનો દમ લીધા પછી)* હાળું ખોટું થાય છે. હજી પરમ દા'ડે તો રૂમાબાની માને મેં શીખ દીધેલી કે ગામ ભલે ને ઉકયડા જેવું હોય પણ ત્યાંય આ ઊજમ જેવું એક રતન છે. ને હવે આ વાત કરું તો મારું બોલેલું પાછું મારા મોંમા ભંડારવા જેવું થાય. *(ફરી બીડીની ફૂંક લીધા પછી)* પણ હાચ કંઈ ઢાંક્યું રે'તું નથી. કાળાં કરમાંવાળી ગામની પનોતીને તો મા'જન મોઢે મેંશ ચોપડી ઊંધે ગધેડે સીમ બા'ર તગડી મેલે. આ તો ખયરોગ. લાગ્યો એનો જીવ લઈને જ જાય. *(વળી બીડીનો દમ ખેંચતાં કંઈક યાદ આવતુ હોય એમ)* બહુ દી થયા. નાનો હતો ત્યારે એક ગાંચણને મારી કાઢેલી યાદ આવે છે. આટલે વરહે ફરી એવું નાટક ભજવાશે. હિમ જેવી હવામાં કંઈક તિખારો આવશે ... ને ચાર દા'ડા લોક જરા સીધા ચાલશે.

ચોકીદાર-૨ : પાયામાં ઈંટ મેલ્યા વગર મોભે મોર મેલવા જેવી વાત કરો છો તમે તો.

ચોકીદાર-૧ : ઇમ કિમ ?

ચોકીદાર-૨ : પહેલાં તો આમને હાથોહાથ ઝાલવાં પડશે ને ?

ચોકીદાર-૧ : તિયારે બેઠા છીએ આપણ આંઈ નિરાંતે.
*(જરા આડો પડે છે.)*

ચોકીદાર-૨ : એમ નહિ. એમ તો ઝોકું આવી જાય. પણ *(બીડીને બૂટ નીચે દબાવી હોલવી, ફેંકી દઈ)* ચાચા, આમ ગામડિયા હું કામ થઈએ ?

ચોકીદાર-૧ : કિમ ?

ચોકીદાર-૨ : તમેય તે ? પેટ ભૂખ્યું હોય તોયે ભર્યો થાળ વહવૈયાને ખવડાવી દેવાની વાત કરો છો.

ચોકીદાર-૧ : નો સમજાયું.

ચોકીદાર-૨ : આ આના ઘરમાં શાની કમીના છે ? આય તે એક શોખ છે, શોખ. નાના મોઢે ઝાઝું શું કામ બોલાવો છો ? તમેય વળી ક્યાં જવાની નથી માણી ?

ચોકીદાર-૧ : કેમ રે 'લ્યા, દાઢ સળકી લાગે છે.

ચોકીદાર-૨ : આમતેમ આખી રાત રોજ ટલ્લા મારીએ છીએ તો કોઈ દા'ડો થોડો રસ બી માણીએ ખરા ને ? આપણને તો આયતું મળે એ જ કામનું.

ચોકીદાર-૧ : હજી તો તારા દાંત દૂધિયા છે. બહુ જિંદગી કાઢવાની બાકી છે. આવે રવાડે ચડ્યો તો ખુવાર થઈ જઈશ, ખુવાર.

ચોકીદાર-૨ : બધે હરખું ના હોય, ચાચા. કેટલાંક થાનક ગુમાવવાનાં તો કેટલાંક કામવાનાં પણ ખરાં.

ચોકીદાર-૧ : મત્ય બગડે ત્યારે જાણવું કે કાળ ખૂટ્યો છે. મારા મોટા મને વારે વારે એક વાયક કે'તાઃ જે મળે એમાં હંતોક રાખજે. મોહ થાય ત્યાં બુદ્ધિ ભાગવા માંડે ને બુદ્ધિ ગઈ એટલે ? એટલે રાવણ અને રાવણની લંકાની

જેમ બધુંય રાખમાં.

ચોકીદાર-૨ : ચાચા! શાસ્તર તો બધાંય મોઢે લાગે છે.

ચોકીદાર-૧ : એમ થેકડી ના કર્ય. હાંભળવું હોય તો હાંભળજે. નઈં તો વળી મારે શી? આ તો તારા ભલાની વાત કરી. ને હાચું બોલતાં આ ભેમો કોઈનીય રાખે એમ નથી, હમજ્યો. લે, કાઢ બીડી.

*(ચોકીદાર-૨ બીડી આપે છે તે લઈ ચોકીદાર-૧ કંદીલમાં ચેતાવે છે.)*

તિન્તિલિ : *(સ્વગત)* આ બેઉને અહીંથી હવે દૂર કરવા જોઈએ. *(એકાએક આંબલીની ડાળીઓ હાલી ઊઠે છે. બેઉ ચોકીદાર ઊંચે જુએ છે. પણ કંઈ જણાતુ નથી. ફરી વધારે જોરથી થતા હલનનો અવાજ આવે છે. હવા કૈંક ભારે બને છે. બંને એકબીજાના સામું જુએ છે. મનમાં કંઈક ભયનો સંચાર થાય છે પણ એકબીજાનો આધાર છે એટલે બહાર પડતો નથી. ત્યાં વળી આગળપાછળ પડેલાં સૂકાં પાંદડાંમાં કોઈની અવરજવરનો અવાજ જાગે છે. તમરાંનો ઝિલ્લીરવ એકાએક જોર પકડે છે. ક્યાંકથી સાપની ડણક સંભળાય છે. સીમમાં શિયાળવાં રડી રહે છે. કોઈના પછડાટનો હોય એવો પચીસપચાસ કદમ દૂર ધબાકો થાય છે. એક પછી એક પણ લગભગ સાથે જ બંને ઊભા થાય છે. ચારે બાજુ નજર ફેરવે છે. બંનેના મોઢાં પર ભય સ્પષ્ટ દેખાય છે. પણ કોઈ કંઈ બોલતું નથી. ત્યાં કંદીલની જ્યોતને જાણે કોઈએ ફૂંક મારી, પવનના એક સુસવાટે ભેંકાર ફેલાયો. અન્ધકાર, કેવળ અન્ધકાર. બંને એકબીજાને જોઈ શક્તા નથી. એટલે દીઠાનો આધાર તૂટતાં બંને ત્યાંથી હડી કાઢી નાસી જાય છે. થોડી વારે બધું શમે છે ત્યારે એક તિન્તિલિ ત્યાં નજરે પડે છે.)* આંબાડાળને પાંદડે પોઢેલ ઓ કોકિલ! એકાદ ટહુકાર કરો તો. ત્યાગીને ને રાગીને સમયનું ભાન ન રહે. એવા કોઈને જાગ્રત કરતો એકાદ ટહુકાર – વેળાનું જાણે બીનવાદન. *(કોકિલનો ટહુકાર થાય છે.)* અન્ધકારમાં પ્રગટતું જાણે પહેલું કિરણ. *(ઊજમના ઘરમાં પાછો દીવાનો પ્રકાશ દેખાય છે.)* કેવી મીઠી જાગૃતિ! નિદ્રાનાં નિસ્તર ઊંડાણમાં વિરમેલા જીવ સાદ સાંભળતાં જ બહારના તરંગહિલ્લોળે આવી ડોકાયા. (બીજી બાજુ આંબા તરફ વળી) ને વનભૂમિના લાડકડા કોકિલ! અડધી રાતના અવસરેય તેં સત્વર કામ આપ્યું. હજી પ્રભાતને થોડી વાર છે. નિદ્રાનાં શાન્ત જલમાં ફરી એક વાર અવગાહન કરી લે.

*(ઊજમના ઘરનું બારણું ખૂલે છે. તિન્તિલિ એ તરફ દૃષ્ટિ કરે છે. લાલન બહાર આવે છે. અડધા બંધ બારણે જ ઊજમ ઊભી રહે છે. લાલન પગથિયાં ઊતરે છે. પણ પાછું જોતો નથી. અંદર રહેલો મનોર વાસનાનો કોઈ અંશ ન હોય એવો સંતૃપ્ત છે. નિશ્ચલ મીટ માંડી રહેલી ઊજમ સ્વસ્થતાથી હવે બારણું બંધ કરે છે. લાલન છેલ્લે પગથિયે બેસી જાય છે. અથાક શ્રમને કારણે હોય એમ એનું શરીર ઢળી પડે છે. મનોર એ*

*શરીરમાંથી બહાર આવે છે. તિત્તિલિ એની સામે આવે છે.)*

મનોર : દેવ! મારા નમસ્કાર!

તિત્તિલિ : મનોર! હવે રહી છે કોઈ કામના, કોઈ વાસના?

મનોર : દેવ!

*(મનોરથી મુક્ત લાલનનો દેહ જાગે છે. કંઈક બની ગયું છે પણ સમજાતુ નથી એવા ભાવથી પોતાનાં અંગ અંગ જોઈ વળે છે ને લૂગડાં ખંખેરે છે.)*

લાલન : જાગું છું કે ઊંઘું છું? કંઈ ગમ પડતી નથી. *(પોતાના હાથે પોતાના ગાલ પર તમાચો મારે છે.)* આય રે ... જાગું છું. આ તો થોડી વાર અહીં ઊંઘ આવી ગઈ. સપનું જોયું? કંઈ યાદ આવતું નથી. *(આકાશ ભણી નજર જતાં)* આ વીંછૂડો તો આકાશનો રસ્તો રોકી પડ્યો છે. પણ દેખી છે ને આ એડ. એનો ડંખ નીચે દબાવ્યો કે જોર ખલાસ. હાં ... હાં. હું શું કે'તો તો? *(જતાં જતાં)* હા. હા. હું કે'તો' તો કે રામનો સેતુ વાનરોએ નહીં, એક ખિસકોલીએ બાંધ્યો'તો. એક ખિસકોલી ...

*(જાય છે. મનોર લાલનને જતો જોઈ રહે છે. મોઢા ઉપર સ્મિતરેખા આવી ઓસરી જાય છે.)*

મનોર : દેવ! આપના ઉપકારનો બદલો કેવી રીતે વાળું? વારંવાર મારી વન્દના આપું છું. જીવ્યો તમારી છાંયમાં. મર્યા પછીયે તમે જ આશરો આપ્યો. મારી તો પ્રયાણની ઘડી આવી પહોંચી છે. દેવ! કરુણાળુ છો. મને રક્ષણ આપ્યું. હવે આ બંને તમારે ખોળે છે. એમની રક્ષા કરજો.

*(મનોર નમસ્કાર કરે છે. તિત્તિલિ આશીર્વાદની મુદ્રા કરી ઉઠાડે છે.)*

તિત્તિલિ : શિવાસ્તે પન્થાઃ.

*(મનોર અંતરિયાળ મારગે વિચરે છે. એનો દેહ ઝાંખો ઝાંખો થતો અદૃશ્ય બને છે. તિત્તિલિ એક અમીનજર ઊજમના ઘર ભણી માંડી લઈ આમલીવૃક્ષ તરફ જાય છે. બ્રાહ્મ મુહૂર્તની શીતલ શાન્ત હવામાં ઘરમાંથી આવતી એવી જ શાન્ત વાણી ભળે છે.)*

ઊજમ : હરિ જેમ રાખે તેમ અનુકૂળ રહીએ રે,
અનુકૂળ રહીએ રે ...

એકાંકી ઓક્ટો. ૧૯૫૨

# સૂરદાસ

પાત્રો – ચિન્તામણી • સૂરદાસ • અણિમા • રોહિણી • સ્ત્રી • પુરુષ •
ઘાટ ઉપરની વસતિ (ધોબી વગેરે) • પહેરેગીર

આ નેત્ર કેરું ભવદર્શન ચિત્તચારુ,
રે, કિન્તુ મુગ્ધકર તે કશું ભ્રાન્તિપૂર્ણ !
ને બંધ લોચનની ભીતર અન્ધકાર
તે તો સમુજ્જવલ પ્રકાશ વડે સ્વયંભૂ !

**દૃશ્ય પહેલું**

*(સ્થળ : યમુનાકિનારે ચિન્તામણીના પ્રાસાદનો ઝરૂખો*
*સમય: વર્ષાઋતુના પ્રારમ્ભની એક મેઘલી સાંજ*
*અન્તઃપુરના ખણ્ડમાં પરિચારિકા મૃદંગની સાથે બીનનો સા મેળવી રહી છે ત્યારે નીલામ્બરા ચિન્તામણી ઝરૂખામાં ઊભી સૂરદાસના આગમનની પ્રતીક્ષા કરી રહી છે. યમુનાના વિશાળ પટની પેલી બાજુના માર્ગ પર એની આંખ વારંવાર મંડાય છે. ઊતરતી જતી સંધ્યાનો પીળો પ્રકાશ હવે શ્યામ બનતો જાય છે. નજરની ઓળખનો પરિઘ નાનો થતો જાય છે.*
*બપોર પછી યમુનાનાં પાણી બઢતાં રહ્યાં છે. ઘાટ પરની વસતિ નહિવત્ બની છે પણ હજી હોડીમાર્ગ બંધ થયો નથી. ઉપલાણે હજીય ધોબીકુટુંબો કામ કરે છે. કોઈ સૂકવેલાં વસ્ત્ર ભેગાં કરે છે તો કોઈ બે ગાળાની ગાંઠ બળદની પીઠે ગોઠવે છે ... ચિન્તામણી ધીરે સૂરે ગાય છે.)*

ચિન્તામણી : વાલમ ! ઝરૂખે ઝૂકીને જોઉં વાટડી,
જોઉં તારી વાટડી.
આવડાં અજવાળાં તે શાં કામનાં ?
નયણાં ભમે ચાર કોર;
ભલાં રે અંધાર એથી રાતનાં,
ઘરની દીવડીને દોર

જોઉં એક તારા મુખનો મોર,
એકલ તારા મુખનો મોર;
વણ રે બોલ્યાની કીજિયે વાતડી.
જોઉં તારી વાટડી,
વાલમ! ઝરૂખે ઝૂકીને જોઉં વાટડી.

બાઢનાં પાણી વધતાં જાય છે. સાંજના રંગો તો આ વિલાયા. આછાં અજવાળાંને ઓસરતાં હવે કેટલી વાર? ઊતરતો અન્ધકાર અને ચડતાં પૂર. હોડીમાર્ગ હમણાં બંધ થશે ને એ તો હજી ક્યાંય ઝંખાતા નથી. ક્યારે આવશે? કેમ કરી આવશે?

વાલમ! સામેને તીરે ડોલે છે નાવડી,
ખાલી નાવડી;
કિયે રે ઉપવનભવને તાહરી
જોવનપગલી મંડાય?
સાંજની વેળા ને હું તો બ્હાવરી,
ગગને ગેરુઓ અંકાય,
પલ પલ પજવે શંકાય,
ભૂંડી પજવે શંકાય;
ભોળા રે હૈયાને પ્રીત્યું ના'વડી.
જોઉં તારી વાટડી,
વાલમ! ઝરૂખે ઝૂકીને જોઉં વાટડી.

*(ઊભરાતી આંખ લૂછતાં દૂરને મારગ મીટ માંડે છે. અંદર, મેળવેલા સાજ ઉપર અણિમાએ સોરઠની તાન લીધી.)*

અણિમા : નૈનાં ભયે અનાથ હમારે!
મદનગોપાલ વહાઁ તે, સજની,
સુનિયતુ દૂરિ સિધારે ...

ચિન્તામણી : અની!

અણિમા : જી!

*(ઝરૂખાને બારણે આવી આજ્ઞા માટે ઊભી રહે છે. પણ ચિન્તામણીનુ લક્ષ એના તરફ નથી; આંખ શૂન્યમાં મંડાઈ છે. અણિમા નિસ્તબ્ધ રહે છે – સ્વપ્ન કે ધ્યાન ભંગ ન થાય એની સાવધાનીથી. ત્યાં સુસવાતા પવનના એક ઝપાટે ચિન્તામણીની લટનું ફૂલ ફરકતું નીચે પડે છે. અણિમા એ ઉપાડે છે.)*

ચિન્તામણી : *(સભાન થતાં)* હજીયે ન આવ્યા. *(અણિમા ઉપાડેલું ફૂલ મૂળને સ્થાને મૂકવા જાય છે.)* રહેવા દે, અની! લાવ, મને આપ ને બેસ અહીં. *(અણિમા બેસે છે. એના અંબોડે ફૂલને ગૂંથતાં)* ઓહો! કેવું રૂપાળું ખીલી ઊઠે છે? મારી સામે જો. *(આંગળીથી અણિમાના મુખને ધરી*

*રાખી)* બરાબર એકબીજાનાં પૂરક. આવું રૂપ જોઈ કોને વહાલ ન ઊપજે?

અણિમા : બા! એવી વડાઈ તમારા મુખે ન હોય. તમારા અલંકાર વગરના રૂપ આગળ પણ અમારો બધો સાજ ઝાંખો. તમારાં તેજ તો મૂલવ્યાં કવિની આંખે. ને ...

ચિન્તામણી : ને ...

અણિમા : એમની વાણીમાં ઝિલાઈ આ વીણાને ઝણકાર લયના અભિનવ સ્વરૂપે એ આન્દોલિત થાય છે.

ચિન્તામણી : ચિબાવલી નહિ તો. કોણે શીખવ્યું આવું બધું બોલતાં?

અણિમા : તમારે પડખે, બા ...

*(ઘાટ પરથી અવાજ)*

ધોબી : એઈ રે બનાજી! જોરથી બાઢ આવે છે. એઈ પનેયા, જલદી, હો જલદી, બેલની કાંધે ગાંઠ ચડાવી ઉપર કાંઠે દોડ; એઈ ભોળા, એઈ લાલ, બાઢ આવે છે, સાવધાન!

*(પૂરનો ઘુઘવાટ વધુ ને વધુ ઘેરો બનતો જાય છે. ચિન્તામણી અને અણિમા સચિન્ત યમુના ઉપર નજર કરે છે.)*

ચિન્તામણી : વેળુનો આખોય પટ આવરી લીધો ને પૂરનાં તોફાન તો વધતાં જાય છે. જો ને, પેલી હોડીને બહાર ખેંચી લીધી. ને જો, ઝાડની સાથે દોર બાંધી રહ્યા છે. અની! હવે તો કોઈ માર્ગ નથી. કોઈ આશા નથી. મણિને એમણે વિસારી મેલી.

અણિમા : કૌસ્તુભમણિના ધારણ કરનારના ચરણમાં એમનું મન લાગ્યું છે, મા. ગૌઘાટના મન્દિરના પટાંગણમાં એમના પદનો લહેકો સાંભળ્યો. ખંજનનેણ હતાં તો ચંચલ પણ બહારનું કશુય દેખતાં ન'તાં. અંતરની આરાધ્યમૂર્તિ કને જાણે નાચી રહ્યાં હતાં – લયવિલોલ.

ચિન્તામણી : આરાધ્યમૂર્તિ! ... કોણ કોની? જનમંડળીમાં હુંયે હતી જ. મને થતું હતું કે મારા કનૈયાને આચારજી હરી જાય છે. સૂરમાં મુગ્ધ મારું હૃદય આનન્દને બદલે કોઈ કારમી વેદના અનુભવતું હતું. દેહની રગેરગમાંથી જાણે પ્રાણ ખેંચાઈ રહ્યો ન હોય. પણ ગીતની રમઝટમાં વચ્ચે, ઓઢેલી ચાદરની આડમાં એમણે મને ઓળખી લીધી. જોતાં જ આંખ તો ફેરવી લીધી પણ એક પલકની મીટમાં એમણે મને પ્રેમસભર કરી મૂકી. જાણે મને કોલ મળી ગયો.

અણિમા : તાલનો એક સમ ખાલી ગયો ... પણ કેવું કૌશલ! એ ખાલીનેય શોભાવી મૂકે એવી દ્રુત સ્વરાવલિથી એમણે સૌને આશ્ચર્યમૂઢ કરી દીધા. પરસ્પરને નમસ્કાર કરી મંડળી વિખેરાઈ ત્યારે એ હતા કૈંક વિહ્વલ. સહુની વચ્ચે જાણે એ કોઈને ઢૂંઢી રહ્યા હતા.

ચિન્તામણી : હા, હતભાગિની હું! નયને નયન મળે એવી તક આપ્યા વગર હું ત્યાંથી

સરી ગઈ હતી.

અણિમા : એમનું હૃદય લઈનેસ્તો.

ચિન્તામણી : ના, અની. મારું કાળજું એમના ચરણમાં મૂકીને.

અણિમા : પણ એમનું લઈને. આજની સાંજે અહીં આવવાનો સંદેશો એમણે મને પાછળથી આપ્યો. ને એમનો બોલ તો અફર.

ચિન્તામણી : પૂરના ઘુઘવાટમાં રામજીમન્દિરની ઝાલર પણ બરાબર સંભળાતી નથી. ચારે બાજુ હવે અંધારું ઘેરાયું છે. પથ્થરની દીવાલો પર કાળાં પાણી પછડાટ ખાય છે.

*(ઘાટ પરના અવાજ.)*

અવાજ-૧ : કાળુભા ... હો!

અવાજ-૨ : હો ... ઓ ...

અવાજ-૧ : બાગને લીધો.

અવાજ-૩ : એલા, આગળનાં ગામ તણાયાં જાય.

અવાજ-૧ : મશાલ, મેરૈયાં લાવો.

અવાજ-૩ : બાંધો તરાપા ...

અવાજ-૪ : આ જાય રે ઘાસની ગંજી, પડખે કોઈ લપાયું લાગે ... કોઈ વહારે ધાવ ...

અવાજ-૫ : એકની વાંહે બીજું ... હામ ભાંગી નાખે એવાં વહેણ ને આંધળી રાત ...

ચિન્તામણી : ચારે બાજુએ જો, અની! મશાલોની દોડાદોડ. જમનાના બહોળા પટ પર ઝાંખાં પડે છે એનાં તેજ.

અણિમા : કાંઠાનાં જાગતાં લોક તો જાન બચાવશે પણ ઊંઘતાં ઘેરાશે એમનું શું? કંપારી છૂટે છે ...

ચિન્તામણી : ભૈરવી રમવા નીસરી છે.

પહેરેગીર : *(ખણ્ડમાંથી)* લવારિયાંના નીચલા વાસમાં પાણી ભરાઈ ગયાં છે તે ખાલી કરી ઝાંપે આવી પડ્યાં છેઃ સાવ નોધાર.

અણિમા : એકાએક આ પવન! *(ઊડતાં વસ્ત્રને મર્યાદામાં પકડી રાખી)* તુફાન આવે છે, બા! સુસવાટા તો જુઓ.

ચિન્તામણી : આકાશના તારા બુઝાય છે. ચારે કોરથી વાદળાં ધસી આવે છે.

પહેરેગીર : બા!

ચિન્તામણી : હોજની સામેના જનમણ્ડપમાં સૌની વ્યવસ્થા કર. મોદો પથરાવી દેજે.

અણિમા : એમની પાસે કશુંય નહિ હોય. ભૂખ્યાં હોય એમને માટે, રોહિણીને કહેજે, જે હોય તે આપે.

ચિન્તામણી : ને પહેરવાઓઢવાનુંયે કોઈને જોઈશે. ફરી પૂછવા ન આવીશ, રામ! કહેજે રોહિણીને કે જેને જે જોઈએ તે છૂટથી આપે. *(અણિમા તરફ જોઈ ધીમેથી)* લોકની જ છે આ લક્ષ્મી.

*(વાદળની ગર્જના થાય છે – પરંપરિત. પાણીની છાંટ વાતાવરણમાં*

*વરતાય છે.)*

અણિમા : *(સર્પિણી વીજળીના ચમકારે)* હાય રે મા! બા, ચાલો અંદર. *(ચિન્તામણીની નજર મંડાઈ છે ઘનશ્યામ આકાશમાં. ચંચલ વીજળીના ઝબકારમાં એની મુખમુદ્રા છે કેવલ નિશ્ચલ. ઓચિંતું વરસાદનું ઝાપટું આવી ઝરૂખાના અડધા રવેશને આવરી લે છે. બંને કંઈક ભીંજાય છે. અણિમા પવનની બાજુની આખી અને આગળની અડધી સળીની ચક ઢાળી દે છે.)* અંદર જઈશું, બા!

ચિન્તામણી : જમણી આંખ ફરકે છે મારી. આ ભયંકર કાળરાત્રીમાં પણ જરૂર એ આવતા હશે. એમનું ...

અણિમા : સારું જ સારું. કુશંકા ન કરીએ. આવવાનો કોઈ માર્ગ હવે રહ્યો નથી. એ નક્કી રોકાઈ ગયા હશે.

ચિન્તામણી : એમ હોય તો સારું. પણ એ દુ:સાહસ કરી બેસે તો ...

અણિમા : અમંગલની કલ્પના ન કરો, બા!

ચિન્તામણી : ભવાની એમનું જ્યાં હોય ત્યાં રક્ષણ કરે.
*(એક વાર ફરી રુદ્રગણોથી ધમધમતા અભેદ્ય અન્ધકારને આંખથી વીંધવા મથે છે. નિષ્ફલ. અણિમા પૃષ્ઠભાગે હાથ મૂકી એને ખણ્ડમાં જવા પ્રેરે છે. જતાં જતાં)*
નૈનાં ભયે અનાથ હમારે ...
નૈનાં ...
*(એક બાજુનો બાકી રહેલો ચક હવે અણિમા ઢાળી દે છે. ઝરૂખા નીચે પ્રાસાદના એક ખૂણા પર ઘાટ પરથી નાહીને આવ્યા પછી સ્ત્રીવર્ગને વસ્ત્ર બદલવાની સગવડ માટેનો નાનો સરખો વંડો છે. ઉપરથી છાપરાવાળા જનમણ્ડપમાં આશરો લેનાર લવારિયાંમાંથી એક મુગ્ધ યુગલ અહીં સરી આવે છે. આછાં ભીનાં કપડાંમાં છાપરાની નીચેનાં પગથિયાં પર એ બેસે છે. પુરુષના હાથમાં ચેતાવેલી બીડી છે. વારંવાર થતા વીજચમકારમાં બંને ક્ષણભર દેખાય છે તો વળી અન્ધકારમાં ઘડીભર અદૃશ્ય રહે છે.)*

સ્ત્રી : અલ્યા, અટાણેય મને આમ ખેંચી લાવ્યો?

પુરુષ : કોઈનું મન કપડે રાજી ને કોઈનું મન રોટલે. મણ્ડપમાં તો લૂંટાલૂંટ ચાલી છે પણ મારું મન તો ...

સ્ત્રી : ચોર રાજી ચપટીમાં ને બહારવટાંને ગામ. તુંયે તે લૂંટનો માલ જ લઈ આવ્યો છે ને?

પુરુષ : હં.
*(બીડીનો દમ ખેંચે છે.)*

સ્ત્રી : આ કાળમીંઢ પાણીની પછડાટોનો ભો નથી લાગતો તને?

પુરુષ : ચારેક વામ દૂર છે હજી. *(સ્ત્રીની સામે જોઈ)* ને તુંય તે ક્યાં ઓછી છે?

સ્ત્રી : તારે આધારેસ્તો.
*(પુરુષની સોડમાં વધારે નજીક આવે છે.)*

પુરુષ : પાણીને કાંઠે રે'વું ને આગની સાથે નિત કામ લેવું. આપણને વળી ભય શો? *(બીડી એના મોઢા આગળ ધરીને)* લે, માર એકબે ફૂંક.

સ્ત્રી : લે હવે રહેવા દે. એ તો જવાનીનો નશો બીક ના જાણે – પછી મરદ હોય કે સ્ત્રી.

પુરુષ : હાવ હાચું કહ્યું તેં. ઉપરથી વરસાદની ઝડી, નીચે ખઉધરાં પૂર અને ચારે મેર કાળો ઘોર અંધાર. કાળના ઉઘાડા મોંમાં આપણે બેઠાં છીએ. નહિ ચિન્તા, નહિ –

સ્ત્રી : કેવળ આનન્દ.

પુરુષ : કેવો મીઠો બોલ! જાણે વનવગડાની મેના ટહુકી.

સ્ત્રી : ભીનેલા વાનને ઊના હૈયાની હૂંફ!

પુરુષ : ભેદ ભુલાવણહાર ...
*(સ્ત્રીની કમરે હાથ નાંખી મીઠું આલિંગન લે છે. બંને જાણે પ્રેમસમાધિમાં છે.)*

સ્ત્રી : *(અચાનક)* આ પગ આગળ સળવળ સળવળ થાય છે કૈંક.
*(નીચેથી પગ ઓટલા પર લઈ લે છે.)*

પુરુષ : *(સાવધ થઈ)* ક્યાં? *(વીજના પ્રકાશમાં)* સાપ જેવું લાગે છે.

સ્ત્રી : ભોરિંગ મોટો ...
*(ઓટલાના બીજે ખૂણે દોડી જાય છે, પુરુષ એની પાછળ જાય છે.)*

પુરુષ : એ તો હાલ્યો દીવાલની રાંગે ... ઓ બાજુ.

સ્ત્રી : એનો ભરોસો નહિ. ચાલ બીજે ક્યાંક.
*(સ્ત્રીનો ખેંચાયો પુરુષ પ્રસ્થાન કરે છે ... યમુનાજીનાં પૂર વીંધી સૂરદાસ આવે છે. જલતરબોળ ધોતીની પાટલીને અને કમરે બાંધેલા ખેસને નીચોવતાં એ ગુંજે છે.)*

સૂરદાસ : ખંજનનેન રૂપરસમાતે ...
ખંજનનેન ...
અતિસૈ ચારુ, ચપલ, અનિયારે
પલપિંજરા ન સમાતે ...
*(વીજળીના પ્રકાશમાં અચાનક એની નજર જેના આધારે એ પૂર વીંધી આવ્યો તેના તરફ જાય છે.)*
આ શું? ઝાડના થડનો જેને ટુકડો માન્યો એ તો કોઈ સંન્યાસીનું શબ! આ ગેરુઆં વસ્ત્ર! કોણ હશે એ? *(પાસે જાય છે.)* દીઠાનું ઓળખાણ નથી. જીવતે જીવત કંઈકને ભવસાગરમાંથી તાર્યા હશે. મરીને મને તાર્યો. વન્દન, ભગવન! જમુનામાં જલસમાધિ લીધી હશે તો એમાં જ હો આપનો દેહસંસ્કાર. *(શબને વહેણમાં વહેતું મૂકી દે છે. ઘડીભર એ*

*દિશા ભણી ધ્યાનસ્થની માફક જોઈ રહે છે. પછી પાછો ફરી ઝરૂખા ઉપર નજર નાખે છે. અંદર દીવો બળે છે એની પ્રતીતિ થતાં પૂર્વસ્મૃતિથી પાછો કામ જાગે છે – આ સમય દરમિયાન સાપ દીવાલની રાંગે થઈ ઝરૂખાની થાંભલી પર વીંટળાયો હોય છે, મુખ આગળથી. બાકી આખુ અંગ લટકતું હોય છે. સૂરદાસ એ જુએ છે. એને દોરડું માની)* મુખ્ય માર્ગે જવાની શી જરૂર? આ દોરડું લટકે છે મારા માટે જ. અહીંથી ચડી જાઉં સીધો એના અન્તઃપુરમાં. અણધાર્યા મળ્યાનો ઔર આનન્દ ...

ખંજનનૈન રૂપરસ માતે ...

ખંજનનૈન ...

અતિસૈ ચારુ, ચપલ, અનિયારે

પલપિંજરા ન સમાતે ...

*(ગાતાંગુંજતાં એ ઝરૂખે ચડી જાય છે. ચક ઊંચો કરી અંદર પ્રવેશ કરે છે.)*

**દશ્ય બીજું**

*(સ્થળઃ ચિન્તામણીનું અન્તઃપુર*

*સમયઃ પહેલા દશ્યના અનુસંધાનમાં જ*

*અન્તઃપુરમાં એક બાજુએ નીચી બાંધણીની પાટ છે. એની ગાદી પર ઝૂલતી રેશમી ચાદર છે અને માથાને ભાગે ગોળ તકિયો અને ગાલમશુરિયાં. બીજી બાજુની દીવાલ નજીક ફરસ પર ગાદીતકિયા ગોઠવેલાં છે. વચમાં સુન્દર ગાલીચા પર બીન મૂકેલું છે. બાજુમાં મૃદંગ. ચિન્તામણી પાટની ઉપર આડી પડી છે, તન્દ્રાવસ્થામાં. અણિમા બીન પર આછા સૂર લે છે, જાણે નિદ્રાને આહ્વાન આપતા. પાછલી બાજુએ ઝરૂખો છે. ત્યાં કોઈનાં પગલાંનો સંચાર જણાતાં અણિમાનુ ધ્યાન એ તરફ જાય છે.)*

અણિમા : કોણ? *(સૂરદાસને ઓળખતાં શબ્દ મુખમાં અડધો ઉચ્ચાર્યો જ રહી જાય છે. ઊઠીને એ ત્યાં જાય છે; સત્વર પણ છાને પગલે.)* કેટલું સાહસ ખેડીને આવ્યા? કાળસ્વરૂપ કાળી નાગને નાથીને આવ્યો જાણે કા'ન. આ ભીનાં કપડાં ને ભીનું વાન – ચાલો અંદર. ઝટપટ શરીર લૂછીને બદલી લ્યો ... શરદી ન લાગે.

સૂરદાસ : *(ચિન્તામણી તરફ નિહાળતાં)* કેવી શિથિલ થઈને સૂતી છે? બહુ રાહ જોવડાવી, નહિ?

અણિમા : આખોય દિવસ ઝરૂખે જ બેસી રહ્યાં હતાં. સામેના માર્ગ પર મીટ માંડીને. નથી કંઈ ખાધું કે પીધું. સાંજે ચડતાં પૂરમાં હોડીનો માર્ગ બંધ

થયો. પછી કૃષ્ણપક્ષનાં અંધારાં ઊતર્યાં ને તેમાં આવ્યું વર્ષાનું તોફાન. સાવ હતાશ થઈને ત્યારે જ એ અંદર આવ્યાં ને ઢગલો થઈ પડ્યાં. પણ એ બધી વાત પછી, પહેલાં તમે કપડાં બદલી લ્યો.

*(સૂરદાસને લઈ અંદરના ખણ્ડમાં જાય છે. કેવળ નીરવતા છવાતાં ચિન્તામણીની આંખ ઊઘડી જાય છે. ચારે બાજુ નિહાળે છે – ત્યાં તો કોઈ નથી.)*

ચિન્તામણી : આ તે કેવું સ્વપ્ન! – ઉપવનમાં અમે બંને વિહાર કરતાં હતાં. હું અને મંગલ. મન્દિરના સ્ફટિકમણ્ડપમાંથી સ્વયં ઝંકાર પામતા બીનના સૂર વહી આવે છે. સુકોમલ મધુર, નિતાન્ત આકર્ષક. અમે બહારથી એ તરફ ખેંચાઈએ છીએ, જાણે કોઈ પાશના બાંધ્યાં. મુખ્ય દ્વારના ઉંબર કને આવ્યાં ત્યાં તો કદમ્બકુંજમાંથી જાણે બંસરી વાગી, પ્રાણને પરવશ કરનારી. કુંજ તરફ અમે પગલું ભરીએ છીએ ત્યાં તો બંસરી બંધ. બીનરવનો ગભીર ગોરંભો અમારા હૃદયને સ્પન્દિત કરી રહે છે. ફરી અમે ઉંબર પર પગ મૂકીએ છીએ પણ ત્યાં તો એ જ મોરલીના મોહન સૂર કાલિન્દીને તીરેથી. એક બાજુ બીન, બીજી બાજુ બંસી. અહીં અમારો ભેદ શરૂ થયો. એમણે કહ્યું: 'અહીં તો બન્ધન છે, પ્રાસાદની દીવાલોનું. પેલી વનબંસીને રાહે તો છે કેવલ મુક્તિનો આનન્દ.' એ દોડી ગયા કુંજની ગલીઓમાં થઈ સૂરના અનુસંધાને. વિવશ મેં એકલીએ પ્રવેશ કર્યો આ મન્દિરમાં. ઝણકારના આધારે મધ્ય મણ્ડપમાં આવું છું બીનની કને પણ ત્યાં બીન બંધ.

આ બીન બંધ જ પડ્યું છે ને? રે ક્યાં ગયો એ મોરલીનો સૂર? *(સૂરદાસ પ્રવેશ કરે છે.)* તમે? તમે આવ્યા? વનકુંજની વેણુ પણ શું આ વીણાની માફક રહી ગઈ, અરવ?

*(સૂરદાસની આંખમાં ઊંડું નિહાળે છે. સૂરદાસ એક ઝાટકો અનુભવે છે.)*

અણિમા : *(આગળ આવતાં)* બા તો જાણે સ્વપ્નમાં બોલતાં હોય એમ લાગે છે.

સૂરદાસ : *(ચિન્તામણીની દશા જોતાં અનુકમ્પાથી)* મણિ!

ચિન્તામણી : *(સ્વસ્થ થઈ, એકદમ ઊઠી પાસે જતાં)* માફ કરો નાથ, ઘેલા હૈયાનો અનાદર. *(સજલ નેત્રે ચરણમાં ઝૂકી પડે છે. સૂરદાસ નીચે નમી એને ઉઠાડે છે. દરમિયાન અણિમા ચોળાયેલી ચાદરને ઠીક કરી લે છે ને તકિયો વ્યવસ્થિત ગોઠવી દે છે. ચિન્તામણી સૂરદાસને ત્યાં લાવી બેસાડે છે. મધ્યના ગાલીચા પર બીનની કને પોતે બેસે છે, પાટની પાંગઠ કને મૃદંગ લઈ અણિમા.)* આ કાળરાત્રિનો મને કેટલો ભય હતો? મારે કારણે આટલું સાહસ! તમારી પ્રીતિ પામીને હું કેટલી ધન્ય બની છું? કેટલી ધન્ય!

અણિમા : ને આવ્યા તેય ઝરૂખે ચડીને. તમે ઊંઘમાં ન હોત તો તો તમને ઓચિંતા

જ ઘેરી લેત.

ચિન્તામણી : ઝરૂખેથી? એ કેવી રીતે?

સૂરદાસ : કેવી રીતે કેમ? ત્યાં દોરડું તો લટકાવી રાખ્યું છે.

ચિન્તામણી : ના રે ના. અની! તેં બાંધ્યુંકર્યું છે?

અણિમા : મને તો કંઈ ખબર જ નથી. ને મોડે સુધી તો આપણે ત્યાં હતાં.

*(ચિન્તામણી ઝરૂખામાં જાય છે. પાછળ સૂરદાસ કઠોડા પર આમતેમ જુએ છે. ક્યાંય કશું જણાતું નથી. સૂરદાસના વજનને ઝીલતાં કળ ચડેલી તે આટલી વારે વળતાં સાપ ત્યાંથી દીવાલ પર થઈ નીચે ઊતરતો હોય છે.)*

ચિન્તામણી : ક્યાં છે દોરડું?

સૂરદાસ : *(ચક ઊંચો કરી જુએ છે. દોરડું નથી. ખસિયાણો પડે છે. પણ સતત વીજના પ્રકાશમાં એની નજર જાય છે દીવાલ પરથી ઊતરતા સાપ પર.)* જો અહીં, આ દીવાલ પર શું છે?

ચિન્તામણી : *(સૂરદાસની કને જઈ)* હં ... આ તો કાળો નાગ નીચે ઊતરતો લાગે છે. મા ... રે ... છંછેડાઈને એણે તમને ... ના, ના, અશુભ કલ્પના નકામી છે. પરમ શક્તિનું કવચ રક્ષણ કરે છે તમારું. *(ફરીથી દીવાલ પર નજર કરે છે. હવે ત્યાં કશું નથી. ભાવના આવેશથી સૂરદાસ તરફ વળે છે, ઉદ્દીપ્ત નયનનો આશ્લેષ પામવા. પણ સૂરદાસની આંખ છે કેવળ શૂન્ય.)* તમે ઉદાસ જણાઓ છો. મારો કાંઈ અપરાધ?

અણિમા : પ્રસંગનું ચિન્તન કરતા હશે.

સૂરદાસ : કંઈ નથી. ચાલો અંદર.

*(સૌ પૂર્વવત્ યથાસ્થાને બેસે છે. ચિન્તામણી બીન પર દુર્ગાના સૂર રેલાવે છે. અણિમા મૃદંગ પર એમાં તાલ પૂરે છે. રોહિણી રજતપાત્રમાં ગરમ પીણું લાવી, સૂરદાસની નજીકના બાજઠ પર મૂકી, પાછી બારણા આગળ જઈ વિશેષ કંઈ આજ્ઞા માટે ઊભી રહે છે. ચિન્તામણી એને સંકેતથી જવાનું કહે છે.)*

ચિન્તામણી : લાગી રે લગન ...

પિયા! તોરી લાગી રે લગન ...

રેણ રે ઝૂમેલી બરિખન માસની,

રૂમઝૂમ રેલ્યો અન્ધકાર,

ભીને રે અંચલ ભમતી રાનમાં

ફૂલની ફોરમનો લઈ ભાર,

વીજને તેજે તે પેખું પન્થને, ઉરમાં એક રે અગન ...

તમરાં બોલે છે તરુવરપુંજમાં,

જલપે ઝરણાં હજાર,

અડધી રાતેયે મનનો મોરલો

મારો ગાય રે મલાર,
આભ રે વીંટાયું અવનીઅંગને એવાં મિલને મગન ...
*(રોહિણી એકાએક બારણા આગળ આવે છે. એનાં નૂપુરના ધ્વનિમાંથી જ એની વિહ્વલતા પ્રગટ થાય છે. ચિન્તામણીનું ધ્યાન ત્યાં ખેંચાય છે.)*

ચિન્તામણી : રોહિણી! આવ, શું છે ગભરાટનું કારણ?

રોહિણી : આ લવારિયાં ...
*(આગળ બોલી શકતી નથી.)*

ચિન્તામણી : શું કર્યું છે એમણે?

અણિમા : તું તો ઘરમાં છે ... ને રામ?

રોહિણી : મને તો કંઈ નથી કર્યું. પણ ...

અણિમા : પણ ... તો આટલી ફફડે છે શાની?

રોહિણી : રામે આવી લોટો ઘી માંગ્યું. કહ્યું કે મોટા ફણીધર નાગને આ લવારિયાંએ પૂરો કરી નાખ્યો. એનો અગ્નિસંસ્કાર કરવા જોઈએ ...

ચિન્તામણી : સારું ન થયું.

સૂરદાસ : એના આધારે જ આજે હું અહીં પ્રવેશ પામ્યો.

અણિમા : તેં આપ્યું ને?

રોહિણી : હા.

અણિમા : સારું કર્યું. લોકવાયકા છે, મનુષ્યના હાથે આમ સંસ્કાર પામે તે નાગની સારી ગતિ થાય છે. *(ચિન્તામણીની આંખ સજલ જોઈ)* જા રોહિણી, કોઈ ભય ન રાખીશ. શેષ કંઈ કામ રહ્યું હોય તો આટોપી વિરામ કર. *(રોહિણી જાય છે. ચિન્તામણી વિકલ છે ને સૂરદાસ ધ્યાનસ્થ. ધીરેથી ઊઠી મૃદંગને ખૂણામાં ઉઢાણી પર મૂકી અણિમા ખણ્ડમાંથી બહાર નીકળતાં પડદો ઢાળી દે છે. ચિન્તામણીને અને સૂરદાસને સમયનું ભાન નથી. કેટલીક વારે મુખ લૂછી ચિન્તામણી બીન ભીંત આગળ મૂકે છે. પછી ખૂણાના દીપકની એક શગ રહેવા દઈ બીજી બધી ઠારી નાખે છે. સૂરદાસના ચરણ આગળ બેસી પદચંપી કરે છે.)*

સૂરદાસ : મણિ!
*(નિકટ આવી ચિન્તામણી સૂરદાસના કપાળે હાથ ફેરવે છે. કંઈ બોલતી નથી. સૂરદાસ અમીટ નજરે એની સામે જોઈ રહે છે.)*

ચિન્તામણી : *(મુખ ફેરવી લેતાં)* તમારી આંખનો પ્રતાપ નથી ઝિલાતો. આવી રીતે ન જુઓ, નાથ!

સૂરદાસ : કેવું મનોરમ રૂપ! પણ આ જે જોઉં છું તેય તે છલના નથી ને? મારાં આ લોચન પર કેટલો ભરોસો રાખું?

ચિન્તામણી : આપ શું બોલો છો આ?

સૂરદાસ : સૂકા ઝાડના થડનો કોઈ ટુકડો જોયો, શરીર ઘસાય તો ઉઝરડા પડે એવો; પણ એના આધારે આ પ્રચણ્ડ પૂરનાં પાણી વીંધ્યાં. આ તીરે

ઊતર્યા પછી એને ફરી જોયો ... ને એ તો હતું પરમ કલ્યાણકારી પ્રસન્નમુખ કોઈ સંન્યાસીનું શબ ... ઝરૂખેથી લટકતું જોયું શણનું દોરડું, હાથને એનો સ્પર્શ હતો કોમળ ને છતાંય દૃઢ ... જેને આધારે ઝરૂખે ચડ્યો ... ને એ તો હતો પ્રલમ્બકાય વિષધર સાપ.

ચિન્તામણી : એ વાત ન સંભારશો, પ્રિય!

સૂરદાસ : દીઠાનો ભરોસો નથી રહ્યો. છલનામયી માયાની આ લીલા! *(મૌન દીપકની શગ પર ખેંચાઈ ગયેલું કોઈ જન્તુ જલી ઊઠે છે. એના ચરચર રવની સાથે ક્ષણભર પ્રકાશ ઝાંખો થાય છે. બંનેની નજર ત્યાં જાય છે.)* રૂપ એટલે જ આગ. અન્ધકારને અજવાળતો એનો પ્રકાશ. સર્વને ગતિશીલ કરી મૂક્તો રમણા માત્રનો એકલ આધાર. *(દીવાલ પર નજર ફેરવતાં)* ઋતુઋતુનાં આ ચિત્રો ... વિલાસના ઉલ્લાસને વ્યક્ત કરતાં ... પણ એમાં એનાં તેજનો તાપ વરતાય છે કેટલો વ્યાપક! પેલું જન્તુ એનાં રૂપમાં મુગ્ધ થઈ જાણે એનો આશ્લેષ લેવા ગયું ... ને ... પ્રવેશ્યું અતલ અન્ધકારમાં ... અપરૂપ બનીને. હઠી જા, મણિ! હઠી જા, અહીંથી.

ચિન્તામણી : રૂપ માત્ર આગ નથી, નાથ! પાણીનેય રૂપ તો છે; પણ શીતલ. *(સૂરદાસે જાણે કંઈ સાંભળ્યું જ નથી.)*

સૂરદાસ : શ્યામના અનુરાગીને ગૌરદેહનું કામણ! કીર્તનમાં તું ન આવી હોત તો પૂર્વરાગ ન જાગત. મારી અનન્યતા! ... આ રૂપ હવે જોવું નથી, હઠ. *(સૂરદાસ સફાળો બેઠો થઈ ઊઠવા જાય છે. ત્યાં ચિન્તામણી એના પગ સાહી લે છે ને માથું તે પર ઢાળી દે છે.)*

સૂરદાસ : જવા દે.

ચિન્તામણી : *(ગળગળા અવાજે)* નહિ જવા દઉં, કદીય નહિ.

સૂરદાસ : *(એના તરફ જોતાં)* નજરે જોયાનું આ બન્ધન! લોચન, તમે જ દૂર થાવ. *(બે હાથે બે આંખનાં ફૂલ ચૂંટી લે છે. ગાલ પરથી ઊના લોહીની ધારા વહે છે. વેદનાને દબાવતા અવાજે)* હે શ્યામલ અન્ધકાર, હે અનન્ય!

ચિન્તામણી : *(ગરમ બિન્દુનો સ્પર્શ થતાં સૂરદાસ તરફ જુએ છે)* આ શું? લોહીની ધારા? આંખનાં તેજ ઓલવી નાખ્યાં? આ શું કર્યું, નાથ? *(ચિત્કાર સાથે)* હાય રે હતભાગિની હું. *(રુદનમાં શબ્દના બોલ દબાઈ જાય છે. ચીસથી અણિમા દોડી આવે છે. પાછળ રોહિણી.)* કલંકિની. જિંદગીભરનાં આંસુથી મારાં પાપ નહિ ધોવાય.

અણિમા : *(ખણ્ડમાંનું દૃશ્ય જોઈ બેબાકળી બની)* બા! બા! રોહિણી, દીવો કર. *(પાસે જઈ)* ઊઠો બા! એમની વેદનાનો તો વિચાર કરો! *(રોહિણી દીપકની પાંચે શગ પેટાવે છે.)*

સૂરદાસ : *(નીચે નમી ચિન્તામણીને ઉઠાડે છે.)* ઊઠો કલ્યાણી! કોઈ વેદના નથી. પરમ શાન્તિ છે. ઊઠો.

ચિન્તામણી : *(ઊભી થતાં)* નાથ!

*(અણિમા એને બંને બાજુથી પકડી રાખે છે.)*

સૂરદાસ : સ્વસ્થ થા, મણિ! જો ને, કેટલો સુંદર પ્રકાશ દેખાય છે ... કેવળ પ્રકાશ! બીજું કાંઈ નહિ. કોઈ બન્ધન નહિ ... ને ... *(વાક્ય અધૂરું રહે છે. ચિન્તામણી પાલવના છેડાથી મુખ પરનું લોહી લૂછે છે. પાટ પર સૂરદાસને આરામ કરાવતાં છેડો ફાડી એનાં પોતાં બનાવી બંને આંખ ઉપર મૂકે છે. અણિમા પોતાંને પકડી રાખે છે. એના પર બીજી પટ્ટીથી પાટો બાંધે છે. ચિન્તામણીના હાથ છૂટા થતાં)* ને તનેયે સંભળાય છે ને, પેલી વૃંદાવનની વેણુ! અરવ નથી થઈ. મણિ! વાગે છે તો દૂર પણ ઓરો ઓરો આવે છે એનો નાદ.

અણિમા : *(વીંઝણો કરતાં)* રોહિણી! ચક ચડાવ, જરા પવન આવે.

*(રોહિણી ઝરૂખાના ચક ચડાવે છે. તોફાન શાન્ત થયું છે. કૃષ્ણપક્ષની પાછલી રાત્રિનો ચન્દ્ર આકાશમાં ઊંચે આવ્યો છે, વિશેષ ઉજ્જવલ. ચિંતામણી પોતાના સર્વ અલંકારો અંગ પરથી ઉતારે છે.)*

સૂરદાસ : *(પવનનો સ્પર્શ થતાં)* જમનાજલનો ભીનો વાયુ કાનમાં ગુંજે છે મારા કૃહાનકુંવરનું ગાન. વંજુકુંજનું આવ્યું મારે અડધી રાતનું ઇજન.

*(જવા ઊઠે છે. ચિન્તામણી એનો હાથ સાહે છે. સૂરદાસ એ પાછો ખેંચી લે છે.)*

ચિન્તામણી : ચિન્તામણી નથી, પ્રભુ! હવે તો છું કેવળ કાઠની લાકડી. અળગી ન કરશો, નાથ!

*(સૂરદાસનો હાથ ફરી પોતાને ખભે લે છે.)*

સૂરદાસ : વ્યાકુલ કરે છે વાંસળીનો સૂર.

ચિન્તામણી : સૂરના આધારે ચાલો, પ્રિયતમ!

કાલિન્દીને કિનારે.

*(ચિન્તામણી સૂરદાસને દોરે છે. જતાં જતાં અણિમા અને રોહિણી ભણી એક દૃષ્ટિ કરી લે છે, સુકોમલ, સ્નેહમયી, સર્વત્યાગના પ્રકાશથી ઝળહળતી. અણિમા અને રોહિણી વજ્રાઘાતથી બને છે જાણે મૂઢ. કણ્ઠને રૂંધે વાણી ભરાઈ રહે છે. સૂરદાસ અને ચિન્તામણીનું પ્રસ્થાન.)*

રોહિણી : બા ગયાં? જતાં જતાંય કંઈ ન બોલ્યાં.

*(રડે છે.)*

અણિમા : રોહિણી! મોરલીની ધન્યતા એના ટહુકારે. પણ કાઠની લાકડીની ધન્યતા છે એના મૌનમાં ...'

કેસૂડાં ૧૯૫૭

# ટેરો ટળી જતાં

પાત્રો- શશિકલા (રાજકન્યા) ◦ બિલ્હણ (કાશ્મીરી પણ્ડિત) ◦ વીરસિંહ (પાંચાલ પ્રદેશનો રાજા) ◦ રાજમાતા (રાણી) ◦ મહાઅમાત્ય ◦ માલા (શશિકલાની દાસી) ◦ કેશી ◦ શ્રેષ્ઠીગણ ◦ પ્રતિહારી ◦ અનુચરો

નાન્દી
કુમારના સમ્ભવ કાજ અગ્નિમાં
ત્રિનેત્રના ભસ્મ થઈ ગયેલ તે
કન્દર્પને ધૂર્જટિનો મળ્યો વરઃ
આનન્દનો પ્રભવ જ્યાં ત્યહીં એ જ હેતુ.

**દશ્ય પહેલું**

*(સ્થળ : રાજકન્યા શશિકલાનો અભ્યાસખણ્ડ*
*સમય : વસન્તઋતુ, પ્રભાતના પ્રથમ પ્રહરનો ઉત્તર ભાગ*
*અભ્યાસખણ્ડને મખમલના પડદાથી બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો છે. એક બાજુએ શશિકલાનું આસન છે, બીજી બાજુએ કાશ્મીરી કવિ બિલ્હણનું. પશ્ચિમની દીવાલનો ઝરૂખો શશિકલાની તરફ છે. એમાંથી ઉપવન અને એની પાછળનું કદમ્બ, નિમ્બ, પલાશાદિનું નિબિડ વન દેખાય છે. શશિકલા અભ્યાસના શ્લોકનું ગુંજન કરતી હોય છે.)*

શશિકલા : સોહે નિરભ્ર ગગને વિધુ પૂર્ણિમાનો
ને શ્વેત પદ્મ ઝૂલતું જલને તરંગ;
આ રમ્ય રાત્રિ તણી શાન્તિ વિશે હવાનો
હિલ્લોળ આસવ સમો પ્રણયી જનોને.
ગુરુજીના કણ્ઠમાંથી નીતરતું કાવ્ય સાંભળતાં કંઈ ઓર આનન્દ આવે છે. વાણીના એ માધુર્યમાંથી પ્રગટતો બોધ વિલક્ષણ છે. કેવી છે એમની પ્રતિભા! ને છતાં વિધાતાની કેવી ક્રૂર મશ્કરી! બધું દીધું પણ અંગનું સૌષ્ઠવ હરી લઈને. જેમની વાણીના અમૃતનું પાન કરું છું એમનું જ દર્શન નિષિદ્ધ! તને ક્રૂર કહેવાઈ જાય છે, વિધાતા! પણ સંસારની તુલા

જે જાળવી રહી છે એનાં ઊંડાં રહસ્યો કેમ ઉકેલ્યાં જાય? *(દાસી જલપાત્ર લાવી બાજઠ પર મૂકે છે.)* માલા! તેં ગુરુજીને જોયા છે?

માલા : કેમ, બા?

શશિકલા : એમનું મુખ શું સાવ અપરૂપ છે?

માલા : મોઢું તો કામદેવની કાન્તિથીયે વધુ સોહામણું છે ને શરીર પણ ઘાટીલું. પણ ઉપરણાથી ઢાંકેલું અંગ કોઢથી કેવું કાબરું હશે એની કેમ ખબર પડે? રૂપ તો ઇન્દ્રવરણાંનુંયે કેવું? પણ એને ચાખી ન શકાય.

શશિકલા : *(જવાબથી અસંતુષ્ટ)* તારી બધી વાતનો એક જ મેર. ચાખવું ને ખાવું. એ સિવાય બીજું કંઈ છે દુનિયામાં? કોઈનું દુઃખ જોઈને તારો જીવ ના બળે?

માલા : કેમ ના બળે? બા! મને એવી હૈયાહીણી ધારો છો? આ તમને સહેજ કંઈ થાય એમાં મારો જીવ તો તાળવે ચોંટી જાય. તમે જ કહો ને, હું કેવી ઊંચીનીચી થઈ જાઉં છું તે. પણ પોતાનાંને માટે થાય એવું બીજાં માટે કંઈ ઓછું જ થાય છે.

શશિકલા : ગુરુજીને પારકા ગણાય, માલા? તું કેવું ભૂંડું બોલે છે!

માલા : ત્યારે પોતાનાંની આડે પડદો હોય ખરો? પડદો હોય ત્યાં સુધી તો પારકાં જ.

શશિકલા : એમના વિરૂપ મુખનું દર્શન મારા અભ્યાસની આડે ન આવે એટલા માટે પિતાજીએ –

માલા : વચ્ચે પડદો કર્યો. ઠીક જ કર્યું, બેન. મન પાછું પડે તો અભ્યાસ ના થાય; મહારાજ અને અમાત્યજીનું કેવું ડહાપણ! આવું તો એ જ ગોઠવી શકે.

શશિકલા : એમના આ રોગનું કોઈ નિવારણ નહિ હોય?

માલા : એને લોક અસાધ્ય ગણે છે ખરા.

શશિકલા : જાણે તું લોકમાં ન હોય એમ બોલે છે!

માલા : હા, હું તો એવું કંઈ માનતી નથી, બા! દુનિયામાં શું અસાધ્ય છે? પ્રેમથી વ્રતતપ કરીએ તો તે ફળે ને બધુંય મળે. જપ જેવા જપને વર્તાવી શકાય તો બીજું શું ન થાય? *(શશિકલાને ગમ્ભીર દેખી થોડી વારના મૌન પછી)* મોઢું કેમ કરમાયેલું લાગે છે? હું કંઈ પડતું બોલી ગઈ હોઉં તો –

શશિકલા : હા, મેનાને પિંજરમાંથી બહાર કાઢી ઉદ્યાનમાં પાંખ છૂટી કરવા દેજે. (*કેશીનું પ્રસ્થાન.*) ને ...

માલા : જી.

શશિકલા : ને તું સમય થયે ગુરુજીને માટે ઉપાહાર લઈ આવજે.

માલા : નિત્યકર્મ નહિ ભૂલું.
(*પ્રસ્થાન.*)

શશિકલા : પાઠનું પરિશીલન કરી રહી હતી.

બિલ્હણ : સરસ. કાલે કરેલા ખણ્ડનું અવલોકન કરી આગળ વધીએ. શ્લોક કણ્ઠસ્થ થઈ ગયા છે ને ? બોલો.

શશિકલા : સોહે નિરભ્ર ...
ગુરુજી! ક્ષોભ અનુભવું છું. કાવ્યનું ગાન કરો છો ત્યારે માધુર્ય અને ભાવબોધ બંને સાથે પ્રગટ થાય છે. મારી વાણીમાં એ શક્તિ નથી.

બિલ્હણ : તાદાત્મ્યથી એ સધાય. આપણાં સર્વ કરણો એક જ અનુભૂતિમાં લીન થાય ત્યારે એ બને. શબ્દ તો તમે ઝીલ્યો છે ને ઉચ્ચાર્યો છે છન્દની લયાત્મક ગતિમાં સારી રીતે. પણ અંદરનું ચિત્ર, દર્શન ઝીલ્યુંમાણ્યું ન હોય ત્યાં સુધી એના આહ્લાદની સુષમા અભિવ્યક્તિમાં ના આવે. (*શશિકલાના અન્ધત્વનો ઉલ્લેખ થઈ જાય છે એવી સભાનતાથી સાવધ થતાં*) ક્ષોભ પામવાની કંઈ જરૂર નથી, બોલો.

શશિકલા : અંદરનું રમણીય ચિત્ર માણી શકું છું પણ ...

બિલ્હણ : એ તો શબ્દની અભિધા શક્તિથી પણ મનમાં એવું સૌન્દર્ય પ્રગટ થાય ત્યારે જ એની અનુભાવના મળે.

શશિકલા : આન્તરચક્ષુથી પણ એ પ્રત્યક્ષ જ છે.

બિલ્હણ : શું પ્રત્યક્ષ છે ? જે સંસ્કાર ક્યારેય ઝીલ્યો નથી તે ? પ્રવંચના ન છાજે.

શશિકલા : મારા કયા દોષથી આપે આવું અનુમાન કર્યું ?

બિલ્હણ : સ્મૃતિ અનુભૂતિની હોય. કલ્પનાના વિહારને પણ એનો આધાર હોય છે.

શશિકલા : અહીં કોનો અભાવ છે? અબુધને માફ કરશો, ગુરુદેવ! વ્યંજના હું પામી શકી નથી.

બિલ્હણ : (*નિઃશ્વાસ સાથે*) દૃષ્ટિનો જ અભાવ, અન્ધ!

શશિકલા : (*આઘાત પામે છે પણ સ્વસ્થતાથી*): જ્ઞાનાંજનશલાકાથી ચક્ષુને ઉન્મીલિત કરો એવી છે મારી વિનમ્ર પ્રાર્થના.

બિલ્હણ : કટાક્ષનું ઉગામ્યું છે અસ્ત્ર ? અન્ધને આવું ગુમાન!

શશિકલા : (*સરોષ*) કોણ છે અન્ધ ? તમારી મધુર વાણીનેય કુષ્ઠરોગની છાયા લાગી ગઈ શું ?

બિલ્હણ : કુષ્ઠરોગ ? મને ?

શશિકલા : પણ્ડિતજી, અસત્યના આવરણથી સત્યને ઢાંકશો નહિ.

બિલ્હણ : અસહ્ય છે આ અપમાન. મારું સ્થાન અહીં નથી. હું જાઉં છું. જેની આંખે પડળ છે એને પ્રકાશનું શું ભાન?

શશિકલા : પડળ?

*(જવનિકાને આવેશથી હઠાવે છે ને બિલ્હણની તેજસ્વી મુખમુદ્રા જોતાં આગળ બોલતાં અટકી જાય છે. બિલ્હણ પણ અનપેક્ષિત સૌન્દર્યને નિહાળી અવાક થઈ જાય છે.)*

બિલ્હણ : *(કંઈક સમય પછી)*: તમે શશિકલા! સુલોચને!

શશિકલા : તમે ગુરુદેવ!

શાં અંગ આ યૌવનગૌર કાન્ત!

બિલ્હણ : મહારાજ અને મહાઅમાત્યે જ મને કહ્યું હતું કે –

શશિકલા : કે –

બિલ્હણ : તમારી શિષ્યા જન્માન્ધ છે!

શશિકલા : ને મને પણ એમણે જ કહ્યું હતું કે –

બિલ્હણ : હું કુષ્ઠરોગી છું.

શશિકલા : હા, એમ જ. એમણે આપણને આવું ખોટું કેમ કહ્યું હશે?

બિલ્હણ : *(યોજનાનો મર્મ પામતાં)* આપણી વચ્ચે પડદો રાખવા.

શશિકલા : શા માટે?

*(બિલ્હણ શશિકલાનાં નેત્રમાં સસ્મિત ઊંડું નિહાળે છે. શશિકલા એ નજરથી સલજ્જ બને છે; મુખ પર એની રક્તિમ છાયા અંકાઈ જવાને ભયે સંકોચ અનુભવે છે. દૃષ્ટિને અન્ય દિશામાં વાળી લે છે ને તોયે વળી વળી બિલ્હણનાં કમનીય કર્ષક તેજરૂપનું પાન કરવા ચંચલતા ધારણ કરે છે. ચિત્તની આ નવી વૃત્તિના ઉદયથી કંઈક મૂંઝાય છે.)*

બિલ્હણ : કણ્વ મુનિના આશ્રમમાં એક દિન આવા જ મંગલ મુહૂર્તે ...

શશિકલા : *(શકુન્તલા અને દુષ્યન્તના મિલનનો પ્રસંગ પામી જાય છે. પણ બિલ્હણના મુખે એ સાંભળવાની ઉત્સુકતાથી)* વાત કેમ અટકાવી દીધી?

બિલ્હણ : એની પૂર્તિ તેં કરી દીધી એટલે.

શશિકલા : ક્યારે?

બિલ્હણ : વાહ! સાવ અજાણી થઈ જવાની રીતિ પણ શીખી લીધી લાગે છે!

શશિકલા : હું તો કંઈ બોલી નથી.

બિલ્હણ : ખોટું. આંખની ભાષા અન્યને સંભળાતી નથી એમ માને છે તું?

શશિકલા : ઓહ! સમજી ... દુષ્યન્તશકુન્તલાને તમે એમાં જોઈ લીધાં?

બિલ્હણ : એમાં અને અહીં. *(બંને મલકી રહે છે.)* આવ, હવે અહીં બેસ. *(આ આવકારે જાણે અજાણ્યા પ્રદેશ પર પગ મૂકતી હોય તેમ શશિકલાને ભય લાગે છે. પોતાના આસન ભણી જવાનું એને મન થાય છે પણ પગ જડાઈ ગયા છે. અંગમાં એક કમ્પન વ્યાપી જાય છે ને સ્વેદથી એ સિક્ત બને છે.)* કલા, આવ. *(શશિકલા વિવશ ભાવે ગાદી પર જઈ*

*બેસે છે, પછી પડખે બિલ્હણ.)* મહારાજની યોજનાનું રહસ્ય સમજાય છે હવે? સર્વ કલાને ધારણ કરનાર ભુવનમનોહર સૌન્દર્યની મોહિની કોને ન લાગે!

શશિકલા : અગમ્ય છે વિધાતાની યોજના.

બિલ્હણ : એકે આપણને દૂર રાખ્યાં. બીજીએ આપણને એક કર્યાં.

શશિકલા : મારો અંગીકાર કરશો તમે?

બિલ્હણ : સરલે! નિર્ણય લેવામાં બુદ્ધિને વાર લાગે છે, હૃદયને નહિ. તારો એ પ્રશ્ન હવે રહેતો નથી. પૂછવું હોય તો પૂછી શકાય કે આપણે એકબીજાને પરહરશું તો નહિ ને?

શશિકલા : *(લજ્જાભર્યા સ્મિતથી )* કાલાન્તરેયે નહિ.

*(બિલ્હણ શશિકલા તરફ વળે છે. એનો સુકુમાર હાથ હળવેથી પોતાના હાથમાં લે છે. એ સ્પર્શથી જાણે બંને હૃદયની ગોઠડી કરે છે. પછી તર્જનીથી ચિબુકને ધરી બિલ્હણ શશિકલાનું મુખ પોતાના મુખ ભણી ઊંચું કરે છે. શશિ આંખ મીંચી દે છે.)*

બિલ્હણ : કેવું રૂપાળું છે અન્ધ આંખનું દર્શન!

શશિકલા : *(નેત્ર ખોલી ભાવોદ્રેકે)* શઠ!

બિલ્હણ : *(ખડખડાટ હસે છે.)* નવા પાઠનો અભ્યાસ માંડ્યો, નહિ?

શશિકલા : તમારી શિષ્યા છું ને? તમે જે ભણાવો તે ભણું છું.

*(બંને પરસ્પરની આંખમાં જોઈ મીઠું મલકે છે. માલા ઉપાહાર લઈને અડધા પડદાની આડ સુધી આવે છે.)*

માલા : *(મંદ અવાજે – સ્વગત જેમ)* બંનેય બન્યાં છે અન્ધ. આ મહારોગનું કોઈ ઓસડ નથી.

*(બાજઠ પર ઉપાહાર મૂકી ચાલી જાય છે. એના અવાજથી સ્વસ્થ થતાં ને જાણે કશું જ બન્યું નથી એમ સૂચવવા માગતાં હોય તેમ બંને પઠન કરે છે.)*

શશિકલા : સોહે નિરભ્ર ગગને વિધુ પૂર્ણિમાનો

બિલ્હણ : ને શ્વેત પદ્મ ઝૂલતું જલને તરંગ.

### દશ્ય બીજું

*(સ્થળ : પહેલા દશ્યનું*
*સમય : થોડા દિવસ પછી*
*અભ્યાસખણ્ડ હવે પડદાથી વિભક્ત નથી. એક બાજુએ પાટ ઉપર ગાદીતકિયાની બેઠક છે. ત્યાં બેચાર પુસ્તકો અને વીણા મૂકેલાં છે. એની પાસે બાજઠ પર છે પાનદાન ઇત્યાદિ. કેશી વસ્ત્રથી પાન લૂછતી*

*હોય છે. એ જણાય છે અસ્વસ્થ.)*

કેશી : રાજઘરની ચાકરી એટલે જીવમાં જોખમ. સહેજસહેજમાં પાનબીડાંની રમત. ગજાની કસોટી. વળતર ઝાઝું પણ તલવારની ધાર પર રહેવાનું. જરી ચૂક્યાં કે મામલો ખલાસ. મારેય તે શું કરવું ?

માલા : *(જલપાત્ર લાવી ખૂણાની સુવર્ણમણ્ડિત ચોકી પર ગોઠવતાં)* કેશી, પાન કેવાં આવ્યાં છે ?

કેશી : તાજાંનો તોર ભારે.

માલા : *(વ્યંજના પામતાં, એની સામે જોઈને મલકે છે. કેશી એ સ્મિતને ઝીલી શક્તી નથી. ઊલટી વિશેષ વ્યગ્ર બને છે.)* શાની અકળામણ છે, મારી બાઈ! ઘરે સૌ સાજાંસમાં તો ખરાં ને ?

કેશી : મારે નોકરી નથી કરવી.

માલા : કેમ? કોણ રંજાડે છે અહીં? કોઈનોયે ચાળો ચાલે એમ નથી આ ગઢમાં ? શું છે ? માંડીને વાત કર.

કેશી : જોતાં નથી અહીંથી પડદો ગયો તે ?

માલા : જૂઠાણું હોય તે જાય, એમાં ગભરાવાનું શું ?

કેશી : મોડીવહેલી પણ મહારાજને ખબર પડવાની ને ત્યારે મોટાંના વાંકે મરવાનાં નાનાં.

માલા : નોકરી છોડ્યે પતી ગયું ? એનો નતીજો તેં વિચાર્યો છે ?

કેશી : બહાનું તો કોઈ પણ ધરી શકાય, એમાં શું ?

માલા : એટલું સહેલું નથી એ. અહીં તો હરેકની ચાલની પાછળનો સંકેત, ભેદ જાણી લેવાય છે. તું અહીંથી ખસી કે તારી અને તારા કામની ને અમારી ઉપર પણ શંકાની નજર મંડાઈ જ સમજ.

કેશી : તો હું જઈને અમાત્યજીને બધી વાત કરું ? એ જ કંઈ માર્ગ કાઢી આપે.

માલા : એથી તો વાતનો ફેલાવો જ થવાનો. તારી જગાએ બીજીની ગોઠવણ વાતને બીજી દિશામાં લઈ જાય. ના,ના. એવી ભૂલ કરતી નહિ.

કેશી : તો પછી મારે કરવું શું ? મને તો કંઈ સૂઝતું નથી. આનાથી તો નોકરી ના લીધી હોત તો સારું હતું.

માલા : આવી વાતનો આટલો ભય ન ધરીએ, બહેન ! ને હું અહીં બેઠી છું ને.

કેશી : ખરાં છો તમે ! તમને તો આવી વાત પણ નાખી દેવા જેવી લાગે છે.

માલા : હં ... અ ... આપણા વાસમાં હોય કે રાજઘરમાં, ચારે કોર આમ જ બનતું હોય છે. આપણે આપણું કામ કરીએ કાન ઉઘાડા રાખીને ને બોલવા પર રાખીએ કાબૂ, પછી કોઈ ભય નહિ.

કેશી : પણ મારું કાળજું કેવું ફફડે છે એની તમને ખબર હોય ને ...

માલા : બધીય ખબર છે મને. હું તો બહુ નાની અહીં આવી હતી. શું નથી જોયું મેં ? છોડ એ વાત. પણ એક વાત ધ્યાનમાં રાખજે, તારો ધર્મ આજ્ઞા પાળવાનો છે, ચોકીનો નહિ.

*(કેશી વિચારમૂઢ બને છે. માલા ધીરે સૂરે ગાય છે.)*
ફૂલકળીને બાંધતું વજર ઊઘડતું આપમેળે
ત્યારે માંહ્યલી એની મ્હેક ચારે ગમ મોકળે મને ખેલે.
કોઈની એને આણ નહિ, એ પવને રમે,
સૌને આવાહન દેતી એ વનમાં ભમે.
દલથી જે ઊભરાય, ઝિલાતું નહિ તો રેલાય એળે.

કેશી : અવસર આવ્યો હોય એટલી ઊલટથી તમે ગીત ગાઓ છો.

માલા : *(મલકાઈને)*
આવડી નાની પાંદડી, ભીતર અતલ ઝરો,
કોઈ તો અમીઘૂંટડે ઊણાં હૃદય ભરો.
જેટલી ઢળી જાય એથી તો અદકી ચઢે હેલે.
*(ગીત પૂરું થતાં હસી ઊઠે છે.)*

કેશી : તમે હસો છો ને હું ગૂંગળાઈ મરું છું, કોઈ ભારની ભીંસમાં.

માલા : જે સ્વાભાવિક છે એની આડે હાથ ન દેવાય. ચિન્તા મેલીને તું તારું કામ કર્યા કર. આપદથી ડરનાર નવી આપદ જ ઊભી કરે. *(કેશી કંઈ બોલતી નથી.)* ને આ તો રાજલોહી. પળે પળે જીવનને હોડમાં મૂકનારું. મોતને હાથમાં લઈ ભમનારું. એને વારી ન શકાય.

કેશી : માલાબહેન! કુંવરીબાની આમાં કંઈ ભૂલ થતી નથી?

માલા : ભૂલ? કોણ નક્કી કરે? વનવાસે નીકળતાં સીતાજીએ બધાંય કીમતી ઘરેણાં કાઢી નાખ્યાં ને વલ્કલ પહેર્યાં. પણ વગડામાં વળી સોનાના મૃગની કાંચળી પહેરવાનું મન થયું. કોઈનેય થાય કે સીતાજીને આ શું સૂઝ્યું? પણ એવું ન થયું હોત તો રાવણને મારવાનું નિમિત્ત ક્યાંથી ઊભું થાત? ભલી બાઈ! જોયા કર બધું. વાંકું દેખાય ત્યારેય જાણ કે કંઈક સીધું થવા માટે જ.

કેશી : કેવી વાત કરો છો તમે? આગ લાગે ત્યારેય તમે તો કહો કે હવા ચોખ્ખી કરવા માટે.

માલા : ખોટું પણ શું છે એમાં? અગ્નિને તો આપણે પવિત્ર જ ગણ્યો છે ને? બધુંય શુદ્ધ કરી દે એવો. *(કુંવરીનાં નૂપુરનો અવાજ સંભળાય છે.)* આ આવ્યાં કુંવરીબા.
*(શશિકલા ગોઠવણી પર એક નજર કરી લે છે.)*

શશિકલા : બરાબર છે ને બધું? સરસ.
*(બંને દાસી બહાર જવા તત્પર હોય તેમ)*

માલા : આપની અનુજ્ઞા.
*(કેશી અને માલાનું પ્રસ્થાન.)*

શશિકલા : બોલાવું ત્યારે આવજો.
*(શશિકલા પાટ ઉપરનાં પુસ્તકોમાંથી કોઈ હાથમાં લે છે, મૂકે છે.*

*બીનના તારને સ્પર્શ કરી ઝણઝણાવે છે ને પછી રમતીલી ચાલે ઝરૂખા આગળ જાય છે, બહાર નજર કરે છે ને વનપલાશને ફૂલફોર્યા જોઈ એકાએક ગાવા માંડે છે.)*

પલાશની ડાળે ડાળે મ્હોરેલ જે રંગ એવી
આજ મારે અંગ અંગ કોળતી અગન.
આવ હે, વસન્તસમીરણ!
મલયની મ્હેકને વહન
આવ હે, વસન્તસમીરણ!

*(ગાતાં ગાતાં તાલમય ઠેકો લઈ આમતેમ ફરે છે ને ફરતાં ફરતાં બીનનેય રણકાવે છે.)*

કોકિલને કણ્ઠ ઉપવનપન્થે છડી, મુહુ
મુહુ ટહુકંત તવ શુભ આગમન.

*(સહસા આવીને પાટ પર બેસે છે ને ખોળામાં બીન લઈને ગીતને વાદ્યની સંગતિથી ઉલ્લસિત કરે છે.)*

આવ હે, વસન્તસમીરણ!
મલયની મ્હેકને વહન.
આવ હે, વસન્તસમીરણ!
તારે પરિષ્વજન હું પામું ઉદ્દીપન, એવું
પામી રહું પાંખ મહીં શીતલ શમન.

*(શશિકલા ગીતમાં લીન હોય છે ત્યાં બિલ્હણ ખણ્ડમાં પ્રવેશ કરે છે ને દ્વાર આગળ જ એના આગમનનો અણસાર ન મળે એમ ઊભો રહે છે. શશિકલા ગીતના સમ પર આવે છે.)*

આવ હે, વસન્તસમીરણ!
મલયની મ્હેકને વહન.

*(ઝબકી હોય તેમ શશિકલા ખોળામાંથી બીનને પાટ પર મૂકી, એકદમ ઊભી થઈ સહર્ષ અભિવન્દના સાથે બિલ્હણને આવકારે છે. ફૂલદાનીમાંથી ફૂલ લઈ એના મસ્તક પર પડે તેમ વેરે છે. બિલ્હણ હજી દ્વાર પાસે જ હસતે મુખે ઊભો છે.)*

શશિકલા : *(કટાક્ષ કરતાં)*
કટાક્ષરોમાંચિત અંગના પ્રતિ
ને પુણ્યની સાયકઓઘવર્ષણા
તે વ્યર્થ ના – સંગતિથી પરસ્પર ...
ને અન્તમાં ધૈર્યઉપાસના શી.

બિલ્હણ : *(શશિકલાની પાસે આવી)*
વિણ કજ્જલ નેત્રકાન્તિથી
કીધ ઝાંખું અવતંસઉત્પલ.

ત્યમ ખંજનનાય ગર્વને
કીધ છે દુર્વિધ અંજનાચિતે.
*(શશિકલાને મૃદુતમ આલિંગન લેતાં)*
ઊરુયુગ્મથી સુન્દરી યથા
કદલીને ત્યમ જે પૃથુસ્તની –
તપસમ્પદ યક્ષપુત્રની
સુરકાન્તા કરતી ...

શશિકલા : કેમ અટકી ગયા?

બિલ્હણ : *(શશિકલાની ચિબુક ધરી)*
કરતી પરાજિત.
તરુણી પણ જિષ્ણુ ...

શશિકલા : ઊં ... હું ... છઠ્ઠા સર્ગ પરથી બીજા સર્ગ પર પાછું ન જવાય. આગળ ચાલવાનું.

બિલ્હણ : સોળ કળાની પૂર્ણતા સુધી?

શશિકલા : હાસ્તો.

બિલ્હણ : *(ઉપાહારથાળમાંથી કંઈક ખાદ્ય લઈ શશિકલાના હોઠ પર ધરતાં)*
અપાયલા તે મધુપર્ક પ્રોક્ષણે
કરી વિવાહોત્તર ભદ્ર દર્શન,
ભૈમિનું ચૂમી મધુ ઔષ્ઠનું, મિષે
તદા કીધું મંગલકાર્ય લગ્નનું.

શશિકલા : પુણ્યાહ વિધિ તદાકૃત કે યથાકૃત?
*(બોલતાં બિલ્હણના કણ્ઠે કરમાળા આરોપે છે.)*

બિલ્હણ : આવ, કલા, આ એકાસને.

માલા : *(બહારથી)* જય હો, જય હો, મહારાજ!
*(શશિકલા સહસા પાટ પરથી ઊઠી પડદો પૂર્વવત્ કરવા જાય છે ત્યાં રાજા વીરસિંહ પ્રવેશ કરે છે.)*

વીરસિંહ : *(દ્વાર પાસે ખંચકાઈને, આશ્ચર્ય અને ક્રોધથી)* શું કરે છે, શશિ? પડદો કોણે ખસેડ્યો?

બિલ્હણ : *(આસન પરથી ઊઠીને અભિવન્દન મુદ્રા દાખવ્યા પછી)* રાજન્! અસત્યનો આશ્રય વિધાતાને માન્ય નથી.

વીરસિંહ : ચૌર્યકાર્ય પછી પણ આ ધૃષ્ટતા? કૃતઘ્ની!
*(મ્યાનમાંથી ખડગ્ કાઢી ધસે છે.)*

શશિકલા : પિતાજી! *(રાજાની દૃષ્ટિ શશિકલા તરફ વળે છે.)* પડદો મેં ખસેડ્યો છે. અપરાધિની તો હું છું.

વીરસિંહ : જે નિવારવા યોજના કરી તે જ આ રીતે આગળ આવીને ઊભી! ભુક્તિ! જ્ઞાનપ્રાપ્તિ જ આઘી રહી ... હતભાગિની!

બિલ્હણ : કૃત્રિમ નિષેધ આવેશપૂર્ણ પ્રતિકારમાં પરિણમે.

વીરસિંહ : આચારહીનને ઉપદેશ આપવાનો અધિકાર નથી.

બિલ્હણ : જે સત્યનિષ્ઠ છે તેને વિધિનિષેધનું કોઈ બન્ધન નથી.

વીરસિંહ : કોની આગળ આ વિવાદ?

બિલ્હણ : જાણું છું ક્ષાત્રતેજ. જે વીર છે, ધીર નથી.

વીરસિહ : ચૂપ કર. *(દ્વાર તરફ દૃષ્ટિ કરી)* અનુચર!

*(દ્વારમાંથી ચારેક અનુચરો ખણ્ડમાં પ્રવેશ કરે છે.)*

અનુચર : આજ્ઞા, મહારાજ!

વીરસિંહ : આ પણ્ડિતને નિબદ્ધ કરી પૂરી દો કારાગૃહમાં.

*(અનુચરો આગળ આવતાં સંકોચ પામે છે એટલે બિલ્હણ પોતે જ અનુચરોની વચ્ચે જાય છે.)*

બિલ્હણ : લઈ ચાલો કારાગૃહે.

*(અનુચરો એને બાહુએથી પકડી લઈ જાય છે. રાજા એમને જતાં જોઈ રહે છે.)*

વીરસિંહ : *(રોષમાં)* કામકુષ્ઠી, અસાધ્ય એ રોગ. દેહાન્ત એ જ ઉપાય.

*(રાજદણ્ડનો ઉચ્ચાર સાંભળી શશિકલા કમ્પી ઊઠે છે. નેત્રમાં આંસુ ઊભરાય છે. કણ્ઠ બાષ્પગદ્ગદ્ થાય છે.)*

શશિકલા : *(દૃઢતાથી)* અનપરાધીને શિક્ષા?

વીરસિંહ : હઠી જા, કુલઘાતિની! હઠી જા.

*(ઊંડી હતાશામાં ખડ્ગનો જ યષ્ટિ જેવો આધાર લઈ દેહને ટેકવે છે.)*

## દૃશ્ય ત્રીજું

*(સ્થળ : રાજગઢની ભીતરનું કારાગૃહ*
*સમય : શુક્લ રાત્રિનો દ્વિતીય પ્રહર*
*રંગમંચની ડાબી બાજુએ કારાગૃહનો થોડો ભાગ. વચ્ચે ખુલ્લી જગા. જમણી બાજુએ પાંચ પગથિયાં ચડીને જવાય એવું વધસ્થાન. કારાગૃહના લોખંડી સળિયાવાળા દ્વાર પર મોટું તાળું છે. અંદર એક નાની પાટ પર ચાદર બિછાવેલી છે. બહાર એક ચોકી પર પ્રતિહારી બેઠેલો છે. ચન્દ્રનો પ્રકાશ બારણામાંથી થોડે દૂર સુધી અંદર પથરાયેલો છે. બિલ્હણ એક છેડાથી બીજા છેડા સુધી પ્રકાશ અને છાયામાં આવજા કરે છે ને ધીરે સૂરે ગાય છે; કાવ્યરચના કરે છે.)*

બિલ્હણ : ઐન્દ્રસ્યેવ શરાસનસ્ય દધતી મધ્યે લલાટં પ્રભામ્
શૌક્લીં કાન્તિમનુષ્ણગોરિવ શિરસ્યાતન્વતી સર્વતઃ ।
એષાઽસૌ ત્રિપુરા હૃદિ દ્યુતિરિવોષ્ણાંશોઃ સદાહઃ સ્થિતા

છિન્દ્યાન્ન સહસા ... પદૈસ્ત્રિભિરયં જ્યોતિર્મયી વાઙ્મયી ॥

પ્રતિહારી : આવતી કાલે તો આ બંદીનો વધ થવાનો. છતાંય એના મોઢા પર નથી જણાતો ભય, નથી જણાતો ગભરાટ, નથી જણાતી હતાશાની કોઈ છાયા ... થોડાઘણા જેમના વધ જોયા છે તે બધાય મરતાં પહેલાં મરેલા જેવા થઈ જતા. આ માણસ કોઈ જુદી જ માટીનો લાગે છે.

બિલ્હણ : શારદે! જ્ઞાન પામ્યો છું તારા પરાપ્રસાદ રૂપે. સૌન્દર્યને માણ્યું છે સાહજિક્તાથી. પણ આ રાગાનુગા અનુભૂતિએ હવે હું મને નવા જ સ્વરૂપે નિહાળું છું. આ જગતના વ્યવહારને હું જોઉં છું, સાંભળું છું; પાર્થિવ વસ્તુનો શીતોષ્ણ સ્પર્શ પામું છું પણ એની જ્ઞપ્તિ સ્થાયી રહેતી નથી. વહેતાં પાણીની જેમ ઓસરી જાય છે. પણ ... આ અનિત્યની પાછળ એકની નિત્ય સ્મૃતિસંનિધિને વિલોકું છું. મારું સમસ્ત ભીતર એનાથી સભર છે, વેદના છે, સંવેદના છે ને આનન્દ છે.

*(થોડી વારની નીરવતા પછી )*

અદ્યાપિ તે કનકચમ્પકમાળ ગૌરી,

ઉત્ફુલ્લ પદ્મવદના ...

પ્રતિહારી : કેવો મીઠો છે આનો કણ્ઠ! એ શું ગાય છે એ તો રામ જાણે! પણ ઝોકાં ખાતાં ખાતાં રાત ગાળનારને આજે જાગવામાં ઉજાગરો જણાશે નહિ.

બિલ્હણ : ઉત્ફુલ્લ પદ્મવદના, મૃદુ રોમવાળી ...

*(કોઈનાં આ બાજુ આવતાં પગલાં સંભળાય છે. પ્રતિહારી ચોકી પરથી ઊભો થઈ, સાવધ થઈ પગલાંની દિશામાં જોઈ રહે છે. આવનાર વ્યક્તિ ચન્દ્રના પ્રકાશમાં પાસે આવે છે.)*

પ્રતિહારી : કોણ? મહાઅમાત્યજી!

*(હાથ જોડી ઊભો રહે છે.)*

મહાઅમાત્ય : કક્ષની ચાવી?

પ્રતિહારી : જી, મારી પાસે છે. દરવાજો ખોલી દઉં?

*(ઇંગિતને અનુસરી કારાગૃહનું દ્વાર ખોલે છે. મહાઅમાત્ય અંદર પ્રવેશે છે.)*

બિલ્હણ : પધારો આ આસન પર. અત્યારે?

મહાઅમાત્ય : શાન્ત વિમર્શ માટેનો યોગ્ય સમય. તમે પણ અહીં પાસે જ બેસો. *(બિલ્હણ પાટ પર પાસે જ બેસે છે.)* પણ્ડિતપ્રવર! મહારાજના આ પગલાથી ઊંઘ ઊડી ગઈ છે મારી. સુજ્ઞ છો તમે. મારે આમ તો કોઈ સલાહસૂચન આપવાનાં હોય નહિ. પણ ક્યારેક સંજોગવશાત્ પરિસ્થિતિ એવી ઊભી થાય છે. જ્યારે વિવેક પર ભાવાવેશ અધિકાર જમાવતો જણાય ત્યારે ક્રોધના શમન માટે જેમ દીર્ઘ શ્વાસ લેવા આવશ્યક બને છે તેમ આવા આવેશના પ્રસંગે એકાન્તમાં અન્તર્મુખ થઈ ચિત્તને

પ્રાણમયકોશની વૃત્તિના પાશમાંથી મુક્ત કરવાનું આવશ્યક બને છે. *(બિલ્હણની આંખમાં ઇષત્ હાસ્યનું તેજ ઝળકે છે. પણ પોતે મૌન સેવી મહાઅમાત્યને સાંભળ્યા કરે છે.)* તમે જાણો છો કે વીરસિંહને એક શશિકલા સિવાય અન્ય કોઈ સંતાન નથી. રાજ્યના ઉત્તરાધિકારી તરીકે કોઈ તેજસ્વી ક્ષત્રિયકુમારની જ અપેક્ષા હોય એ સ્વાભાવિક છે. રાજ્યના ભાવિનો આ પ્રશ્ન છે. એ સર્વના હિતમાં તમે શશિકલા સાથેના લગ્નનો આગ્રહ છોડી દો એ ઉચિત નથી લાગતું? તમારી પાસેથી એની જ અપેક્ષા રાખી શકાય.

બિલ્હણ : આપે રાખેલી અપેક્ષા! મહાઅમાત્યજી, કુંવરી આપના પ્રસ્તાવ સાથે સમ્મત થાય તો મારી ...

મહાઅમાત્ય : ના નથી, એમ ને? પ્રાજ્ઞપુરુષને યોગ્ય જ છે આ ઉત્તર. *(કંઈ પણ બોલ્યા વિના બિલ્હણ માત્ર મન્દ હસે છે. ઊભા થતાં)* મંગલાન્ત હો આ પ્રસંગ. કાલે ફરી મળીશું. જય, જય.

*(કરજોડની મુદ્રા કરીને પ્રસ્થાન. પ્રતિહારી વિસ્મયથી મહાઅમાત્યજીને જતાં જોઈ રહે છે. પછી દરવાજો બંધ કરે છે. બિલ્હણ પાટ ઉપર ભીંતને અઢેલીને બેસે છે ને રચાતા કાવ્યના અનુસંધાનમાં છન્દનું ગુંજન કરે છે.)*

બિલ્હણ : ઉત્ફુલ્લ પદ્મવદના, મૃદુ રોમવાળી,
સૂતેલ જાગી રતિથી શ્લથ ...

પ્રતિહારી : *(કોઈનાં આવતાં પગલાં સાંભળી)* વળી કોણ આવે છે આ બાજુ? એક નહિ પણ બે જણ હોય એમ લાગે છે. ને તેય તે બે બાઈ! *(બંને પાસે આવે છે તેમને જોઈ)* રાજમાતાનો જય હો.
*(જયનાદ સાંભળી બિલ્હણ દ્વાર પાસે આવે છે.)*

બિલ્હણ : માતાજી આપ! અત્યારે!
*(પ્રતિહારી દ્વાર ખોલે છે.)*

રાજમાતા : વન્દું છું, વિપ્રવર!

બિલ્હણ : શુભં ભવતુ.

રાજમાતા : અમંગલના નિવારણ કાજે જ આવી છું, યાચક બનીને.

બિલ્હણ : માતાજી, યાચના આપણને ન શોભે.

રાજમાતા : પાર્થિવ વસ્તુની યાચના ન હોય. પણ કલ્યાણની તો આપની પાસે થઈ શકે.

બિલ્હણ : સ્વીકારું છું, માતાજી.

રાજમાતા : તો શશિકલાનો આગ્રહ આપ છોડી દો એમાં જ સર્વનું કલ્યાણ છે.

બિલ્હણ : પ્રતિજ્ઞાબદ્ધ છું હું.

રાજમાતા : સર્વના હિતની ખાતર ત્યાગ પણ કર્તવ્ય બને છે ને! ને પ્રતિજ્ઞા તો કુરુક્ષેત્રના યુદ્ધમાં કૃષ્ણને પણ છોડવી પડી હતી.

બિલ્હણ : પણ કોઈનું અહિત થતું હોય એવું મને જણાતું નથી.

રાજમાતા : પરિણામ?

બિલ્હણ : પ્રતિજ્ઞાભંગ કરીને જીવવું કે દૃઢપ્રતિજ્ઞ રહી મૃત્યુને ભેટવું ... શાને ધર્મ ગણો છો?

રાજમાતા : મૃત્યુથી સદંતર વિચ્છેદ પામવા કરતાં જીવનભર માત્ર સ્થળનો વિચ્છેદ હોય તે શું ખોટું?

બિલ્હણ : મૃત્યુથી વિચ્છેદ નહિ થાય. આત્માનું અનુસંધાન તો મરણોત્તર પણ અખણ્ડ રહે છે. જીવન્ત રહીને વિચ્છેદ સ્વીકારવામાં તો અસત્ય આચરણનો પાપભાર પણ સાથે જ વહેવાનો.

રાજમાતા : એક બાજુ રાજહઠ, બીજી બાજુ વિપ્રહઠ.

બિલ્હણ : પણ સ્ત્રીહઠ કુંવરી ન દાખવે તો ...

રાજમાતા : આ બે હઠ આગળ સ્ત્રીહઠ ટકે ખરી? ભલે, ફરી વિચાર કરશો. આડી રાત છે હજી. આપની પાસે શુભની જ અપેક્ષા રાખું.
*(ગ્લાનિ છવાયેલા મુખે દાસી સાથે પ્રસ્થાન. પ્રતિહારી દરવાજો બંધ કરે છે.)*

બિલ્હણ : *(કાવ્યાનુસંધાનમાં)*
મૃદુ રોમવાળી,
સૂતેલ જાગી રતિથી શ્લથ ગાત્રની જે
વિદ્યા પ્રમાદપરિણામ સમી સ્મરું હું.
*(બેચાર વાર કાવ્યનું ગુંજન કરે છે ત્યાં નિકટ આવતો કોઈનો પદરવ.)*

પ્રતિહારી : આવું તો ક્યારેય બન્યું નથી. અમાત્યજી આવી ગયા. ને રાજમાતા પણ. હવે વળી ... *(પડકાર કરે છે.)* સાવધાન.

વીરસિંહ : શાન્તિ.
*(પ્રતિહારી રાજવીકણ્ઠને ઓળખી લે છે. સાદા પોશાકમાં રાજા નિકટ આવે છે.)*

પ્રતિહારી : મહારાજનો જય હો, જય હો.

વીરસિંહ : નમો નમસ્તે, પણ્ડિતજી!

બિલ્હણ : જયોસ્તુ મહારાજ! પધારો આ આસન પર. આપને આ અર્ધરાત્રિએ કષ્ટ લેવું પડ્યું ...

વીરસિંહ : અનિવાર્ય હતું એ. રાજ્યમાં કોઈ વિપ્રનો વધ ન થાય એવું ઇચ્છું છું.

બિલ્હણ : બ્રહ્મહત્યાનો ભય છે આપને? પણ રાજ્યના સંરક્ષણ ખાતર થતો વધ રાજાને કે રાજ્યને અમંગલકારી બનતો નથી.

વીરસિંહ : પણ તમે સ્વેચ્છાએ રાજ્ય છોડી જવાનું સ્વીકારો તો ...

બિલ્હણ : જાઉં, સ્વેચ્છાએ જાઉં. પણ દક્ષિણા લઈને.

વીરસિંહ : ખાલી હાથે જવા પણ નહિ દઉં. દક્ષિણામાં જે માગો તે આપું. કહો.

બિલ્હણ : શું કહું?

વીરસિંહ : અઢળક શ્રીથી યુક્ત કરું તમને.

બિલ્હણ : કોઈ અઢળક સમ્પત્તિ જોઈતી નથી મારે. માગું છું માત્ર એક રત્ન. ને તે આપનું કન્યારત્ન.

વીરસિંહ : *(સરોષ)* નિર્લજ્જ! આટલી ધૃષ્ટતા! દક્ષિણા! દક્ષિણા મળશે ખડ્ગના પ્રહારની; ને વિદાય લેવાની આ રાજ્યમાંથી જ નહિ પણ આ લોકમાંથી. ધૂર્ત!

*(પગ પછાડી ત્વરાથી ચાલી જાય છે. પ્રતિહારી મૂઢ બની ઊભો રહે છે. હાથમાં ચાવી છે પણ દ્વાર બંધ કરવાનું જાણે વીસરી જાય છે. રાજાના ગયા પછી બિલ્હણ તરફ એકીટશે જોઈ રહે છે. દ્વિતીય પ્રહરની પૂર્ણતાએ ઘણ્ટારવ થાય છે ને શમે છે. બિલ્હણ કંઈ જ બન્યું ન હોય એવી સ્વસ્થતાથી કક્ષમાં આંટા મારે છે. એકાદ ઘડી એમ જ પસાર થઈ હોય છે.)*

બિલ્હણ : સત્કર્મશીલ ગ્રહ્યું તે નહિ છોડનાર.

*(ત્યાં ખબર પણ ન પડે એ રીતે કારાગારમાં કોઈ પ્રવેશે છે.)*

પ્રતિહારી : કોણ હશે વળી આ અસ્ત્રી? એકલી? આ બધી ખટપટ એના માટે તો નહિ હોય? જોયા કર, મારા ભાઈ, બધોય ભેદ આપમેળે ઊકલશે.

*(ચોકી બાજુ પર ખસેડી તે પર બેસે છે. બિલ્હણ પાછળની દીવાલેથી પાછો ફરે છે.)*

બિલ્હણ : *(શશિકલાને જોઈને)* તું! શશિ! અભિસારિકાના નીલનિચોલમાં!

શશિકલા : આ ચન્દ્રિકામાં વનમાર્ગે જતાં તેજછાયામાં ભળી જશે આપણો શ્વેત અને નીલશ્યામ. પણ વાતોની હળવાશનો હવે સમય નથી. બધી જ તૈયારી કરી રાખી છે. ચાલો, આપણે સત્વર પ્રયાણ કરીએ.

બિલ્હણ : ક્ષાત્રલોહીને સહજ એવો જ માર્ગ સૂચવે છે તું.

શશિકલા : ક્ષાત્રતેજથીયે ચડે એવું છે તમારું તેજ.

બિલ્હણ : મહારાજે મને ચોર કહ્યો છે. પ્રેમનું તો સંગોપન હોય એટલે એ શાબ્દિક નિન્દાથી હજી હું કલંકિત નથી. પણ તું કહે છે તેમ અન્ધકારના આશ્રયે નાસી જવામાં તો એમનો અપશબ્દ સાચો ઠરે. એવું કરવું નથી મારે.

શશિકલા : આપણે પકડાઈ જઈશું એવી ભીતિ તો નથી ને?

બિલ્હણ : મૃત્યુની ભીતિ કયું સાહસ ન કરાવે?

શશિકલા : તો પછી?

બિલ્હણ : સમ્પૂર્ણ રીતે હું તને પામ્યો છું એટલે જ.

શશિકલા : એટલે જ તો દૂર દૂર ચાલ્યાં જઈએ આપણે. જ્યાં કોઈ પ્રતિબન્ધ ન હોય ત્યાં.

બિલ્હણ : સંસારથી હજી તું અજાણ છે, શશિ. પ્રતિકૂળથી ભાંગી પડે તે બ્રાહ્મણ નહિ.

શશિકલા : તો પછી?

બિલ્હણ : જોયો છે તારો આસન્ન શુભ લગ્નયોગ.

શશિકલા : એટલે?

બિલ્હણ : એટલું જ. એથી આગળનું મેં જાણ્યું નથી. *(સંકોચિત ભવાંથી શશિકલાની મુખમુદ્રા એકદમ બદલાય છે.)* શશિ, વિહ્વલ થવા જેવું કંઈ નથી. નિયતિ એનું કાર્ય કરે છે. મારા શિરચ્છેદે વિચ્છેદ નહિ અનુભવું.

શશિકલા : અગ્નિની સાક્ષીએ કે અગ્નિના ઉછંગે આપણે એક હોઈશું.

બિલ્હણ : ધન્ય, સુભગે! આવી જ દૃઢતાની આશા સેવી હતી તારી પાસેથી. *(બિલ્હણ શશિકલાના માથે હાથ મૂકે છે. શશિકલા નીચે નમી ચરણસ્પર્શ કરે છે.)* સોડમાં લેવાનો કે જા કહેવાનો આ સમય નથી. તું ક્યાં નથી? નેત્રની બહાર ને નેત્રની ભીતર એક તું જ છે, તું ... *(નેત્રમાં ઊભરાતાં જલને શશિકલા લૂછે છે.)* શાન્ત હો પ્રિય! શેષ રાત્રિની નિદ્રામાં તારી વ્યથા નિઃશેષ વિલીન હો!

શશિકલા : *(જતાં જતાં)* અગ્નિની સાક્ષીએ કે અગ્નિના ઉછંગે ...

બિલ્હણ : આપણું ચિરકાલીન એકત્વ.

## દૃશ્ય ચોથું

*(સ્થળ : ત્રીજા દૃશ્યનું*
*સમય : અપરાહ્ન*
*કારાગૃહ અને વધસ્થાનની વચ્ચેના ચોગાનમાં, સામે વીરસિંહ અને મહાઅમાત્ય માટે વિરામાસન ગોઠવેલાં છે. ડાબી બાજુએ મહાજન-શ્રેષ્ઠીગણ સવેળા આવી વિરાજ્યો છે. વધસ્થાનની એક બાજુએ ઘાતક ઊભો છે.)*

શ્રેષ્ઠી-૧ : આ ઠીક નથી થતું. હજીયે કંઈ માર્ગ નીકળે તો સારું.

શ્રેષ્ઠી-૨ : સાંભળ્યું છે કે પ્રધાનજીએ ગઈ રાત્રે બંને બાજુ મન્ત્રણા કરી હતી પણ સફળ ના થઈ.

શ્રેષ્ઠી-૩ : પણ્ડિતજીને દેશનિકાલ કર્યા હોત તો વિટંબણા ન ટળત? કે બ્રહ્મહત્યા જેવું ક્રૂર કર્મ કરવું પડે?

શ્રેષ્ઠી-૧ : મહારાજની જીદ સમજાતી નથી.

શ્રેષ્ઠી-૨ : વિનાશકાળ ...

શ્રેષ્ઠી-૩ : રાજવીનાં દુષ્કર્મોનો ભોગ બનવું પડે પ્રજાએ.

શ્રેષ્ઠી-૪ : અડધી રાતે કાગડા કળેળ્યા હતા. આપદની એંધાણી.

શ્રેષ્ઠી-૧ : તેં સાંભળેલા ખરા ને?

શ્રેષ્ઠી-૪ : હું તો 'કુમારસમ્ભવ' જોવા ગયો હતો. પણ ... દુર્દૈવ આવતું હોય ત્યારે કાગડા બોલે ને ખોલકાં ભૂંકે એમાં કંઈ નવું છે? ન સાંભળ્યું તેથી શું

થઈ ગયું ?

શ્રેષ્ઠી-૨ : એટલે કે તેં માની લીધું, ખરું ને ?

શ્રેષ્ઠી-૩ : એમાં વળી શંકા શાની !

શ્રેષ્ઠી-૪ : એની એ જ બધે વાત. કન્દર્પનું ભસ્મ થવું ને અનંગનું પ્રગટવું. આ પણ એની જ રામાયણ છે ને ! *(ધીમા અવાજે)* ભાઈ, આપણે હવે આ રાજ્યમાં રહેવાના નહિ. ધર્મ ગયો તો આપણે પણ ગયા જ.

શ્રેષ્ઠી-૧ : ધર્મની પાછળ પાછળ શું કામ ? બધી વાતમાં તું આગળ તો આમાં પણ ...

શ્રેષ્ઠી-૨ : તમે બધા આડી વાતે વળગ્યા છો. એમ નથી થતું કે આપણું મહાજન છેલ્લી ઘડીએ પણ કંઈ ને કંઈ રસ્તો કાઢીને આ હત્યા અટકાવે ?

શ્રેષ્ઠી-૧ : સાચી વાત છે તમારી. શું થઈ શકે ?

શ્રેષ્ઠી-૨ : બંને પક્ષ મહાજન કહે તે સ્વીકારે એ શરતે સમય માગવો.

શ્રેષ્ઠી-૩ : મહારાજ પાસે રજૂઆત કોણ કરશે ?

શ્રેષ્ઠી-૪ : આપણે પ્રધાનજીને વાત કરવી, એ મહારાજને કહે.

શ્રેષ્ઠી-૧ : ભાઈ, આવી વાત તો પ્રધાનજી સાથે મારે થઈ હતી. એમણે આવા ઘણા વિકલ્પ રજૂ કરેલા પણ એકેય સ્વીકારાયો નહિ. ભાવિની ગતિ અકળ છે.

છડીદાર : *(નેપથ્યમાં)* પાંચાલ દેશાધિપતિ ગોબ્રાહ્મણપ્રતિપાલ વીરસિંહજી મહારાજ !
*(મહાઅમાત્ય સાથે મહારાજ વીરસિંહનો પ્રવેશ. મહાજન ઊભું થઈ એમને અભિવન્દે છે ને સહુ સહુના સ્થાને બેસે છે. છડીદાર પાછળની એક બાજુએ ઊભો રહે છે. ઝાલર પર એક ડંકો પડે છે.)*

મહાઅમાત્ય : *(રાજાજ્ઞા લઈ)* પ્રતિહારી, પણ્ડિતજીને અહીં સહુની સમક્ષ લઈ આવો.
*(શ્રેષ્ઠીગણ ભિન્ન દૃષ્ટિએ એકબીજા પ્રત્યે જુએ છે. અમૂંઝણ અનુભવે છે. ત્યાં પ્રતિહારી બિલ્હણને લઈ આવે છે. સર્વને વન્દના કરી બિલ્હણ વક્ષ પર હાથનો સ્વસ્તિક ધરી ખુમારીથી બાજુએ ઊભો રહે છે.)*
આદરણીય મહાજન ! મહારાજશ્રીની આજ્ઞાથી જણાવવાનું કે આ વિદેશી વિપ્ર પણ્ડિતે રાજપ્રથાની અવગણના કરતો દોષ કરેલો છે. એથી રાજ્યને માટે ભાવિનો ભય ઊભો થાય એમ છે. એના નિવારણ અર્થે એમને બહુ બહુ સમજાવવામાં આવ્યા છતાં એ બધા પ્રયત્ન સફળ થયા નથી. આથી સર્વને અણગમતો છતાં આ એક જ માર્ગ શેષ રહે છે.
હજી પણ સમય છે અને પણ્ડિતજી રાજ્ય છોડી જવાનું સ્વીકારે તો સહુને આનન્દ થશે. એમને ઉચિત સમ્માન સાથે વિદાય આપવાનું મહારાજે પોતે જ કહ્યું છે. પણ્ડિતજી ! સર્વના મનસ્તાપને દૂર કરે એવી આ વિનંતી આપને માન્ય હો.

બિલ્હણ : કોઈ અપરાધ કર્યો નથી મેં. હૃદયના નિર્વ્યાજ ધર્મને હું અનુસરું છું. ધર્મચ્યુત થાય તે બ્રાહ્મણ ન કહેવાય. મહારાજ, આપને યોગ્ય લાગે તેમ કરો.

શ્રેષ્ઠી-૪ : કર્મચ્યુત રાજા નહિ, ધર્મચ્યુત બ્રાહ્મણ નહિ ... હવે ?

મહાઅમાત્ય : મનદુઃખ સાથે મહારાજ જણાવે છે કે અન્તિમ શી ઇચ્છા છે આપની ?

બિલ્હણ : વધસ્થાને જતાં જતાં હૃદયમાં જે વસ્યું છે એનું સ્મૃતિગાન કરવાની.

મહાઅમાત્ય : અનુજ્ઞા છે મહારાજની.

શ્રેષ્ઠીગણ : *(અંદરોઅંદર)* વિલક્ષણ છે આમની નિર્ભીક્તા ! સામેના પગથિયે લોહિયાળ મૃત્યુ મોં ફાડીને ઊભું છે ને હસતે મોઢે આ તો ગાવાની વાત કરે છે.

શ્રેષ્ઠી-૪ : બધાનાં કાળજાં કંપાવે એવું કરુણ ગીત ગાશે પછી જોજો ને ...

શ્રેષ્ઠી-૩ : તને તો પહેલેથી જ બધી ખબર પડે.

શ્રેષ્ઠી-૪ : હાં ...

*(બિલ્હણનો કણ્ઠ ખૂલે છે.)*

બિલ્હણ : *(પહેલા પગથિયા આગળ)*

અદ્યાપિ તે કનકચમ્પકમાળ ગૌરી,
ઉત્ફુલ્લ પદ્મવદના, મૃદુ રોમવાળી,
સૂતેલ જાગી રતિથી શ્લથ ગાત્રની જે
વિદ્યા પ્રમાદપરિણામ સમી સ્મરું હું.

શ્રેષ્ઠી-૧ : આસન્ન મૃત્યુના ડરનો લેશ પણ થડકાર નથી એમના કણ્ઠમાં.

બિલ્હણ : *(બીજે પગથિયે)*

અદ્યાપિ પદ્મનયના લહું જો ફરીથી,
જે કલાન્ત પીવરપયોધરભારથી તે,
તો ભીડી બેઉ ભુજમાં કરું વક્ત્રપાન –
ઉન્મત્ત ભૃંગ જ્યમ કંજ તણું – યથેષ્ટ.

શ્રેષ્ઠી-૪ : ભાઈ રે, મને તો અજવિલાપ યાદ આવે છે.

શ્રેષ્ઠી-૩ : તારી એક છલંગ એટલે રામગિરિથી અલકાપુરી. અરે, સાંભળ –

બિલ્હણ : *(ત્રીજે પગથિયે)*

અદ્યાપિ જે ન સુરતશ્રમને સહે ને
પાણ્ડુ લલાટ પર શ્યામલ વ્યસ્ત કેશે
પ્રચ્છન્ન પાપ થકી મન્થર કમ્પતી જે
કણ્ઠે ધરી કર સુકોમળ તે સ્મરું હું.

*(ચોથે પગથિયે)*

અદ્યાપિ શ્વેત સદને – મણિદીપમાલા
કેરાં સમૂહ કિરણે ગત જ્યાં તમિસ્ર –
હું ન્યાળવા મુખ પ્રયત્ન કરું. વિવિક્તે,
લજ્જાભયે વ્યથિત લોચનની સ્મરું તે.

શ્રેષ્ઠી-૪ : આનું નામ પ્રેમ. પ્રેમનું બીજું નામ જાણે છે ?

શ્રેષ્ઠી-૩ : તું જ કહે ને.

શ્રેષ્ઠી-૪ : મૃત્યુ.

બિલ્હણ : *(પાંચમે પગથિયે)*
અદ્યાપિ શમ્ભુ થકી ત્યાજ્ય ન કાલકૂટ,
કૂર્મે ધરી હજી ધરા નિજ પૃષ્ઠભાગે
ને અબ્ધિયે વહત દુઃસહ વાડવાગ્નિ –
સત્કર્મશીલ ગ્રહ્યું તે નહિ છોડનાર.
*(બિલ્હણ વધમંચ પાસે જઈ ઊભો રહે છે. ઘાતક ખડ્ગ સાથે તૈયાર છે. મહારાજની અનુજ્ઞાની જ વાર. શ્રેષ્ઠીગણના મુખ પર તનાવ છે, સ્તબ્ધતા છે ને વાતાવરણમાં અનુકમ્પાનું શિહરણ. એકાએક મહારાજ વીરસિંહ આસનેથી ઊઠી વધમંચ ઉપર ધસી જાય છે.)*

શ્રેષ્ઠીગણ : *(અતિ મન્દ સ્વરે)* ખમા, ખમા ...
*(રાજા બિલ્હણની પાસે આવી પહોંચે છે. બિલ્હણ સસ્મિત ડોક આગળ ધરે છે. ત્યાં એક શ્વાસે દોડતી આવે છે શશિકલા.)*

શશિકલા : મા, મા, પિતાજી! અપરાધિની હું છું. પ્રથમ વધ મારો. મારો ...
*(શશિકલા પગથિયાં ચડી મંચ પાસે આવે છે તે પહેલાં વીરસિંહ પોતાના ગળાની રત્નમાલા બિલ્હણના ગળામાં આરોપે છે ને સસ્નેહ એને પોતાની છાતી સરસો ચાંપે છે. શશિકલા વિસ્મિત ભાવે પિતાની કટિએ વળગે છે. એના માથે વીરસિંહ હાથ મૂકે છે, સુકોમલ ભાવે. પછી બંનેને બે બાહુમાં પોતાના અંગ સાથે ધરી પગથિયાં ઊતરે છે.)*

વીરસિંહ : *(બિલ્હણને)* શશિને યોગ્ય જ પાત્ર છો તમે, મંગલ ચાહું છું બંનેનું.
*(શશિકલા અને બિલ્હણનાં લોચન ભાવોદ્રેકે આર્દ્ર બને છે.)*

મહાજન : જય હો મહારાજ વીરસિંહનો.

વીરસિંહ : જય હો અવિકલ અવિચલ પ્રેમનો, મૃત્યુંજયનો.

૧.૧૧.૭૦, ઉદ્દેશ માર્ચ ૧૯૯૧

# પદ્માવતી

(પદ્માવતીનો આ પ્રસંગ કવિ જયદેવના ચરિત્રમાંથી લીધો છે. આમ તો પ્રસંગ મૂળની જેમ જ આ ગીતિનાટ્યમાં ઉચિત કલ્પના સાથે નિરૂપ્યો છે. પરંતુ મૂળનો ચમત્કાર અંશ અહીં છોડી દીધો છે. મૂળમાં તો વિદેહ બનેલી પદ્માવતી જયદેવની અનન્ય ભક્તિથી પ્રસન્ન થયેલા કૃષ્ણની કરુણાથી સજીવન થાય છે. અહીં એ પ્રસંગ બીજી રીતે ઘટાવ્યો છે. પદ્માવતીનો આત્મા તો લોકલોકાન્તરમાં જયદેવની શોધે નીકળ્યો છે, જયદેવના અનુસંધાનને માટે. એટલે જ્યારે જયદેવ બીન ઉપર પ્રાર્થનાગીત ગાય છે ત્યારે એની વૈખરીનાં નહીં પરંતુ પશ્યન્તીપરાનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ આન્દોલનો વિશ્વ સમસ્તમાં, લોકાન્તરમાં પ્રસરે છે તે પદ્માવતી ઇતર લોકના માર્ગે જતાં સાંભળે છે અને સૂરના સંધાને પન્થ કાપતાં પુનઃ પોતાના દેહમાં પ્રવેશ કરે છે.)

પાત્રો – જયદેવ ◦ પદ્માવતી ◦ મન્દાકિની (પદ્માવતીની નાની બહેન) ◦ અલકનન્દા (પદ્માવતીની સખી) ◦ રાજા ◦ રાણી ◦ દાસી ◦ યમદૂતો ◦ દેવદૂતો ◦ અગ્નિ ◦ પિંજરની મેના

**દૃશ્ય પહેલું**

*(સ્થળ : કવિ જયદેવના ઘરમન્દિરનો મણ્ડપ*
*સમય : ગ્રીષ્મના દિવસના શેષભાગે બીજો અને મુખ્યત્વે ત્રીજો પ્રહર મન્દાકિની વીણાના તાર મેળવી રહી હોય છે.)*

અલકનન્દા : *(બહારથી)*
મન્દા! રે અલિ મન્દા!

મન્દાકિની : કોણ સાહેલી સાદ કરે છે?
કોણ રે? અલકનન્દા?
*(બીન બાજુ ઉપર મૂકી બારણું ખોલવા ઊઠે છે. પિંજરની મેના એક ટહુકો કરે છે. પણ આ ક્રિયા દરમ્યાન બહારથી અલકનન્દાના ગાનનો ધ્વનિ આવતો હોય છે.)*

અલકનન્દા : દ્વાર ખોલિયે!

સરખાં ઉરની વાત, સખીરી! મન મેલીને બોલિયે!
એકલની અકુલાઈ ઘડીભર ભૂલિયે,
સોણલાંને સૂર હળવે ઝૂલે ઝૂલિયે;
સાવનની ઝરમરને ઝીલી રહીએ ફાગુન હોળીએ!
*(મન્દાકિની દ્વાર ખોલે છે. અલકનન્દા પ્રવેશ કરે છે.)*

મન્દાકિની : આવ રે સઈ, આવ!
પિંજરે બેઠી બોલતી મેના : આવ, આવ, આવ!
જલજમુનાતીર ને પેલું
તુલસી કેરું વન,
વ્રજની આહીર નારની હારે
રમતો જ્યાં મોહન,
એવી તારી વાતમાં એનું મન;
પિંજરે બેઠી બોલતી મેના : આવ, આવ, આવ!

મેના : *(અલકનન્દાને પ્રવેશ કરતી જોઈ)*
નમઃ ગોવિન્દાય!

અલકનન્દા : ગોવિન્દાય નમોનમઃ!

મન્દાકિની : નમઃ ગોવિન્દાય!
*(સ્વસ્થાને બેસી બીન ઉપર કોમળ ધૈવતનો સ્વર ઉઠાવે છે.)*

અલકનન્દા : *(ફૂલદાની ખાલી જોઈને)*
કમળનું ફૂલ કુમ્ભ વિશે નહિ,
માલતીની નહિ માળ;
એક વિના ઘર સાવ સૂનું,
સઈ ...

મન્દાકિની : ગોપવનિતંન ક્હાન વિના,
વિણ હંસ સરોવરપાળ.

અલકનન્દા : કિહાં ગઈ પદમા?

મન્દાકિની : પૂજનઘરથી ન આવી હજી પ્રિયવિરહઉદાસીનવદના.
ક્યાંય રે એને ચેન મળે ના,
સૂરજમુખી ફૂલ શી, એનાં
ક્યાંય રે બીજે નેણ વળે ના.
એવી એની ભક્તિ,
પલપલનો સહચાર ચહે, ન વિયોગ સહે અનુરક્તિ!
અલક! તુંય તે જાણે છે ને?
ચરણ ધરિયાં રાણીમાએ યદા પતિચેહમાં ...

અલકનન્દા : હા, ત્યારે તો
અનુમરણને પદ્માએ તો ગણેલ વિડમ્બના

પ્રણય તણી એ સંભારે છે?

મન્દાકિની : હતી શી અલૌકિક
દ્યુતિ નયનમાં! વાણી હૈયાઊંડાણની ગમ્ભીર!
અનુમરણ જે કાલક્ષેપે થતું, ધિક પ્રેમ એ!
હૃદય મળિયાં એને જુદાં ન મૃત્યુ કરી શકે.

અલકનન્દા : રતિ હૃદયનીઃ
વાણી એની ન વૈખરી, મર્મની.
રે, કિન્તુ એ બોલ થકી કલંકિત
રાણી ગણે છે નિજ રાજકુલને.
હૈયે અસૂયા જલતી અખણ્ડિત
ધારી કહે ડંખથીઃ 'જોઈશું જ ને!'
મને રહે ભીતિ.
રે, ભીતિ ર્‌હે શાસનમત્ત ગર્વની.

મન્દાકિની : ને પ્રીતિ કેરા વશીકાર મન્ત્રમાં
તારી ન શ્રદ્ધા?

અલકનન્દા : મતિ મારી ઢંગમાં
નહિ.

મન્દાકિની : મૃદંગને મેળવ બીનસૂરમાં.
*(અલકનન્દા મૃદંગને ઉછંગમાં લઈ બીન સાથે મેળવે છે.)*

પદ્માવતી : *(અંદરથી)*
દૂર કુંજ મહીં મધુરવ મુરલી બાજે!
સૂર મિષે પ્રિય સાદ કરે, અવ
ચલ, ચલ રે હિય,
ઘરબન્ધન નવ સાજે!

અલકનન્દા : આવે સખી અહીં ...

મન્દાકિની : શી આકુલ અતિ આજે!

પદ્માવતી : ધીર, ચરણ! તવ ચાલ,
અધીર મન મારું ઉન્મન લાજે!

અલકનન્દા : આ આવી સઈ ...

પદ્માવતી : દૂર કુંજ મહીં મધુરવ મુરલી બાજે!
*(અલકનન્દાને જોઈ આંખથી અભિવન્દન કરે છે.)*

મેના : નમઃ ગોવિન્દાય!

પદ્માવતી : *(પિંજર પાસે જઈને)*
ગોવિન્દાય નમોનમઃ!
*(પિંજર ખોલીને મેનાને પંપાળે છે. મેના હરખી ઊઠે છે. પિંજરનુ દ્વાર ખુલ્લું જ રહેવા દઈ પદ્માવતી પાથરણા પર જઈ બેસે છે.*

*મન્દાકિની એના હાથમાં બીન મૂકે છે.)*

અલક! જલ તેં લીધું?

અલકનન્દા : મારી તૃષા તવ ગીતની.

*(પદ્માવતી બીન પર સા બજાવે છે.)*

પદ્માવતી : પ્રિયતમને મળવાને ઉત્કણ્ઠ, વિરહાકુલ કૃશદેહા રાધાની સ્થિતિ સખી જઈ ભગવાનને કહે છેઃ

રહઃ વિશે રહી દિશ દિશ હેરત,
અધર મધુર મધુ રમણી પીવત;
નાથ હરે! ઝૂરતી રાધા વાસગૃહે!
તવ અભિસારપથે મિલનાકુલ,
ધાવત ઢળતી નિતમ્બવતી સ્થૂલ;
નાથ હરે! ઝૂરતી રાધા વાસગૃહે!
'આ આવ્યા ઘનશ્યામ!' છળીને,
તિમિર અનલ્પ ચૂમે ભુજ ભરીને;
નાથ હરે! ઝૂરતી રાધા વાસગૃહે!

*(બારણે ટકોરા સંભળાય છે.)*

અસહ વિલમ્બથી વિગલિત લજ્જા,
વિલપત રોવત વાસકસજ્જા;
નાથ હરે! ઝૂરતી રાધા વાસગૃહે!

દાસી : *(બહારથી ગળગળા સાદે)*

દેવી!

*(મન્દાકિની દ્વાર ખોલે છે.)*

કેમ કરી વેણ બોલવું મારે?
હાય રે,
મૂંગી જનમારાની હોત ને તો આ
ફૂલને આગે રોળવું મારે કરમે લખ્યું હોત ના ...

મન્દાકિની : બોલ રે બેન, બોલ રે સંદેશ!

અલકનન્દા : મન માંહીં અશુભનો આવે રે અંદેશ!

પદ્માવતી : હે કર્તવ્યપરાયણા,
નવ ઘટે વેળા વૃથા ગાળવી.

દાસી : કહાવ્યું છે રાજગૃહથી આમ ...

અલકનન્દા : કે ...

દાસી : અરણ્યથી કો અસવાર વાવડ
લાવ્યો મહારાજ તણા ...

મન્દાકિની : નિરામય?

દાસી : વૈકુણ્ઠલોકે ગત ભક્તરાજ ...

મન્દાકિની : પદ્માવતીરમણ?

દાસી : હા, જયદેવ ...

પદ્માવતી : નાથ!

*(ચિત્કાર કરતી પદ્માવતી સહસા શબવત્ ઢળી પડે છે. હાહાકાર પ્રવર્તે છે. પિંજરની મેના બહાર આવી ક્ષણભર સળિયા પર બેસી ઊડી જાય છે. મન્દાકિની પદ્માવતીને ઢંઢોળે છે. દાસી વિલાપ કરતી ચાલી જાય છે.)*

મન્દાકિની : એક વાર કંઈ બોલ!
હે પ્રિયમિલનઅધીર,
ચરમ પલ એક વાર દગ ખોલ!

## દશ્ય બીજું

*(સ્થળ : અન્તરિક્ષમાર્ગ*
*સમય : પહેલા દશ્યના અનુસંધાનમાં*
*અન્તરિક્ષમાં બ્રહ્માણ્ડગુંજન)*

પદ્માવતી : *(માર્ગના ત્રિભેટા પાસે આવતાં)*
કહીં અવ જાઉં?
પથસંગમ પર પન્થવિહીન હું એક અતુલ મૂંઝાઉં, મૂંઝાઉં!
અલગ અલગ વળતા કંઈ ફાંટા,
મન મારું અહીંતહીં લે આંટા;
વિજન વિશે મુજ વધે વિમાસણ, અંતરિયાળ અરે, અટવાઉં!
*(મહિષના ઘૂઘરાના રણકાર સાથે દૂરથી આવતા ગીતના સૂર સંભળાય છે.)*

યમદૂતો : (અંદરથી)
ચલ હે પાપી! ચલ અભાગી, પુણ્યવિહીન જન્ત!
આગળ આગ ઝરે, તવ પાછળ ખરીધૂલિયમ પન્થ!

પદ્માવતી : કોઈ પથિકગણની ઇહ વાણી!
પલ પલ નિકટ ઘૂઘરરવ બાજે, મૂંઝવણ બને અજાણી!
*(યમદૂતો આસુરી જીવને લઈ પ્રવેશે છે.)*

યમદૂતો : આ સુરસૂતને લોક વિશે, તવ
દુરિત થાય વિદીર્ણ;
કથીરની તવ કાય થકી અહીં
ઊઘડે રંગ સુવર્ણ.
નીલ હલાહલ જીરવ, હે જીવ! તું હિ બને શિવ સન્ત.

(યમદૂતો જાય છે.)

પદ્માવતી : આ માર્ગ જાણ્યો યમલોકમાં જતો
ને વાયુના મણ્ડલ માંહીં સૂક્ષ્મ કો
સુણાય જાણે જલનો કલધ્વનિ,
સુદૂર પર્જન્યની ગર્જના તણો
ગોરંભતો નાદ શમે રહી રહી.

(દેવદૂતો પુણ્યશાળી જીવને લઈ પ્રવેશે છે.)

દેવદૂતો : તું હિ ધન્ય ધન્ય!
આ સુરલોક સુમોહન, આંહીંના સુખવિનોદ અનન્ય!
પદે પદે તવ પારિજાતનાં ફૂલ,
આવરણ ઝીણું ઝાકળ કેરું દુકૂલ;
સુરબાલા તણું ગાન,
સોમસુધારસ પાન; આંહીં આનન્દઅનુભવ
જ્યાં લગી ક્ષીણ ન હો તવ પુણ્ય!

(દેવદૂતો જાય છે.)

પદ્માવતી : આ યાત્રિકોનો પથ સ્વર્ગલોકનો
ને શેષ આ તે લહું બ્રહ્મલોકનો.
જે માર્ગ મારે પળવું નિતાન્ત એ
એકાન્તનો, દુર્ગમ, ચિહ્નશૂન્યનો,
એ માર્ગનો દાખવનાર એકલો,
કહ્યો પુરાણે, હુતભુક અગ્નિને.
આહ્વાન એનું કરું:
જાતવેદ!
અગ્ને નય સુપથા રાયે અસ્માન્
વિશ્વાનિ દેવ વયુનાનિ વિદ્વાન્.
યુયોધ્યસ્મજ્જુહુરાણમેનો
ભૂયિષ્ટાં તે નમ ઉક્તિં વિધેમ!

(અગ્નિ પ્રગટ થાય છે.)

અગ્નિ : ભગવતી!
ક્યમ યાદ કર્યો મને?

પદ્માવતી : અહીંથી, હા, કવિભક્ત ગયા હશે ...

અગ્નિ : અહીંથી? ના, હમણાં નવ કો ગયું.

પદ્માવતી : ક્યમ બને?
અણજાણ તમેય શું?
અવર પન્થ ન હોઈ શકે ...

અગ્નિ : પણ ...

પદ્માવતી : નહિ વિલમ્બ હવે સહું, સત્વર
નય સુપથા રાયે ...
અગ્નિ : ભગવતી!
અહીં ઊર્ધ્વથી ઊર્ધ્વમાં ...
*(પદ્માવતી અને અગ્નિ જાય છે.)*

### દૃશ્ય ત્રીજું

*(સ્થળ: પહેલા દૃશ્યનુ*
*સમય: પહેલા દૃશ્યના અનુસંધાનમાં)*

મન્દાકિની : નહિ અવ બોલે?
આંહીં ઢળ્યું ધરણી પર તે બીન અવ નહિ લે નિજ ખોળે?
કંઈ દિન, કંઈ જામિની
(જેણે) તાહરી વાણીમાં લીધ વણી નિજ રાગિણી,
(એના) સૂર સંગ તવ અંગ ઉમંગથી લોલ,
નહિ અવ ડોલે?
અલકનન્દા : ક્ષણનોય વિયોગ સહ્ય ના,
પ્રિયનું તે પરિયાણ સાંભળી,
તનની કરી સદ્ય તર્જના
અભિસારે મનવેગથી પળી.
મન્દાકિની!
પરંતુ સ્ફુરતી મન માંહીં શંકા.
મિથ્યાય હોય કથની ઇહ ...
મન્દાકિની : તોય તે શું?
પદ્મા ન પાછી મળશે.
અદકેરું દેખું
કારુણ્ય એનું, પરલોક વિશે અકેલ,
રે, એકલી ટળવળે પ્રિયસંગહીન.
રાણી : *(બહારથી)*
પદ્માવતી!
કવિપ્રિયા! કહીં છો?
અલકનન્દા : અરે, આ
વાણી છ રાજમહિષી તણી આર્દ્ર ...
મન્દાકિની : જેના
પ્રાયઃ નિમિત્ત થકી મૃત્યુ ...

*(રાણી પ્રવેશે છે. ક્ષણભર દ્વાર પાસે અટકે છે.)*

રાણી : નહિ, ન બોલ ...

*(આવેશમાં પદ્માવતીના શબ આગળ રાણી જઈ પડે છે. દાસી આવી બારણા સામે ઊભી રહે છે. રાણી પદ્માવતીને નિષ્પ્રાણ જોતાં ઊંડી વ્યથા અનુભવે છે.)*

રે, હાય રે દગે આંજિયું મેં અભિમાન!
કાજળને જલ ડૂબકી દીધ, ન તેજની કીધ પિછાન.
જેને મારાં પયપાનનું પોષણ,
એના તે પ્રાણનું કીધ મેં શોષણ.
પ્રેમસૂની, કરુણાહીન રે હું તો કેવલ પાપનિધાન!
હે કરુણામય! આવો હે નિધન!
જીવ સાટે એનું દેઈ દ્યો જીવન,
આ રે સ્થિતિ ન સહાય.

*(મેના ઊડતી આવી પિંજર પર બેસે છે. ઉત્સાહની એક સિસોટી વગાડી ન વગાડી ત્યાં અટકે છે.)*

મેના : જયદેવ, દેવ.

અલકનન્દા : *(મેના ભણી ધ્યાન ખેંચાતાં અનુમાનથી)*

ઇહ દૂત બનેલ સારિકા
કવિ કેરું ટહુકે નિરામય,
અનુમાનથી જોઉં આવતા
અહીં એ સત્વર ધાવતે હય.

મન્દાકિની : સહશે કેમ વિયોગ નિત્યનો?

*(બારણામાં જયદેવ અને એમની પાછળ રાજા આવી ઊભા રહે છે.)*

અલકનન્દા : *(એમને જોતાં)*

પદ્મા! તું ઊઠ,
તવ સંનિધિ માંહીં ભક્ત
આવી ઊભા અહીં ...

રાણી : *(રાજા પાસે જઈ નત મસ્તકે)*

અમંગલકારિણી હું,
હે નાથ! હું જ અપરાધિની, દણ્ડ માગું.

રાજા : દેવી!

અનર્થ તણું કારણ?!

રાણી : હું ...

કહું તે.
પૂર્વે જ્યારે અનુગમન કીધું સતી રાણીમાએ

પદ્માએ તો પ્રણય નહિ, પાખણ્ડ એને કહ્યું'તું:
'અનુમરણ જે કાલક્ષેપે થતું, પ્રીતિ એ નહિ;
પતિ સહ ન જે કાયા ત્યાગે વૃથા વ્રત એહનું.'
આવા એનાં વ્રતની, વચનોની કરી મેં પરીક્ષા.
મિથ્યા કીધું:
'તવ પતિ અકસ્માત રે મૃત્યુ પામ્યા.'
ને શબ્દો જ્યાં શ્રુતિપથ સર્યા
ત્યાં જ તો પ્રાણ ચાલ્યા ...
હું જ છું ઘાતિની, નાથ! કરો કર્તવ્ય આપનું?

રાજા : તમે લીધું લાંછન આ અકારણ.
દેહાન્તની ભેટ ધરે છ શાસન.
પરંતુ
સ્ત્રીમાત્રને નીતિ અવધ્ય બોલતી,
જેવી દશા છે જયદેવની સતી-
સૂની હવે તેવી જ આપણી પણ
હોવી ઘટે, ત્યાગ કરું હું આ ક્ષણ
થકી તમારો ...

જયદેવ : મહારાજ! નહીં,
ન કૌતુકે
બોલાયલા શબ્દનું હોય પાતક.
દેવી તણો દોષ નહીં,
નહીં શક.
ગોવિન્દનું કીર્તન, ધ્યાન, સંશ્રય
કલ્યાણકારી પ્રભવંત નિશ્ચય.
*(જયદેવ ભૂમિ પર પડેલું બીન લઈ પદ્માવતીના શબની નિકટ બેસે છે. ગોવિન્દનું લક્ષ્ય ધરી આર્દ્ર ભાવે ગીત ઉપાડે છે. રાજા અને રાણી જરા દૂર બાજુ પર બેસે છે.)*

જયદેવ : શ્રિત કમલાકુચમણ્ડલ,
ધૃતકુણ્ડલ હે,
કલિત લલિત વનમાલ;
જય જય દેવ હરે!
દિનમણિમણ્ડલમન્ડન,
ભવખણ્ડન હે,
મુનિજનમાનસહંસ;
જય જય દેવ હરે!
કાલિયવિષધરગંજન,

જનરંજન હે,
યદુકુલનલિનદિનેશ;
જય જય દેવ હરે!

**દૃશ્ય ચોથું**

*(સ્થળ : બીજા દૃશ્યનુ*
*સમય : ત્રીજા દૃશ્યના અનુસંધાનમાં*
*જયદેવનું ગાન પાર્શ્વભૂમિમાં સંભળાય છે.)*

જયદેવ : મધુમુરનરકવિનાશન,
ગરુડાસન હે,
સુરકુલકેલિનિદાન;
જય જય દેવ હરે!
અમલકમલદલલોચન,
ભવમોચન હે,
ત્રિભુવનભુવનનિધાન;
જય જય દેવ હરે!
અભિનવ જલધર સુન્દર,
ધૃતમન્દર હે,
શ્રીમુખચન્દ્રચકોર;
જય જય દેવ હરે!

પદ્માવતી : *(જયદેવના ગાનની મધુરમન્દ વાણી સાંભળતાં)*
હવે હશું સંનિધિ માંહીં; એમની
વાણી અહો, મિષ્ટ રહું છું સાંભળી.
*(અગ્નિને)*
તમે અધિષ્ઠાન સમગ્ર વાણીનું,
અગ્ને! હજી અન્તર કેટલું રહ્યું?
હજીય તે કાલ વ્યતીત કેટલો
થશે?

અગ્નિ : તમે અર્ધ પથે ઊભેલ છો.

પદ્માવતી : હજી!

અગ્નિ : વાણી આ તો આવતી મર્ત્યલોકથી.

પદ્માવતી : મર્ત્યલોકથી?
શું આર્ય પૃથ્વી પર?
શબ્દ ત્યાંનો

આવી શકે આંહીં?

અગ્નિ : ન વૈખરીનો.

વાણીનીયે જેહ વાણી, સમસ્ત

બ્રહ્માણ્ડ માંહીં લહરાય વ્યાપૃત.

પદ્માવતી : તો સદ્ય પાછાં વળવું અહીં થકી ...

*(પદ્માવતી અને અગ્નિ પાછાં ફરે છે. જયદેવનું ગાન સમસ્ત અવકાશને આન્દોલિત કરી રહ્યું હોય છે. પદ્માવતી અને અગ્નિ માર્ગના ત્રિભેટા પાસે આવે છે.)*

હવે અજાણ્યો પથ લાગતો નથી.

*(જયદેવને સંબોધીને)*

આ આવું હું સત્વર, નાથ! આવતી ...

*(અગ્નિને)*

આ એ ત્રિભેટો જ્યહીંથી કરી ગતિ

મેં આપની સંગ, અહીંથી તો અવ

હું એકલીયે વિચરીશ ...

દેવ!

મેં કષ્ટ દીધું બહુ આપને, ચહું

ક્ષમા, દિયો આશિષ, હું જઈ શકું.

નમો નમસ્તે!

અગ્નિ : શુભમસ્તુ અસ્તુ!

### દૃશ્ય પાંચમું

*(સ્થળ: પહેલા દૃશ્યનુ*

*સમય: ચોથા દૃશ્યના અનુસંધાનમાં)*

જયદેવ : તવ ચરણે અમ પ્રણતિ,

શરણોત્તમ હે,

*(પદ્માવતી કંઈક સજાગ બને છે.)*

કરિયે કુશળ કૃપાળ;

જય જય દેવ હરે!

*(નિદ્રામાંથી જાગતી હોય તેમ પદ્માવતી બેઠી થાય છે.)*

મન્દાકિની : પદ્મા!

*(મન્દાકિની પદ્માવતીને વળગી પડે છે.)*

અલકનન્દા : સખી!

*(અલકનન્દાનાં નેત્ર ભાવાવેશથી છલકાઈ જાય છે.)*

રાણી : શુચિવ્રતા, તું હિ ધન્ય ...
દાસી : ધન્ય ...
મેના : નમઃ ગોવિન્દાય!
પદ્માવતી : ગોવિન્દાય નમોનમઃ!
*(જયદેવ ગાનમાં ધ્યાનસ્થ છે. પદ્માવતી તેમને પ્રણમી સહુને અભિવન્દના કરી રાણી પાસે જાય છે.)*
પદ્માવતી : ક્ષમા કરો, બેન!
ન શીલનોયે
હોવો ઘટે ગર્વ.
રાણી : ન એમ બોલીને
કરો મને લજ્જિત, દોષ માહરો
ક્ષમાર્થીને શીર્ષ કૃપા ઝરી રહો!
(જયદેવ નેત્ર ખોલે છે. એમની દૃષ્ટિમાં શાન્ત ઉલ્લાસ ઝળહળી રહ્યો છે.)
પદ્માવતી-રાણી : કીજિયે, સકલ ભૂલની ક્ષમા કીજિયે!
પ્રેમથી હૃદયસરસું લીજિયે!
દગજલે અમ દૂર હો કાજલગર્વ,
વરસે વિમલ ભાવ પલેપલ
કેવલ એ અમ પર્વ;
સોહિ સુધા મહીં નિશદી આપણ ભીંજિયે!
પ્રેમથી હો અમ અન્તરની પરિશુદ્ધિ,
એકબીજાને રે મિલન, વ્યાપક
આનન્દની અભિવૃદ્ધિ;
અંજલિમાં ક્ષીરસાગરનાં પય પીજિયે!

શ્રુતિ ૧૯૫૭, સંકલિત કવિતા ૧૯૮૩

# વાણી અને સૂર

પાત્રો – સૂત્રધાર • નટી • સૂર • વાણી • અસૂયા • રતિ

*(સ્થળ : અવકાશમાં વાણી અને સૂરનું સદન*
*સમય : પ્રાગૈતિહાસિક*
*આકાશને સભર કરતો લયાત્મક ધ્વનિઃ એમાંથી ધીરે ધીરે સ્ફુટ થતું વીણાધારિણીનું સાયં પ્રહરના ઉત્તીર્ણ કાલનું વાદ્યગાન. અન્તરિક્ષમાં શાન્તિપાઠ.)*

ૐ સહનાવવતુ. સહનૌ ભુનક્તુ. સહવીર્યં કરવાવહૈ.
તેજસ્વિનાવધીતમસ્તુ. મા વિદ્વિષાવહૈ.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ.
*(શાન્તિપાઠના શબ્દના ધ્વનિપ્રતિધ્વનિ વિલીયમાન થયા પછી ... પ્રહરઘણ્ટા.)*

સૂત્રધાર : પ્રિયે, કહીં છો તું?
નટી : સંનિધિમાં જ, આ આવી.
સૂત્રધાર : જો ને, પ્રહરનો ઘણ્ટારવ ગયો શમી.
આકાશના તારાઓની જેમ
આ ચોમેર
આપણો છે શ્રોતાગણઃ
કથાના શ્રવણ કાજ આતુર ઉત્સુક. તમે સહુ પાત્ર
થાવ સત્વર તૈયાર.
નટી : સૂર અને વાણી –
તે તો આપણે ઉભય.
વળી આ અસૂયા
અને રતિ, આપના આદેશ કાજ નિજ
નિજ સ્વાંગમાં તૈયાર.
સૂત્રધાર : પણ જો, જીવન
એટલે આ નક્ષત્રોનાં પરિભ્રમણનાં

કેટલાંય વર્ષ; એ દીર્ઘ કાલને અહીં
આપણે તો એકાર્ધ ઘડીમાં કરવો છે
સમાવિષ્ટ: એ ભુલાય નહિ.

નટી : અહીં નથી
સમ્મુખ પ્રેક્ષકસમુદાય. એ કારણે
નહિ વેશપરિધાન, નહિ પ્રસાધન.
માત્ર અમારે તો તમે કહો એટલી જ
વાર. પરંતુ હા ... કથાને જો સંક્ષેપમાં
રજૂ કરવાની છે તો કહો એનો ક્યાંથી
કરીશું આરમ્ભ?

નટી : સૃષ્ટિના ધ્રુવપ્રદેશે
શાન્ત એકાન્તે વાણી ને સૂરનું સાયુજ્ય
સધાયું ત્યારથી.
*(વાદ્યવાદન.)*

વાણી-સૂર : પ્રિય! આપણું મિલન.
મૌન મહીં મધુ બોલનું જીવન:
હે પ્રિય! આપણું મિલન.
આપણો લગન
રણકી રહ્યું નિખિલ ગગન
વેદનો પ્રથમ છન્દ.
આનન્દ આનન્દ.
દોયને એક જ પ્રાણ રે આપણા.
લયની લ્હેરે ગાય મ્હેરામણ,
સૂર મહીં સત રંગ.
આનન્દ આનન્દ.
તિમિરપુંજમાં તેજનું કિરણ: આપણું મિલન;
મૌન મહીં મધુ બોલનું જીવન:
હે પ્રિય! આપણું મિલન

વાણી : સૂર! ઇંગિતની મૂક તનયા તે સંજ્ઞા
તને પામી બની ધન્ય,
નવે નામ વાણી.

સૂર : અને આ વાણી વિનાનો સૂર તે એકલ
હતો અકિંચન: રસાનન્દની સકલ
સમૃદ્ધિની છોળ એને મળી તારે સંગ.
કહે: કોણ વધુ ધન્ય?

વાણી : સ્પર્ધાનો ન પાર:

ભૂલોકની વસનારીને અનન્ત વ્યોમ
મળ્યું કરવા વિહાર.

સૂર : ને વાંસની વેણુ
તણા વ્રેહે રમનારને તેં સહજમાં
કર્યો વેદમન્ત્રનો ઋત્વિજ.

વાણી : મને તારું મળ્યું છે સામર્થ્ય -

સૂર : ને તારું સૌન્દર્ય મને.

વાણી-સૂર : આપણે એકબીજાનાં આલિંગને પૂર્ણ.

વાણી : આદિ બ્રહ્મનાં બે અંગ જેવાં

સૂર : શબ્દનાં જ,
કહેવાનાં બે પરંતુ એક અવિભાજ્ય.

વાણી : શબ્દનો જ આ સહુ વિસ્તાર –

સૂર : રસ, અર્થ:

વાણી : આપણાં સંતાન કેવાં સોહે હિરણ્મય
તેજે

સૂર : નયનમન ઠારે એવાં ઉભય.

વાણી : નિહાળું છું એ બંનેમાં હું તારું સ્વરૂપ.

સૂર : પ્રિયે!

વાણી : તારાથી અભિન્ન છું સદા છતાંય
જાણે ફરી ફરી પામી રહી છું હું તને.

સૂર : પ્રિય! આપણું મિલનઃ
મૌન મહીં મધુ બોલનું જીવન.

વાણી-સૂર : હે પ્રિય! આપણું મિલન.
*(ગીતગુંજન આછરતું જતું શમી જાય છે ... અને નીરવ નિબિડ રાત્રિનો આભાસ કરાવતું સંભળાય છે સુમન્દ વૃન્દાવન. એયે શમતાં નિશાચર પ્રહરે અસૂયા પ્રવેશે છે.)*

અસૂયા : સુગમ્ભીર સરોવરે તરંગવંટોળ
એ મુજ ખેલા,
મસ્તીહેલા,
આનન્દઅંઘોળ
હું ... મતવાલી
સહુને હૃદય કાલી,
નયને અગનલાલી,
હું મતવાલી
પ્રેમનું જે સુધાપાત્ર ભર્યું છલાછલ,
અમૃતને કણે કણે જલે હલાહલ;

એ મુજ ખેલા, મસ્તીહેલા, આનન્દઅંઘોળ.
પૂનમગ્રહણ ચાહું.
મારા સબલ બાહુ
એ જ તે રાહુ.
પૂનમગ્રહણ ચાહું.
ભુવને ભુવને મારો ગરજે હુંકાર,
વજ્રઘાત બાજે ઘોર પ્રલયટંકાર.
એ મુજ ખેલા, મસ્તીહેલા, આનન્દઅંઘોળ.
સુગમ્ભીર સરોવરે તરંગવંટોળ.
ઠીક ઠીક ભ્રમણ કર્યું અંધારપથે;
વાણી ને સૂરનું આ સદન, ચાલ, અહીં
સુખે રાતવાસો કરું.
*(બારણે ટકોરા. બારણું ખૂલે છે.)*

સૂર : કોણ આ સમયે ?

અસૂયા : *(સ્વગત)*
સાચું નામ કહું તો એ ચમકે એથી તો
ભલું ભળતું જ દેવું અસંકોચે.
*(પ્રગટ)*
નામ
મારું છે માનુની. દક્ષિણપથની યાત્રી.
આજની આ રાતનો આશ્રય ચહું. દેશો ?

સૂર : આપનું કુલગોત્ર ?

અસૂયા : તન્માત્રા અહંકાર.

વાણી : આવો બેન, અતિથિ છે સદાય સ્વીકાર્ય.
અહીં આ આસને બેસો, લાવું કલાન્તિહર
ઉષ્ણ જલ, રાતે પથ્ય એવું ખાનપાન.
*(વાણી જાય છે.)*

અસૂયા : આપનો, મહાનુભાવ, પરિચય ?

સૂર : અમે
આદિ બ્રહ્મનાં બે અંગ, સૂર અને વાણી.

અસૂયા : *(આશ્ચર્યસૂચક ભાવે)*
વાણી આપની અર્ધાંગના ...
તો કોણ અર્થ ?

સૂર : અમારું સંતાન.

અસૂયા : હાં હાં, એમની પ્રશંસા
સુણી છે મેં પૃથ્વીલોક મહીં જલેસ્થલે.

દેવોનેય જ્યાં વિહાર કરવાનું મન
થાય એવી પુણ્યભૂમિ ભારતવર્ષમાં
મહાકવિ કાલિદાસે કરી છે પ્રતિષ્ઠાઃ
વાણી અને અર્થ ... જાણે ઉમામહેશ્વર.

સૂર : *(વાણી અને અર્થની સંલગ્નતા સાંભળતાં મનોમન આધાર પામીને પણ)*
એમ!

અસૂયા : આશ્ચર્ય આ શાને? અજાણ હો તેમ!
*(સૂરનું મૌન.)*
શે ઊંડે વિચાર? શાની મનમૂંઝવણ?
બોલ બોલ કરું એનો કંટાળો તો ...

સૂર : ના ના,
એવું કંઈ નથી.

અસૂયા : શક્તિ અર્થની અપૂર્વ.
દેશકાલથી છે અબાધિત એનું તેજ.
*(ગરમ પાણી લઈ વાણીનું આવવું.)*

વાણી : કોના તેજની છે વાત?

અસૂયા : *(માર્મિક હાસ્યસહ)*
અન્ય કોઈનાયે નહીં,
તમારા જ સંતાનના.

વાણી : એમ! ભલે બેન,
હાથપગ ધોઈ કરો શ્રમ હળવોક.
અંગ લૂછવા આ વસ્ત્ર ... પથ્ય લઈ આવું.
*(વાણીનું જવું.)*

અસૂયા : *(હાથ, પગ, મુખ વગેરે ધોઈ વસ્ત્રથી લૂછતાં)*
સો કોસ ચાલ્યાનો થાક એક ક્ષણમાં જ
નામશેષ. મઝાનું આતિથ્ય ખરેખર.
*(વાણીને આવતી જોઈ)*
તમારે આદર હું છું ધન્ય. નિરન્તર
રહેશે આ સ્મૃતિ.

વાણી : લજ્જાસ્પદ કરો નહિ
મને એવાં વેણે. આ તો સામાન્ય છે ધર્મ.
કશું ન વિશેષ.

અસૂયા : એ જ આપનો વિવેક.

વાણી : બેન, અલ્પ આ આહાર
*(અસૂયા આહાર લે છે.)*

સૂર : *(વાણીને)*
તું રહે એમની સાથ, હું અહીં બાજુએ.
*(સૂરનું જવું.)*

વાણી : *(સ્વગત)*
આમ એકાએક શાને મુખે મ્લાન છાયા?
એ મોહનમુખે?
*(અસૂયા તરફ દષ્ટિ થતાં)*
આ સ્ત્રીનું લાવણ્ય પણ
પ્રભાવપ્રચુર ...

અસૂયા : સાચી ભૂખ પછી મળ્યું
ભોજન અતિ સ્વાદિષ્ટ. એમાં તવ ભાવ
ભળ્યો સંતર્પક પૂર્ણ.
*(વાણીને ચિન્તનમગ્ન જોતાં)*
કેમ લાગો ખિન્ન?

વાણી : નહિ રે, મારાથી કંઈ થયો અનાદર?

અસૂયા : નહિ, નહિ. તમને વિચારમગ્ન જોતાં
થયો ભ્રમ, સહેજમાં ટાળી દીધો તમે.
તમારાં સંતાન મહીં જયેષ્ઠ રસ, નહિ?
પણ મારે ઉર નાના શું વિશેષ વ્હાલ
હોય સ્વાભાવિક.

વાણી : વ્હાલો સહુનેય લાગે
એવો એ છે ગુણવાન.

અસૂયા : સત્ય. રસ પણ
નહિ કમ. સપ્તસિન્ધુને પ્રદેશે મારો
એકદા વિહાર. ત્યારે તુમ્બુરુને જોયા,
આકણ્ઠ એમના સંગીતનું કર્યું પાન.
સૂર ને રસની એમણે પ્રતિષ્ઠા કરી,
આનન્દની અનુભૂતિ કરાવી સર્વને.
તમારો રસ છે નવધા ભાવોના મહા
મંગલ રાસનો રચયિતા.
*(વાણી અનુત્તર.)*
કંઈક અણગમતું બોલી તો નથી ને?

વાણી : કઈ સ્ત્રી કે માને પતિપુત્રનાં વખાણ
સુણવાં ન ગમે?

અસૂયા : ક્ષમા, બેન, નિરુત્સાહ
જરા જોયાં એટલે મેં પૂછ્યું.

બાકી મને
આગન્તુકને ન હોય એવો અધિકાર.

વાણી : એવું મનમાં ન લાવો. જમી રહ્યાં તમે.
સૂવા કાજે કરું જોગવાઈ. નજીક જ
મારું પણ રાખું હું શયન.

અસૂયા : મધરાત.
*(વાદ્યસંગીત. વ્યથાસભર વાતાવરણ.)*

સૂર : *(દીવાલની બીજી બાજુએ)*
સુખશાન્તિદાત્રી નિદ્રા ત્યજી ગઈ મને,
આ ઘોર અવજ્ઞા! સહી જાય ના હૃદયે.
સર્વ સમર્પિત કર્યા પછીયે છલના?!
રૂંવે રૂંવે ઉગ્ર વેદનાની જલે આગ.
સિઝાય છે સહુ મારાં ગાત્ર.

વાણી : *(દીવાલની આ બાજુએ)*
નિદ્રાધીન
છે આ બાઈ, અનિદ્ર બેચેન મારું મન.
ભુલાતું નથી રે એમનું એ મ્લાન મુખ.
હજાર હજાર આશંકાએ આહત આ
ઉર થાય ચૂરચૂર.

સૂર : સ્વયં પ્રજાપતિ
અને મનુ, સાંભળ્યું છે, મોહલુબ્ધ
પોતાની જ કન્યાને સૌન્દર્ય. અને અહીં
માતાનું પુત્રના વામ અંગ પર સ્થાન!
ઠગારી માયાની કેવી ખેલા? સો સો તીક્ષ્ણ
શૂલ ભોંકાય છે છાતી મહીં. સંસારને
જલાવીને સર્વનાશની ભભૂતિ ચોળી
ભેખ લઉં ...

વાણી : આકાશનો આ શીતલ ચન્દ્ર,
સુધાકર, બૃહસ્પતિની તારાને એણે
હરી લીધ. કલંકિત છે એની કૌમુદી
રાત્રિને અજવાળતી. હજારો વર્ષની
યતિની તપસ્યા સ્ત્રીની મોહિની આગળ
તુચ્છ તુચ્છ. કયા પુરુષમાં પછી શ્રદ્ધા
ટકી શકે? યોગીઓના યોગી પણ ભાન
ભૂલ્યા ભીલડીના રૂપે. સ્વરૂપનું જ્ઞાન
હતું એવું કહે થાય નહિ રે બચાવ.

સૂરની પ્રતિષ્ઠા થાય અને વામ અંગે
મારો નહિ અધિકાર? પ્રવંચના આ તે
કેવી?
બાજુના ખણ્ડમાં લાગે એ જાગૃત;
નિદ્રિત હું કે જાગતી એની તો આડશે
રહી થતી નહિ હોય ચોકી? હાય, કેવી
હું છું હતભાગી!
*(કંસારીની કણસે ભરી હવા.)*
સૂર : આવો સર્વનાશઃ
રક્ત કરે મુક્ત કરો સહુ મમત્વ પાશ.
નહિ નભ, નહિ શબ્દભાર,
કેવલ આદિમ અન્ધકાર;
સઘન સુપ્તિ, ચેતનલુપ્તિ, નહિ વિકલ્પઆશ.
આવો સર્વનાશ.
વાણી : આપણાં બેનાં એક બન્યાં મન,
એક બની રહી વાણી
ત્યારે એકબીજાથી દૂર, ઓ રે દૂર કોઈ રહ્યું શીદ તાણી?
ક્ષણનું મિલન, અરુણ કથાઃ
એ જ બની રહે ચિર વિરહની કરુણ વ્યથા.
અવનિ થકી આભને આરે
બાંધવો'તો એક સેતુ,
કોણ અજાણ્યા લોકથી આંહીં
આવી પડ્યો પણ કેતુ?
ઘાટ ઘડાયો ન ત્યાં મનમૂરતિ કેમ અરે નંદવાણી?
*(રાત્રિશેષે વિહંગનું વૈતાલીય ગાન. અસૂયા ઊઠીને બહાર જાય છે, સંસ્કૂર્ત થવા. નિજમાં નિમગ્ન વાણીને એની ખબર નથી.)*
બ્રાહ્મમુહૂર્તની વેળા, ઉત્તરાયણના
દિન, વહેલો અરુણોદયઃ આ રાત્રિએ
બેચેન કરી મૂકી છે મને,
*(અસૂયાને પથારીમાં ન જોતાં)*
આ માનુની
અહીંથી ક્યાં ગઈ હશે?
ધિક, અનુમાન.
*(અસૂયાને આવતી જોઈ)*
પરોઢ થાય તે પહેલાં જ તમે જાગ્યાં,
અજાણ્યા સ્થળની કાચી રહી ગઈ ઊંઘ?

હજીય આરામ લો.

અસૂયા : શરીર ખીલ્યા ફૂલ
સમું છે હલકું. આટલો આદર હોય
ત્યાં ન ટકે થાક. માત્ર આનન્દ આનન્દ.
જવાનું જાણે કે મન થાય નહિ પણ
જવું રહ્યું અનિવાર્ય.

વાણી : *(સ્વગત)*
ભોગ મારા.
*(પ્રગટ)*
આપનું છે ઘર, યથેચ્છ ભલે ને રહો.
*(પથે દૂર દૂર ગાતી હોય એવું રતિનું ગાન.)*

રતિ : નિખિલ ભુવન મુજ વિહારની ભૂમિ,
સકલશું મુજ પ્રેમ ...

અસૂયા : સમય થયો છે, બેન, હવે તો હું જાઉં.

વાણી : શે આટલી ઉતાવળ?

અસૂયા : સવારે સવારે
પન્થ સહજે કપાય.

અસૂયા : અનુકુલ રહો
વાયુ, સરલ પ્રયાણ ...
*(અસૂયા જાય છે.)*

રતિ : *(દૂરથી)*
નિખિલ ભુવન ...

વાણી : કોણ ગાઈ રહ્યું દૂર દૂર, સુમધુર?
બહાર જઈ જોઉં તો હું ખરી ...
*(સૂરને બહાર જોતાં)*
તમે અહીં!

સૂર : અહીં જ, હા, સારી રાત ...

વાણી : તપ કોને કાજ?

સૂર : જાણે છે તું કોનો છે આ મધુર અવાજ?

વાણી : એકની વિદાય ... એકનું છે આગમન.
કોઈનુંયે શું છે કામ, ભલું આ સદન.

રતિ : *(સદનથી થોડે દૂર)*
નિખિલ ભુવન મુજ વિહારની ભૂમિ,
સકલ શું મુજ પ્રેમ,
સકલને વ્હાલભરી લઉં ચૂમી.
માધવી ફૂલ હું, શ્રાવણની જલધારા,

ભીની તે મ્હેકથી ભીંજાય કાલના આરા;
નયને કમલહાસ્ય,
ચરણે તરલ લાસ્ય,
મારે પ્રાણને સરલ ગાન
નિખિલ દોલાયમાન;
અમર યૌવનઅંગ અનંગની સંગ રહું નિત ઘૂમી.
*(રતિનું નિકટ આવવું.)*

સૂર : અહો આ તો રતિ.

વાણી : *(ઉલ્લાસે)*
પાવન કરો આ ઘર.

સૂર : આવો હે અનંગપ્રિયા!

રતિ : જાઉં મધુવને
જ્યાં નિત્ય આનન્દ.

વાણી : જ્યાં જ્યાં તમે ત્યાં આનન્દ,
ત્યાં જ મધુવન. પધારો આ નિકેતને.

રતિ : મંગલ મંગલ લહો પરિવાર સહ.

સૂર : આ અમારો રસ.

વાણી : અને આ અમારો અર્થ.

રતિ : નામ તો બે લીધાં ને ચીંધો છો એક ભણી!
અરે, આ તો છે અસૂયાતનય વહેમ.
શાને સમ્ભ્રમિત તમે? જુઓ, શ્યામ વર્ણ ...

વાણી-સૂર : હેં!

રતિ : અસૂયા છે પરભૃતા સમી, પારકે
ઘેર પોતાના શિશુનો કરાવે ઉછેર.
તમારું કુલ?

સૂર : મરાલ. શ્વેત પદ્મદલ
સમ, ભગવતી શારદાનું અનુપમ
જે વાહન ...

રતિ : નીરક્ષીર ભેદ તોયે ભૂલ્યાં!
વિકારનો લાગ્યો કંઈક વાયસરંગ!

સૂર : કેવો અભિશાપ!

વાણી : પ્રિય, મારો જ એ દોષ.

રતિ : ઉત્તાપના અગ્નિ મહીં ક્ષણમાં કિલ્બિષ
ભસ્મીભૂત થયાં, રહો સદૈવ પ્રસન્ન.

વાણી : સૂર!

સૂર : વાણી!

વાણી : રતિ ક્યાં?
આ ક્ષણમાં અલોપ?
સૂર : અહીં જ છે, જોઉં તારા આ લોલ લોચને.
વાણી : જોઉં છું તમારી આંખમાં હું મધુવન.
સૂર : ત્યાં તો પ્રતિબિમ્બ છે કેવલ ...
કહે, કોનું?
વાણી : સૂર ...
સૂર : પ્રિય, આપણું મિલનઃ
વાણી-સૂર : મૌન મહીં મધુ લોલનું જીવન.
હે પ્રિય! આપણું મિલન.
*(ક્રમશઃ ગીતનું પ્રશમન. અન્તરિક્ષમાં શાન્તિપાઠ.)*

ૐ સહનાવવતુ. સહનૌ ભુનક્તુ. સહવીર્યં કરવાવહૈ.
તેજસ્વિનાવધીતમસ્તુ. મા વિદ્વિષાવહૈ.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ.

કવિલોક મે-જૂન ૧૯૯૦

# રાજવી મહાઘણ્ટાઘરનો

પાત્રો – પહેલો અનુચર ∘ બીજો અનુચર ∘ રાજા ∘ રાણી ∘ ભમતારામ ∘ સંત્રીનાયક ∘ શિર

*(રંગભૂમિનો પડદો ઊપડતાં જેના પર નર્તકનર્તકીઓનાં ચિત્રો ચમકતાં રંગમાં આલેખેલાં છે તે પાછળનો પડદો જણાય છે. મંચના આગળના ભાગમાં જમણા અને ડાબા પડખે ઢોલક અને ઘંટ છે. રાણી સુન્દર ભાવશૂન્ય મહોરું ધારણ કરે; ભમતારામ અર્ધ જંગલી પાગલ સમું જેથી એના ચહેરાનો ઉપલો ભાગ ઢંકાય; નીચલો ભાગ ઢંકાય એની લાલ દાઢીથી. અનુચરો ઢોલક અને ઘંટની નિકટ ઊભેલા છે. ધીરે ધીરે ગાતાં ગાતાં તેઓ પડદાને બે બાજુ ખસેડે છે.)*

અનુચર-૧ : તીર-નાં-ઓગે જે નાચે તે નચિન્ત નિશદિન.

અનુચર-૨ : હરેક ત્યાંનો શઠ છે પ્રેમી રંગીલો સુખલીન.
બોલવા ટાણે બોલતો કેવળ વિહંગની વાણી.
નહિ રે વિવેકબુદ્ધિ એથી નહિ છે ભાષા જાણી.
મનમાં નહિ વિચારધારા, નહિ જ્યાં સમયસ્પર્શ,
સમય કેવો? – ચિન્તવું તો એ જ પામું નિષ્કર્ષ:
એ જ કે હૈયેહૈયું ધરી આ ભુક્તિની ભોમે
કાળને દોરે નહિ વીંટાતાં યુવકયુવતી જોમે.

અનુચર-૧ : કાળનો ઉદાસ તન્તુ કો દી નવ રે ઢીલો થાય.

અનુચર-૨ : કારણ કે ઓઇઝીને ભાળ્યો શ્વાન હજીયે ધાય
શિંગવિહીન હરણ પાછળ ભયથી ત્રાસેલા.
રે, ત્યાં ભૂખ્યા માનવી કેરા ધમપછાડ ઘેલા.
અવગણીને સફરજનને જોરથી ધરે નારી.
દોડે ત્યારે ફીણ ઝરે ને ફીણમાં દોડે ભારી.
નવ એ થોભે એક ઘડીયે શ્વાસ લેવાને કાજ,
ફીણમાં હજી સુણતાં રે જે ઘંટડીનો નાદ.

*(પડદા વિભક્ત થાય છે ત્યારે પ્રેક્ષક મંચની ડાબી બાજુએ રાજા અને રાણીને બે સિંહાસને બેઠેલાં જુએ છે. સિંહાસન બાજઠ રૂપે હોઈ*

*શકે. એનું સમતોલપણું જાળવવા સામી બાજુએ બે બાજઠ હોવા જોઈએ. પાછળ અર્ધ ગોળાકારમાં પડદો લટકતો હોય અથવા એકાદ ફૂટ ઊંચો વિભાજક પટ. બંને અનુચરો ઢોલક અને ઘંટની પાસે બેસી જાય છે મંચની આ કે તે બાજુએ, પ્રેક્ષકની સામે કંઈક પાંખની છાયામાં.)*

રાજા : વર્ષ પ્હેલાં, તવ ચરણે આ શૂન્ય મન્દિરે
આ રાત્રિએ વર્ષ પ્હેલાં પગલાં ધર્યાં ધીરે.
નવ મેં, નહિ અન્ય કો'એ સાંભળ્યું તારું નામ,
કુળ કે વતન તોય રે સિંહાસને દીધું સ્થાન.
આજ અહીં આ ભરાયેલી રાજસભા મોઝાર
પુરજનો અનુવર્તી ને કૈં સેનાની હજાર
સૌ સમક્ષ પૂછું: તારો દેશ, કયું કુળનામ?
નહિ જ પ્હેલી વાર, તું શાને બેસી રહેલ આમ?
કાષ્ટે કિંવા ધાતુઘડેલ મૂર્તિ જેવી મૂંગી,
જીવતાં અને મૂએલાંની વચ્ચે રહ્યા ઝૂકી
પડદા જેવી? એકત્ર આ માનવસમુદાય
માને મૌન અસહ્ય જેથી નજર જો સંધાય
સૌની તારે વદન.
*(વાણીનો વિરામ. રાણી નથી બોલતી, નથી હાલતી. અનુચર-૧ ઢોલને ત્રણ વખત વગાડે છે.)*
સંત્રીનાયક! સામે કોઈ
દરવાજાનાં બારણાં ઠોકી રહ્યો પથિક, જોઈ
દુવાર ખોલી દાખલ કરો ...

અનુચર-૧ : *(મુખ ફેરવ્યા વગર, સંત્રીનાયક તરીકે)*
દાખલ, મહારાજ.
*(ભમતારામનું દાખલ થવું.)*

રાજા : નામ શું તારું?

ભમતારામ : રખડુ કહો અથવા મૂરખતાજ.
પિછાણ મારી એટલી છે બસ. આપની બધે સાખ
રાજવી મહાઘણ્ટાઘરના.

રાજા : શી તવ અભિલાષ?

ભમતારામ : વર્ષ પ્હેલાં ઘોંઘાટિયાથી સાંભળ્યું મેં એક વાર
કે મહારાજે અજોડ કોઈ રૂપ તણા અંબાર
લલના સાથે લગન કીધાં, હું છું ભમતો કવિ.
ત્યારથી મારાં ગાનમાં રહી એક જ એની છવિ.
દિવસેદિવસ વિકસ્યું એમાં એનું કામણ રૂપ.

ધરતી, સાગર ખેડનારા ને કઠણ જેનાં રુખ
ગાય તે મારાં લલકારેલાં ગાન મોજે નિત નિત
તોયે મેં જેણે પ્રથમ એને ગાઈ, ન તેણે કીધ
દર્શન હજી ...

રાજા : વહુવારુ કે પ્રેયસીમિત્ર તારે
કોઈ નથી જે ગાનમાં તારાં ભરાય વારે વારે?

ભમતારામ : ભાર્યા હતી. કિન્તુ મારી મનોમૂર્તિ પાસે
મન્દ, શિથિલ, અંગ મહીં મેદભરેલી ભાસે.
હલનચલન મહીં જાણું કે ભૂતબલિ સમ જાડી.
દીધ મેં એને છોડીઃ લીધાં કુલમો અને તાડી
બેએક રાત્રિ ઉપર જઈ કલાલ કેરે ઘર.
રઝળુ ગણનાહીણો જાણે માનવજનાવર.
જમતો જેની સંગ એવા બુધ્ધુમાંથી એક
કહે હાંસી કરીઃ ઢીંચે ઊંઘતાં લગી છેક,
નહિ તો રડે ટેબલ પરનાં પાત્રે મોઢું ઢાળી
એક નારીને કારણ જેને ક્યારેય છે ના ભાળી.

રાજા : પણ એનાથી કામ શું મારે?

ભમતારામ : તેડાવશોજી રાણી.
એક વખત આ નેણથી મારે કરવી એની ઝાંખી,
કોઈ દી પછી કરશે નહિ પાગલ મારી હાંસી.

રાજા : આ તે કેવો ધૃષ્ટ, કેવો ઉદ્ધત, નિર્લજ!
કોની આગળ, ઊભેલ ક્યાં છે, બોલવે નહિ રજ
વિવેકવિચાર ...

ભમતારામ : પણ મેં એકે શબ્દ
મનમાં રહી મૂર્તિ કાજે કાઢ્યો ક્યાં ઉદ્ધત?
અમર્યાદ અપકીર્તિકર? બોલાવશોજી હવે
એમને અહીં જેથી સાચું સ્વરૂપ લહું દગે?

રાજા : એ છે મારી સોડમાં –

ભમતારામ : મહાઘણ્ટાઘરની રાણી!

રાજા : રાણી મહાઘણ્ટાઘરની પડખે બેઠી મારી.

ભમતારામ : ચંપાવર્ણી નહિ, ન ગૌર, નહિ ભરેલાં થાન
ધારેલ તેવાં ... તોય શું? જ્યાં મુજ ગાન કરે એલાન –
સર્વ સ્થળે અજોડ એનું રૂપ ને અજોડ નૂર.

રાજા : જોઈ લીધી તો અહીંથી ભલા સિધાવ હવે દૂર.

ભમતારામ : હમણાં નહિ. કેમ કે હાંસી પામેલ હું તે રાતે
શપથ એવા લીધા રાણી નરતે મારી સાથે –

હાય રે, ત્યારે હું તો હતો મદે માતેલ પાગલ
– નરતે રાણી, નરતે એ તો કેવળ મારી આગળ.

રાજા : શો છે શપથ?

ભમતારામ : એ જ કે મારી ખાતર રાણી નાચે,
એટલું નાચે, થઈને કૃતાર્થ મન મારું આ રાચે.
કૃતજ્ઞ હું ગાન મારાં લલકારતો રહું રમ્ય.

રાજા : ગાય તું ભલે પણ તે જોઈએ નહિ આભારજન્ય.
સંત્રી, આને ફટકારો.

ભમતારામ : ફટકારશો સાધુજન?

રાજા : સાધુજન!

ભમતારામ : *(હા, યાત્રા કીધી લોચનસાગર તીર્થની પાવન.)*
યાત્રા વેગેઃ ગલ ને ખારા પવન જ્યાં લલકારે
દેવત્વને; દુર્વાલીલાછમ ન પ્હાડી આરે
નવ દા'ડાનું લાંઘણ કીધું – પણ તે આપણ ત્રણે
મર્મ જેવી ગણવી કથા – ત્યારે વરુણ અને
અન્ય દેવે થઈ પ્રસન્ન દર્શન દીધ મને.
લીધેલ મારા સોગંદની વાત મેં કહી જ્યારે
'તથાસ્તુ' સર્વનું વરુણ પછીથી ઉચ્ચારે.
ધ્યાનથી સુણો કારણ એનો કહું છું શબ્દેશબ્દઃ
'જે રાત્રિએ નિશીથકાલે થાય છે પૂરું અબ્દ,
ઠીક બરાબર તે જ સમયે થતા ઘણ્ટારવે
ચૂમશે રાણી વદન તારું.' એના જ શબ્દ. હવે
આપની રાણી વદન મારું, ચૂમશે વદન આજ –

રાજા : સંત્રીનાયક, આવો.

અનુચર-૧ : *(સંત્રીનાયક તરીકે)*
હાજર. આજ્ઞા, મહારાજ?

રાજા : આવડો આ અવમાને મને, અવમાને છે રાણી.
જાવ લઈ, શિર છેદી આણો.

અનુચર-૧ : જી, લાવું એંધાણી.
*(જાય છે.)*

ભમતારામ : જાઉં છું. તોયે ઘટના થનાર.
*(વેઢા ગણતાં)*
પ્રથમ નાચે રાણી
મારી આગળ – ને તે પછી રેલીશ હું મુજ વાણી.

રાજા : હોય માથું નહિ તોય તું ગાશે?

ભમતારામ : કૃતજ્ઞનું ગાન

ઝીલતી રાણી, એ જ તે ભાવ મહીં થઈ ગુલતાન
ચૂમશે વદન કેમ કે એણે ગાયું ...

રાજા : બંધ જબાન, થોભ,
થોભ જ્યાં ઊભો. સાવ જૂઠાણું બોલતાં ના'વે ક્ષોભ!
મૂળથી અમર્યાદ જૂઠાણું. કોણ છે આ મનેખ?
*(રાણીને)*
હોય તને પિછાન જો કાંઈ, કર સાચો ઉલ્લેખ.
હું નહિ એને હણું, કહે, તું બોલ નહિ શાને?
– તો લઈ જાઓ, સંત્રીનાયક.

અનુચર-૧ : (સંત્રીનાયક તરીકે)
લઈ ચાલ્યો જી આને.

રાજા : અને સબૂત સમા એના શિરને લાવો અહીં.
*(રાણીને)*
એ જો તારા વતનમાંનો પૂર્વ પ્રેમી નહીં,
દેખાય તેવો હોય જો માત્ર નગણ્ય ને મૂર્ખ,
અહીં ત્યાં બધે રખડનારો મનમોજીલો ધૂર્ત,
માનહાનિ કરનારો;
સહાસ કર તું નૃત્યગાન.
કંઇ તો કીજે, મન ફાવે તે, બસ મને તે માન્ય
ગતિશીલ તું જેથી; પણ શે જોતી ટીકી ટીકી?

અનુચર-૨ : *(રાણી રૂપે મન્દ સૂરે)*
કાંઈ શું ઓરે આવતું હશે મારા ઉદર ભીતર?

રાજા : અહો, અચ્છું અધિક, વહાવ મધુર તારો કણ્ઠ.
શ્રવણ કરે સૌ મળેલાં આનન્દનો છન્દ.

અનુચર-૨ : *(રાણી રૂપે)*
જાગેલ સહજ કમ્પ ને
ઢળે ચેતનહીણાં અંગ,
એક કરીને કાયને મારી
હણવા એ ઝંખંત.
કોઈ શું ઓરે આવતું હશે મારા ઉદર ભીતર?
ભરખી જવા રૂપને જન્તુ
કોણ કરે નિજ ઘર?

રાજા : વેણમાં ઊંડો ડંખ, એનો મર્મ ના કંઈ કળું.
*(મંચની જમણી પાંખે જઈ ભમતારામના શિરસહિત પાછો આવે છે અને એને પ્રેક્ષકની નજીકના જમણી બાજુ પરના બાજઠ પર મૂકે છે.)*

ગા, ઓ રખડુ મૂર્ખ, મેલી મોકળું તારું ગળું.
ખોલ રે મોઢું, સુણવા તારાં ગીત રાણી તત્પર.
*(રાણી નૃત્ય શરૂ કરે છે.)*
નાચ; આ નૃત્યે થાય રે એની મજાક ભયંકર.
કોઈ નારીને વિચાર આવો આવેલ નહિ સાચ,
ધન્ય ધન્ય કહે સર્વ; નાચ રે વધૂ, નાચ.
ચંપાવર્ણી નહિ, ન ગૌર, નહિ ભરેલાં થાન.
કહેલ એણે, નૃત્ય કરી વાળ એનું અપમાન.
પ્રગટ હો તવ રૂપ મનોહર, ફેલાવ મયૂરકળા.
*(રાણી નૃત્ય કરે છે. પછી પૃથક્ શિરને લઈ, મંચની મધ્યમાં આવી પ્રેક્ષક તરફ મુખ રાખીને ઊભી રહે છે. ખભે મૂકે છે કપાયેલું ડોકું.)*

રાજા : પાંપણ એની ફરકે, કમ્પે અધર, આ શી બલા?

અનુચર-૧ : *(શિર તરીકે, ધીમા સૂરે)*
આલિંગો, ચૂમો ને અદકું ઝંખજો હો જી ...

રાજા : રે, અરે રે, આમણે તો આ શરૂ કર્યું ગાવું.

અનુચર-૧ : *(શિર તરીકે)*
આલિંગો, ચૂમો ને અદકું ઝંખજો હો જી.
માનવમાટી કેવળ આપણ સાર જો,
કાંટા સંતત સરકંતા મહાકાળના હો જી.
મશાણમાં સૂતેલો કોઈ ઊઠે જો,
એનીયે વીરતાને વાદે માનવી
ચડી હરામી કીર્તિ એની કામે જો,
પળમાં ઘણ્ટા વાગે રે મધરાતના હો જી.
પરણ્યાંની પ્હેલી રજનીથી અતિ ઘણું હો જી,
આનન્દે કર કર વળગ્યાનું સુખ જો,
કાંટા સંતત સરકંતા મહાકાળના હો જી.
પરણ્યાંની પ્હેલી રજનીનું સુખ જો,
જોબનિયું શોચે તે કરતાં અતિ ઘણું
કામણગારાં ઉન્માદે જે ઝંખે જો,
પળમાં ઘણ્ટા વાગે રે મધરાતના હો જી.
*(ગીત પૂરું થતાં નૃત્ય ફરી શરૂ થાય છે. ઘડિયાળના ટકોરા થાય છે. અનુચરે-૨એ વગાડેલ ઘંટથી સમયનું સૂચન થાય છે. ઘણ્ટારવની સાથે તાલમાં રાણી નૃત્ય કરે છે અને છેલ્લા ટકોરાની સાથે ડોકના હોઠ પર પોતાના હોઠ ચાંપે છે. રાજા ખડો થઈ જાય છે ને તલવાર ખેંચે છે. રાણી શિરને પોતાના વક્ષ પર રાખી એને અનિમિષ નિહાળી રહે છે. ઘા કરવાની અણી ઉપર જ રાજા રાણીનાં ચરણ*

*આગળ ઘૂંટણિયે બેસી જાય છે ને ખડ્ગ બાજુએ મૂકે છે. બંને અનુચર ગાતાં ગાતાં ઊભા થઈ હળવેથી અંદરનો પડદો ઢાળી દે છે.)*

અનુચર-૧ : અહો! બહુધા રહસ્યમય નિહાળ્યું મેં દૃશ્ય!
ભમતો થળેથળ, લથડતો વટેમારગુ ભાખે:
દાર્ગનગઢ ખંડિયેરે રોશની થઈ ભવ્ય.
ભીતર શું સુન્દરતમ રમણીઓનું નૃત્ય!

અનુચર-૨ : અગર નાચી તોય શું? એવા દિવસ ગયા ચાલી.
અધમ કુટિલ કાંટાળ એવો વાડનો થુવેર ભાખે:
છેલછબીલો પુરુષ હો કે લલના હો લટકાળી
અસ્થિ કેરું ફૂલ કે કાયા – રાખ થયેલ ભાળી.

અનુચર-૧ : આયખાનો શો અર્થ? એ રે શ્વાસનો લગીર સંગ.
ભમતો થળેથળ, લથડતો વટેમારગુ ભાખે:
તોય તે મનોહર જે બધાં એક વેળા જીવન્ત
એમને સગી આંખથી જોયાં મેં અહીં નરતંત.
*(રાણી મંચના અગ્ર ભાગે આવે છે અને અર્ધ બંધ પડદા વચ્ચે મઢાઈ હોય એમ ઊભી રહે છે.)*

અનુચર-૨ : ક્ષણ પછીની ઘટના –
ક્ષણ પછીની ઘટના એને કોઈ ન શકે જાણી,
અધમ કુટિલ કાંટાળ એવો વાડનો થુવેર ભાખે:
ભીંતમાં પડ્યું ગાબડું, વચ્ચે હસ્તી રહું માણી.
કદાચ મારે કાજ ન ક્યારેય મરણની મિજબાની.

*(ડબલ્યુ બી. યેટ્સના 'ધ કિંગ ઑવ ધ ગ્રેટ ક્લોકટાવર' નામના પદ્યનાટકનો અનુવાદ)*

# ગતિમુક્તિ

પિતૃઋણ અદા કરાવાયું નથી, પિણ્ડને દેનાર કોઈને પ્રગટાવ્યો નથી. મારી ગતિ કેમ થશે? એ જ એકમાત્ર વાસનામાં અટવાતા મનોરના જીવે આખરે એનો મનખાદેહ છોડ્યો. પણ દેહ છોડીને એ ઝાઝો ફેર જોઈ શક્યો નહિ. એના ખોરડાની નજીકમાં જ આવેલા આમલીવૃક્ષની ડાળીઓમાં એણે પોતાનો નવો વાસ રચ્યો.

બસોએક ઘરની વસતિના નાના ગામડાથી થોડે દૂર રસ્તાની બાજુએ એની વાડી હતી. અને વાડીમાં જ એનું નાનું ઘર હતું. રહેઠાણ અને કામની એક જગા એને બહુ અનુકૂળ થઈ હતી. કામ વધારે થતું. બગાડ ઓછો થતો અને બહારના મનુષ્યના કે ઢોરના ઉપદ્રવનો ભય પણ ઓછો રહેતો. સારી સરખી આવકમાં એનો અને ઊજમનો સંસાર સુખિયો હતો. એમનું એ નાનકડું વ્રજ એમને વૈકુણ્ઠથી વધારે હતું.

ઊજમને આ ઘરમાં આવ્યે તે વખતે એકાદ દાયકું થયું હશે. એણે આવ્યા પછી રોપેલ આંબા કેવી ઘટાનો વિસ્તાર પામ્યા હતા! અને એના પર ફળ પણ કેવાં બેસતાં હતાં! ને તોય પોતાનો ખોળો ખાલી હતો. ખ્યાલ તો આવે પણ એથી કંઈ એ ઓછું લાવતી નહિ. મનોરનું જીવન ઊજમમાં અને ઉદ્યમમાં એવું એક્તાન હતું કે એને તો આ ઊણપનો વિચાર સરખો પણ આવતો નહિ. આવે તોય વાયુની લહરીની જેમ માત્ર ઉપરઉપરથીજ સ્પર્શ કરી ચાલ્યો જાય. પણ એની એ માંદગીમાં તો એ જ વિચારે એના ચિત્ત ઉપર સવારી માંડી હતી. અતૃપ્ત રહી ગયેલી એ ઝંખનામાં ગોટવાયા કરતા એના જીવે દેહ છોડ્યો પણ છાયાદેહે તો એ ઊજમથી દૂર જઈ શક્યો નહિ.

કણબીની જાત. પાસેનું સગુંવહાલું કોઈ હતું નહિ. પતિની મિલકત સાથે લઈને પણ ઊજમ નવો સંસાર માંડી શકત પણ એણે તો સ્વેચ્છાએ જ પોતાની જુવાનીનાં ઝાંઝર ઉતારી નાખ્યાં અને ઘૂંટણ સુધી આવતી વાળની કાળી લટોને વિદાય દીધી. વૈધવ્યનું એણે તપ આદર્યું. ભાગવત એ વાંચતી. કાલિય નાગને નાથતા કૃષ્ણની પાસેથી જ મનમન્મથને નાથવાની કળા એણે લઈ લીધી હતી.

ઊજમનું આ નવું જીવન જોઈને મનોરને ઊંડો આનન્દ થતો. જીવતાં પણ જે વહાલ નહોતું આવતું તે હવે ઊભરાતું. પણ એ વ્યક્ત કેમ થાય? એ કેટલો નિઃસહાય હતો?

જે આમલીના ઝાડમાં એ રહેતો હતો એ આમલીના દેવતાનું નામ તિન્તિલિ. મનોરનું મર્ત્ય જીવન એની છાયામાં જ ઊછર્યું, ખીલ્યું હતું. અને એનું મૃત્યુ પછીનું જીવન પણ એને જ આશ્રયે ગુજરી રહ્યું હતું. તિન્તિલિ ઘણી વખત એની પાસે આવી બેસતો,

સાથ આપતો, આશ્વાસન દેતો.

આમ ને આમ બાર વર્ષ વહી ગયાં. ઊજમનાં અંગ પરની ફાગણની શોભા અસ્ત પામી હતી ને શરદના શાન્ત ધવલ લાવણ્યે એનું સ્થાન લીધું હતું. અવરની નજરે જે ચડતું તે ઊજમથી તો અજાણ જ હતું. અજાણતાં જ એ જીવન અને મૃત્યુથી પર બની રહી હતી. એનું આ સાકાર સ્વરૂપ દૃષ્ટિની આગળથી કાલે શૂન્ય બની જશે ત્યારે? મનોરને માટે અનન્ત કાલની શૂન્યતા, નિરાધારિતા. મનોર ભાવિનો આ વિચાર કરતો અને કમકમી ઊઠતો.

એ જોઈ તિન્તિલિને પણ દુઃખ થતું. એક દિવસ તિન્તિલિએ મનોરને કહ્યું: 'આ વાસનાપાશની મુક્તિનો એક માર્ગ છે. તું માને તો. માનવશરીર ને છાયાશરીરનું સફલ મિલન તો અશક્ય છે. પરંતુ વાહન કે આલમ્બન દ્વારા તેને સફળ કરી શકાય ખરું.' આ સૂચનના ઉચ્ચારણે તો મનોર હતપ્રભની જેમ જડ બની ગયો. પણ પછી ધીમે ધીમે એની ચેતના જાણે સળવળવા લાગી. થોડી ક્ષણોમાં તો જાણે જેને એ આટલા લાંબા સમયથી શોધતો હતો અને જેની પ્રાપ્તિ માટે કોઈ આશા ન હતી એવી કોઈ દુર્લભ વસ્તુ એના હાથમાં અચાનક આવી હોય એવા આનન્દમાં આવી ગયો. એનાથી બોલાઈ ગયું: 'એવું વાહન?'

તિન્તિલિએ કહ્યું: 'વાહન અહીંથી બહુ દૂર નથી. ગામ આખું જ્યારે ચાર દીવાલની નીચે હૂંફમાં નિદ્રા લઈ રહ્યું છે ત્યારે પેલો દીવાનો લાલન વિજન વનને ચીલે ચીલે અન્યમનસ્ક થઈ ભમ્યા કરે છે. એનું મન રમે છે પુરાણા ભૂતકાળમાં કે દૂરના ભાવિની કલ્પનામાં. વર્તમાનની સાથેનો મેળ તૂટી ગયો છે. એ ક્યાં વિચરે છે, શું કરે છે એની એને સ્મૃતિ રહેતી નથી ને તોય એ મસ્ત છે. જો આપણી વાતમાં એ છેક અહીં આવી પહોંચ્યો.'

એમ કહી તિન્તિલિએ એક સિસકારો કર્યો. આંબલીનાં પાનેપાન જાણે શિહરી ઊઠ્યાં. ભયપ્રદ હવાની લહરીનો કમ્પ ચારે બાજુ ફેલાઈ ગયો. ઊંચે અંધારામાં ઊડતી ચીબરીએ ચિત્કાર કર્યો. આજુબાજુ શિકારની શોધમાં રખડતાં શિયાળ રડી ઊઠ્યાં. વાતાવરણ જાણે ઘન બની રહ્યું.

ડગલું ભરતાં લાલનને લાગ્યું કે એને કોઈ રોકી રહ્યું છે. એની છાતીની સામે જાણે કોઈ અન્તરાય આવી ઊભો છે. આવો તો અનુભવ એને ક્યારેય થયો ન હતો. કામના વગરનો એ સર્વ સ્થળે ભયરહિત ફરી શકતો. પણ આ અનુભવે એને આશ્ચર્યમુગ્ધ કરી મૂક્યો. ત્યાં તો એણે રસ્તાની બાજુએથી એક નીલ પ્રકાશને પસાર થઈ જતાં જોયો. એણે આંખો ચોળી: શું એ સાચું હતું? ફરીથી એણે જમણી બાજુની ઝાડીમાં એ જ પ્રકારનો સંચાર જોયો. નેત્રની પલક અટકી ગઈ. લોહી જાણે થીજી ગયું. વાણી સરી નહિ છતાં અવાક હોઠ જરા ઊઘડી ગયા.

ને એ જ સમયે મનોરે એના દેહમાં પ્રવેશ કર્યો. આખાયે અંગમાં એક નવી ચેતના જાગી ઊઠી. પ્રત્યેક અંગ અને રોમે રોમે એની ધ્રુજારી વહી રહી. પણ એ શમતાં વાર ન લાગી. હવે લાલન લાલન ન હતો. સમય અને એષણા સાથે સંકળાયેલો મનોર હતો.

મનોરે જેમ તેમ પહેરેલી ધોતીને બરાબર પહેરી લીધી. એક બાજુથી ગળા સુધીનો ભાગ ઢાંકતો અને બીજા બાજુનો ખભો સાવ ઉઘાડો રાખતો ઝભ્ભો એણે બરાબર કર્યો

અને બટન બીડ્યાં. વાળની લટોને પણ આંગળીઓથી જરા વ્યવસ્થિત કરી. ને પછી ઊજમને બારણે આવી એણે ટકોરા દીધા.

અંદરથી અવાજ આવ્યો: 'કોણ છે રે આટલી રાતે ?'

'અભ્યાગત છું, બાઈ. દૂરથી આવું છું. તરસ લાગી છે. થોડી વાર આશરો માગું છું.'

ઊજમે બારણું ખોલ્યું એટલે મનોરે પાણી માગ્યું. ઊજમે કહ્યું: 'દૂરથી આવો છો તો ભૂખ્યા પણ હશો. ઢેબરું પણ સાથે આપું છું. અહીં બેસો'. એમ કહી મનોરને ઓટલા પર બેસાડી એ અંદર ગઈ. મનોરે બહાર ગણગણવા માંડ્યું:

ખાટી રે આંબલીથી કાયા મંજાણી,
એને તેજને કિનારે એણે આણી રે ... હે ... જી, હે ... જી.

ઊજમે આ સાંભળ્યું. આ કણ્ઠ, આ હલક એનાથી ક્યાં અજાણ હતાં! પોતે જ આ ભજન ઉપાડતી અને મનોર એને ઝીલી લેતો. ઢેબરાં અને પાણી લઈને એ બહાર આવી રહી હતી ત્યારે સાથે સાથે ભૂતકાળમાં પણ ગતિ કરી રહી હતી. તાસક અને લોટો મનોર આગળ એણે મૂક્યાં. ચોગળું પાણીથી મનોર હાથ ધોઈ જમવા બેઠો. ઉંબરા ઉપર બેસી ઊજમ એને જોઈ રહી. જો કે હોઠની બહાર આવતી ન હતી તોય એના કણ્ઠમાં ભજનની એ કડી વારંવાર રમવા લાગી:

ખાટી રે આંબલીથી ...

થોડી વારે પાણીનો એક ઘૂંટડો લઈ મનોરે કહ્યું: 'ઘણે લાંબે ગાળે આ થાનકે હું ફરીથી આવું છું. પણ એ તો જાણે હતું તેવું ને તેવું જ રહ્યું છે. આ ઘર, આ વાડી અને વાડીની લીલી કુંજાર ક્યારીઓ, આ ઝાડ – બધુંય એનું એ. વરસે વરસે આવતાં પૂરથી કિનારાની કંઈ ભેખડો ભાંગેતૂટે છે. પણ અહીં એની લેશ પણ અસર દેખાતી નથી. થોડો ફેર દેખાય છે – આ ઘરની ચંચલ હરણી હવે તો ગમ્ભીર હંસ જેવી બની ગઈ છે. નહિ ઊજમ!'

પોતાના નામના ઉચ્ચારણે ઊજમ ચમકી. આ અજાણ્યો આગન્તુક ઘરખૂણાની વાતને ક્યાંથી જાણે? એ રહસ્ય એ સમજી શકી નહિ. એ મૂંગી જ રહી.

વળી મનોરે બોલવા માંડ્યું: 'હીરાવીરાની જોડી તો ખેમકુશળ છે ને? ઊજમની આંખ દુ:ખવા આવી હતી. ફૂલીને દડા જેવી થઈ ગયેલી રાતી આંખો પરથી પાંપણ તો ઊંચકાતી ન હતી ને તોયે મારા હીરિયાનું ગોતું મોડું ન થઈ જાય કરી વહેલી સવારે ચૂલો સળગાવી ધૂણી ખાતી. ત્યારે મને થતું કે એ ઢોરને ગુવાર કે કપાસ ખવાડતી નથી પણ જાણે પોતાના પિણ્ડથી પોષી રહી છે. ને હિમની કકડતી ઠંડીમાં અડધી રાતે ઊઠીને પણ કોઢમાં તાપણું કરી આવતી.'

અડધેથી જ ઊજમે પૂછ્યું: 'તમે કોણ છો?'

કરુણાની એક વાદળીએ જાણે નિર્મલ આકાશમાં પ્રવેશ કર્યો.

'મને નથી ઓળખતી? ઊજમ!' મનોરે કહ્યું: 'મારી આંખ સામે તો જો જરા.'

ઊજમે એને ઓળખ્યો. વીજળીના એકમાત્ર ચમકાર જેવા દર્શનથી એની આંખ ભીની થઈ ગઈ. હજી એની ગતિ થઈ નથી? એ ખ્યાલે અપાર કરુણાથી એ ગળગળી બની

ગઈ. જીવનમાં અનાસક્તિ એણે કેળવી હતી. એ જ અનાસક્તિથી એણે મનોરને પણ સત્કાર્યો. કોઈ વિકટ કસોટીનો કાળ આવી રહ્યો છે એ એ જોઈ શકી ને તોય નિર્ભયપણે એણે પગલું ઉપાડ્યું. મનોર જમી રહ્યો હતો. હાથમોં ધોવડાવી હસતે મુખે એણે અંદર આવવા કહ્યું. મનોરની ગતિને માટે એનું સમર્પણ એને અનિવાર્ય લાગ્યું.

મનોરને ઘરમાં લાવી એણે બારણાં બંધ કર્યાં.

ગામના બે ચોકીદારો રોન લેવા નીકળે તે આ સમયે અહીં આવી પહોંચ્યા. આ નિર્જન સ્થળમાં એકલી રહેતી ઊજમને લોક સતીની માફક પૂજતા. પણ ચોકીદારોએ અત્યારે શું જોયું? પાછલી રાતે ઘરમાં એ કોઈ પુરુષની સાથે વાત કરી રહી છે. એમનું કુતૂહલ વધ્યું. કરા પર નાની જાળી હતી. ઘરમાં બળતા દીવાનો પ્રકાશ ત્યાંથી દેખાતો હતો. જાળીમાંથી જો જોઈ શકાય તો દેવી જેવી ગણાતી આ સ્ત્રી કેવી ડાકણ છે તેની સાબિતી એમને મળી જાય. બંને એ જાળીની કને ગયા. વાતચીત થતી હતી. પણ કંઈ સ્પષ્ટ અંકોડા મેળવી શકાતા ન હતા. એટલે એક ચોકીદારે બીજાને ઘોડો બનાવી એની પીઠ પર ચડી જાળીમાં ડોકિયું કર્યું પણ બરાબર એ જ સમયે અંદરનો દીવો રાણો થતાં અન્ધકાર ફેલાયો. એ કશું જ કળી શક્યો નહિ. હાથ આવેલી બાજી એળે ગઈ. બંને ચોકીદારો ત્યાંથી આંબલીના ઝાડ આગળ આવી બેઠા. બારણું ઊઘડે નહિ ત્યાં સુધી ખસવું જ નથી એમ એમણે નિશ્ચય કર્યો. રાતની ચોકીમાં ક્યારેક ક્યારેક એમને ઘણાં રહસ્યો હાથ લાગતાં. એમાંથી એમને મળતું થોડું પણ એથી એ ગર્વોન્નત માથે ગામમાં પોતાનું વર્ચસ્વ જમાવી રાખતા. આજે તો એ બધાનેયે ઝાંખાં પાડે એવું કંઈક એમને હાથ લાગવાનું છે એટલે એમનું ધૈર્ય અને એમનો નિશ્ચય અડગ હતાં.

એકે બીજાને કહ્યું: 'ઊજળું એટલું દૂધ નહિ. ઊજમનો દાખલો આપીને હું મારી ઓરતને શિખામણ આપતો હતો પણ શી ખબર કે ચોખ્ખા દેખાતા પાણીની નીચે આટલો કાદવ હશે? કોણ અભાગિયો હાથ આવે છે. કાલે ભરબજારે એની ધૂળધાણી ... '

બીજાએ કહ્યું: 'એને એવો અવળે ગધેડે ચડાવવામાં તારા હાથમાં શું આવવાનું? એની માફક આપણને પણ ઇચ્છા થાય ત્યારે આ ઘરમાં દાખલ થવાનો હક મળે એટલે બસ. આનન્દ, આનન્દ. એના જેવું સુખ બીજે ... '

પહેલાએ વચમાં જ કહ્યું: 'અલ્યા, એ તો ઘર ભાંગવાનો રસ્તો – એમાં સુખી ન થવાય.'

વાતો આમ ચાલતી હતી ત્યાં ગામની ભાગોળથી કૂકડાનો અવાજ આવ્યો. રાત્રિનો પાછલો પ્રહર પસાર થઈ રહ્યો હતો. તિન્તિલિએ જોયું કે હવે મનોરને પાછા ફરવાનો સમય થયો છે. આ ચોકીદારોને અહીંથી કાઢવા જોઈએ. એણે ચોતરફ નજર ફેરવી હાથને ચક્રાકારે વીંઝ્યો, પાંદડાંમાંથી મર્મર કરતી હવાની લહેરખી પસાર થઈ ગઈ, વાડની ઝાડીમાંથી સાપે ડણકારા કર્યા, કોઈ કૂતરું કોઈના અરધ સંચારે ભસી ઊઠ્યું. વાતાવરણ ઘડીભર વિહ્વલ બની ગયું.

ચોકીદારોને સહેજ ભય લાગ્યો ખરો પણ એકબીજાને આશરે હિંમત રાખી બેસી રહ્યા. એટલે તિન્તિલિએ ઝાડની પૂંઠેથી ફાનસમાં ફૂંક મારી દીવો હોલવી નાખ્યો. આમ અચાનક અન્ધકાર થતાં ચોકીદારો ગભરાયા. કોઈ અદૃશ્ય તત્ત્વની હયાતીની પ્રતીતિ થતાં

એકદમ એ ત્યાંથી ભાગ્યા. ફાનસ લેવા જેટલી શુદ્ધિ પણ એમની રહી ન હતી.

પછી ઊજમનું બારણું ઊઘડ્યું. મનોર અંદરથી બહાર આવ્યો. ઊજમ બારણે આવી ઊભી રહી. મનોર જ્યારે પગથિયાં ઊતરી રહ્યો ત્યારે બારણું બંધ કરી એ અંદર ગઈ.

રસ્તા પર આવતાં મનોર સંતૃપ્તિથી શાન્ત હતો. વાસનાના પાશમાંથી મુક્ત થયો હતો. લાલનનું શરીર એણે છોડ્યું. શું બની ગયું, શું બને છે એનું ભાન લાલનને ન હતું. તોય પોતે કોઈ બન્ધનમાંથી છૂટ્યો છે એવું એને લાગ્યું. અહીંની હવા જ એને અકળાવી રહી હતી. એમાંથી છૂટવા દોટ કાઢી એ દૂર નાઠો.

તિન્તિલિએ આવી મનોરને ખભે હાથ મૂક્યો. મનોરે એને વન્દન કર્યાં. એના મુખ પર હવે આનન્દ છવાઈ ગયો હતો. એણે કહ્યું: 'વિદાયની મારી વેળા આવી ગઈ છે. મને તમે આશ્રય આપ્યો. પણ અહીં જે જીવન પાંગરે એને પણ આશ્રય આપજો, તિન્તિલિ!, એ વધુ બોલી શક્યો નહિ. એનો છાયાદેહ પણ ધીમે ધીમે અદૃશ્ય થઈ રહ્યો હતો. જતાં જતાં પણ એ ગુંજતો હતો:

ખાટી રે આંબલીથી કાયા મંજાણી,
એને તેજને કિનારે એણે આણી રે ... હે ... જી, હે ... જી.

ચેતન (દીપોત્સવી) ૧૯૫૦

# બિલ્હણકૃત ચૌર પંચાશિકા

अद्यापि तां कनकचम्पकदामगौरीं
फुल्लारविन्दवदनां तनुरोमराजिम्।
सुप्तोत्थितां मदनविह्वललालसाङ्गीं
विद्यां प्रमादगलितामिव चिन्तयामि।। १

અદ્યાપિ તે કનકચમ્પકમાળ ગૌરી,
ઉત્ફુલ્લ પદ્મવદના, મૃદુ રોમવાળી,
સૂતેલ જાગી રતિથી શ્લથ ગાત્રની જે,
વિદ્યા પ્રમાદપરિણામ સમી સ્મરું હું.

अद्यापि तां शशिमुखीं नवयौवनाढ्यां
पीनस्तनीं पुनरहं यदि गौरकान्तिम्।
पश्यामि मन्मथशरानलपीडिताङ्गीं
गात्राणि सम्प्रति करोमि सुशीतलानि।। २

અદ્યાપિ તે શશિમુખી નવયૌવનાને,
તે ગૌરકાન્તિ, સ્તનભારવતી પ્રિયાને,
હેરું ફરી સ્મરશરાગ્નિથી પીડિતાને
તો સર્વ ગાત્ર કરું શીતલ સદ્ય હાવાં.

अद्यापि तां यदि पुनः कमलायताक्षीं
पश्यामि पीवरपयोधरभारखिन्नाम्।
सम्पीड्य बाहुयुगलेन पिबामि वक्त्र
मुन्मत्तवन्मधुकरः कमलं यथेष्टम्।। ३

અદ્યાપિ પદ્મનયના લહું જો ફરીથી,
જે ક્લાન્ત પીવરપયોધરભારથી તે,
તો ભીડી બેઉ ભુજમાં કરું વક્ત્રપાન –
ઉન્મત્ત ભૃંગ જ્યમ કંજતણું – યથેષ્ટ.

अद्यापि तां निधुवनक्लमनिःसहाङ्गी
मापाण्डुगण्डपतितालककुन्तलालिम्।
प्रच्छन्नपापकृतमन्थरमावहन्तीं
कण्ठावसक्तमृदुबाहुलतां स्मरामि।। ४

અદ્યાપિ જે ન સુરતશ્રમને સહે ને
પાણ્ડુ લલાટ પર શ્યામલ વ્યસ્ત કેશે
પ્રચ્છન્ન પાપ થકી મન્થર કમ્પતી જે
કણ્ઠે ધરી કર સુકોમળ તે સ્મરું હું.

अद्यापि तां सुरतजागरघूर्णमान
तिर्यग्वलत्तरलतारकमायताक्षीम्।
शृङ्गारसारकमलाकरराजहंसीं
व्रीडाविनम्रवदनामुषसि स्मरामि।। ५

અદ્યાપિ તે સુરતજાગરણે અજંપ
જેની રહી નજર લોલ દગે અપાંગ,
કેલીગૃહે કમલને સર રાજહંસી
વ્હાણે ઢળેલ મુખ લજ્જિત તે સ્મરું હું.

अद्यापि तां यदि पुनः श्रवणायताक्षीं
पश्यामि दीर्घविरहज्वरिताङ्गयष्टिम्।
अङ्गैरहं समुपगुह्य ततोऽतिगाढं
नोन्मीलयामि नयने न च तां त्यजामि।। ६

અદ્યાપિ જો શ્રવણદીર્ઘદગા ફરીથી
ન્યાળું પ્રલમ્બ વિરહે જ્વરતપ્ત બાલા,
આલિંગને દૃઢ ધરી રહું અંગ અંગ,
ના ખોલું હું નયન ને અળગી કરું ના.

अद्यापि तां सुरतताण्डवसूत्रधारीं
पूर्णेन्दुसुन्दरमुखीं मदविह्वलाङ्गीम्।
तन्वीं विशालजघनस्तनभारनम्रां
व्यालोलकुन्तलकलापवतीं स्मरामि।। ७

અદ્યાપિ તે સુરતતાણ્ડવ સૂત્રધારી,
પૂર્ણેન્દુસુન્દરમુખી મદવિહ્વલાંગી,
તન્વી વિશાળજઘના, સ્તનભારનમ્રા,
વિક્ષિપ્ત કુન્તલકલાપવતી સ્મરું હું.

अद्यापि तां मसृणचन्दनपङ्कमिश्र
कस्तूरिकापरिमलोत्थविसर्पिगन्धाम्।
अन्योन्यचञ्चुपुटचुम्बनलग्नपक्ष्म
युग्माभिरामनयनां शयने स्मरामि।। ८

અદ્યાપિ જે મૃદુલ ચન્દનલેપ સંગ
કસ્તૂરિકા તણી સુગન્ધ રહી વહાવી,
અન્યોન્યને અધરચુમ્બન બન્ધ જેનાં
છે પક્ષ્મ તે સુનયના શયને સ્મરું હું.

अद्यापि तां निधुवने मधुपानरक्तां
लीलाधरां कृशतनुं चपलायताक्षीम्।
काश्मीरपङ्कमृगनाभिकृताङ्गरागां
कर्पूरपूगपरिपूर्णमुखीं स्मरामि।। ९

અદ્યાપિ જે રતિ સમે મધુપાનરક્તા,
રમ્યોષ્ઠ ને ચપળ નેત્રવતી કૃશાંગી,
છે અંગરાગ કીધ કેસરકસ્તૂરીથી
ને પૂગ કર્પૂરભળી મુખમાં સ્મરું તે.

[illegible]ापि तत्कनकगौरकृताङ्गरागां
प्रस्वेदबिन्दुविततं वदनं प्रियायाः।
अन्ते स्मरामि रतिखेदविलोलनेत्रं
राहूपरागपरिमुक्तमिवेन्दुबिम्बम्।। १०

અદ્યાપિ જે કનકપાણ્ડુર લેપવાળી,
જેનાં રતિશ્રમવિચંચલ લોચનો તે
પ્રસ્વેદબિન્દુ થકી પૂર્ણ પ્રિયાનું આસ્ય –
જે રાહુમુક્ત વિધુબિમ્બ સમું – સ્મરું તે.

अद्यापि तन्मनसि सम्परिवर्तते मे
रात्रौ मयि क्षुतवति क्षितिपालपुत्र्या।
जीवेति मङ्गलवचः परिहृत्य कोपात्
कर्णे कृतं कनकपत्रमनालपन्त्या।। ११

અદ્યાપિ આવતી વળી વળી ચિત્તમાં તે,
રાત્રે મને છીંક થતાં, ક્ષિતિપાલપુત્રી
'જીવો' ન એમ શુચિ વેણ વદંત કોપે;
કર્ણે ધરે કનકપત્ર, રહી અબોલ.

अद्यापि तत्कनककुण्डलघृष्टगण्ड
मास्यं स्मरामि विपरीतरताभियोगे।
आन्दोलनश्रमजलस्फुटसान्द्रबिन्दु
मुक्ताफलप्रकरविच्छुरितं प्रियायाः।। १२

અદ્યાપિ કુણ્ડલથી ઉજ્જવલ તે કપોલ
ને આસ્ય તે પ્રિયનું જે વિપરીત યોગે
આન્દોલનશ્રમથી મૌક્તિકના સમૂહ
શાં સ્વેદબિન્દુ થકી સોહી રહ્યું સ્મરું હું.

| | |
|---|---|
| अद्यापि तत्प्रणयभङ्गुरदृष्टिपातं<br>तस्याः स्मरामि रतिविभ्रमगात्रभङ्गम्।<br>वस्त्राञ्चलस्खलनचारुपयोधरान्तं<br>दन्तच्छदं दशनखण्डनमण्डनं च।। १३ | અદ્યાપિ તે પ્રણયચંચલ દૃષ્ટિપાત<br>ને કેલિનન્દ મહીં ગાત્રની ભંગિ રમ્ય,<br>જાતાં સરી વસન પીન કુચપ્રદેશ<br>ને દન્તચિહ્ન અધરે હું સ્મરંત એનાં. |
| अद्याप्यशोकनवपल्लवरक्तहस्तां<br>मुक्ताफलप्रचयचुम्बितचूचुकाग्राम्।<br>अन्तः स्मितोच्छ्वसितपाण्डुरगण्डभित्तिं<br>तां वल्लभामलसहंसगतिं स्मरामि।। १४ | અદ્યાપિ રક્ત કર વંજુલકૂંપળો શા,<br>મુક્તાની માળ થકી ચુમ્બિત તે સ્તનાગ્ર,<br>મન્દ સ્મિતે પુલક પાણ્ડુ કપોલ કેરી<br>ને સંસ્મરું ગતિ મરાલ સમી પ્રિયાની. |
| अद्यापि तत्कनकरेणुघनोरुदेशे<br>न्यस्तं स्मरामि नखरक्षतलक्ष्म तस्याः।<br>आकृष्टहेमरुचिराम्बरमुत्थिताया<br>लज्जावशात्करधृतं च ततो व्रजन्त्याः।।१५ | અદ્યાપિ સ્વર્ણરજરંજિત ઊરુદેશે<br>એના કરેલ નખરક્ષત ચિહ્ન જોયાં<br>મેં, હેમ શું રુચિર અમ્બર ખેંચતાં ને<br>લજ્જાથી તે ધરી કરે જતી તે સ્મરું હું. |
| अद्यापि तां विधृतकज्जललोलनेत्रां<br>पृथ्वीं प्रभूतकुसुमाकुलकेशपाशाम्।<br>सिन्दूरसंललितमौक्तिकदन्तकान्ति<br>माबद्धहेमकटकां रहसि स्मरामि।। १६ | અદ્યાપિ કાજળ ધરેલ વિલોલ નેત્ર,<br>ઊરુસ્તને વિપુલ, પુષ્પથી પૂર્ણ કેશ,<br>છે દન્તકાન્તિ શુભ મૌક્તિક શી, કરોમાં<br>છે હેમકંકણ હું તે સ્મરું છન્નયોગ. |
| अद्यापि तां गलितबन्धनकेशपाशां<br>स्रस्तस्रजं स्मितसुधामधुराधरौष्ठीम्।<br>पीनोन्नतस्तनयुगोपरिचारुचुम्ब<br>न्मुक्तावलीं रहसि लोलदृशं स्मरामि।। १७ | અદ્યાપિ કેશ વીખરાયલ, સ્રસ્ત માળા<br>એવી, સ્મિતે મધુસુધામય ઓષ્ઠની ને<br>મુક્તાથી ચુમ્બિત ઉરોજ સુપુષ્ટ જેના,<br>એકાન્તિની, તરલ નેત્રવતી સ્મરું તે. |
| अद्यापि तां धवलवेश्मनिरत्नदीप<br>मालामयूखपटलैर्दलितान्धकारे।<br>प्राप्तोद्यमे रहसि सम्मुखदर्शनार्थं<br>लज्जाभयार्तनयनामनुचिन्तयामि।। १८ | અદ્યાપિ શ્વેત સદને – મણિદીપમાલા<br>કેરાં સમૂહ કિરણે ગત જ્યાં તમિસ્ર –<br>હું ન્યાળવા મુખ પ્રયત્ન કરું વિવિક્તે,<br>લજ્જાભયે વ્યથિત લોચનની સ્મરું તે. |
| अद्यापि तां विरहवह्निनिपीडिताङ्गीं<br>तन्वीं कुरङ्गनयनां सुरतैकपात्रीम्।<br>नानाविचित्रकृतमण्डनमावहन्तीं<br>तां राजहंसगमनां सुदतीं स्मरामि।। १९ | અદ્યાપિ જે વિરહઅગ્નિથી તપ્ત ગાત્રી,<br>તન્વી કુરંગનયના, રતિપાત્ર એક,<br>નાના વિચિત્ર શણગાર સજેલ, દન્તે<br>સોહંત, હંસગમના મુજ તે સ્મરું હું. |

अद्यापि तां विहसितां कुचभारनम्रां
मुक्ताकलापधवलीकृतकण्ठदेशाम्।
तत्केलिमन्दरगिरौ कुसुमायुधस्य
कान्तां स्मरामि रुचिरोज्ज्वलपुष्पकेतुम्।।૨૦

અદ્યાપિ તે મલકતી કુચભારઝૂકી,
મુક્તા થકી ધવલ કણ્ઠ થયેલ જેનો
ને મન્દરાદ્રિ પર મન્મથકેતુ જેવાં
પુષ્પોથી ઉજ્જવલ સુરમ્ય પ્રિયા સ્મરું હું.

अद्यापि चाटुशतदुर्ललितोचितार्थं
तस्याः स्मरामि सुरतक्लमविह्वलायाः।
अव्यक्तिनिःस्वनितकातरकथ्यमान
संकीर्णवर्णरुचिरं वचनं प्रियायाः।। ૨૧

અદ્યાપિ તે વિકલ કેલિવિલાસખિન્ના,
અસ્પષ્ટ ચાટુ શત શબ્દ ભણંત જેહ
અવ્યક્ત નિઃધ્વનિત કમ્પથી કથ્ય એવા
સંકીર્ણ, જે સુખદ તે સ્મરું હું પ્રિયાના.

अद्यापि तां सुरतघूर्णनिमीलिताक्षीं
स्रस्ताङ्गयष्टिगलितांशुककेशपाशाम्।
शृङ्गारवारिरुहकाननराजहंसीं
जन्मान्तरेऽपि निधनेऽप्यनुचिन्तयामि।। ૨૨

અદ્યાપિ તે રતિવિચંચલ મીલિતાક્ષી
જેનાં સર્યાં શિથિલ કાયથી વસ્ત્ર, કેશ;
શૃંગારને કમલકાનન રાજહંસી,
જન્માન્તરે પણ અનુસ્મરું મૃત્યુ સંગ.

अद्यापि तां प्रणयिनीं मृगशावकाक्षीं
पीयूषपूर्णकुचकुम्भयुगं वहन्तीम्।
पश्याम्यहं यदि पुनर्दिवसावसाने
स्वर्गापवर्गनरराजसुखं त्यजामि।। ૨૩

અદ્યાપિ તે પ્રિયતમા મૃગપિંગલાક્ષી,
પીયૂષપૂર્ણ વહતી કુચકુમ્ભયુગ્મ;
ન્યાળું દિનાન્ત સમયે યદિ હું ફરીથી
તો રાજ્ય, સ્વર્ગસુખ મુક્તિનુંયે ત્યજું હું.

અદ્યાપિ तां क्षितितले वरकामिनीनां
सर्वाङ्गसुन्दरतया प्रथमैकरेखाम्।
शृङ्गारनाटकरसोत्तमपानपात्रीं
कान्तां स्मरामि कुसुमायुधबाणखिन्नाम्।।૨૪

અદ્યાપિ હું સ્મરું, સ્મરે શરપીડ પામી,
જે આ ધરા ઉપરની સહુ ભામિનીમાં
સર્વાંગ સુન્દર અનુત્તર એક એવી,
શૃંગારનાટ્યરસપાત્ર સમી પ્રિયાને.

अद्यापि तां स्तिमितवस्त्रमिवाङ्गलग्नां
प्रौढप्रतापमदनानलतप्तदेहाम्।
बालामनाथशरणामनुकम्पनीयां
प्राणाधिकां क्षणमहं न हि विस्मरामि।। ૨૫

અદ્યાપિ જે સ્તિમિત વસ્ત્રથી અંગયુક્તા,
ઉત્સાહપૂર્ણ, રતિવહ્નિથી તપ્તદેહા,
બાલા અનાથશરણા, અનુકમ્પનીયા
તે પ્રાણથીય પ્રિયને ન ક્ષણેય ભૂલું.

अद्यापि तां प्रथमतो वरसुन्दरीणां
स्नेहैकपात्रघटितामवनीशपुत्रीम्।
हंहो जना मम वियोगहुताशनोऽयं
सोढुं न शक्यत इति प्रतिचिन्तयामि।। ૨૬

અદ્યાપિ જે પ્રથમ સુન્દર ભામિનીમાં,
જે સ્નેહપાત્ર મુજ એક, નરેન્દ્રપુત્રી,
એનો શકાય ન સહી વિરહાગ્નિ કેમે,
હે લોક, એથી જ હું સંસ્મરું નિત્ય એને.

अद्यापि विस्मयकरी त्रिदशान्विहाय
बुद्धिर्बलाच्चलति मे किमहं करोमि।
जानन्नपि प्रतिमुहूर्तमिहान्तकाले
कान्तेति वल्लभतरेति ममेति धीरा।। २७

અદ્યાપિ વિસ્મયકરી મુજ ધીર બુદ્ધિ –
જાણું પ્રતિક્ષણ કને મુજ અન્તકાલ
તોયે – ત્વરાથી જતી દેવગણો ત્યજીને
મારી પ્રિયા પ્રિયતમા પ્રતિ, શું કરું હું?

अद्यापि तां गमनमित्युदितं मदीयं
श्रुत्वैव भीरुहरिणीमिव चञ्चलाक्षीम्।
वाचः स्खलद्विगलदश्रुजलाकुलाक्षीं
संचिन्तयामि गुरुशोकविनम्रवक्त्राम्।। २८

અદ્યાપિ જે મુજ પ્રયાણ હવે નજીક
તે જાણી ભીરુ હરિણી સમ વિહ્વલાંગી,
વાણી સકમ્પ, દગ અશ્રુ ઝરંત જેનાં,
શોકે અતીવ મુખ જે ઢળ્યું તે સ્મરું હું.

अद्यापि तां सुनिपुणं यतता मयापि
दृष्टं न यत्सदृशतो वदनं कदाचित्।
सौन्दर्यनिर्जितरति द्विजराजकान्तिं
कान्तामिहातिविमलत्वमहागुणेन।। २९

અદ્યાપિ કીધ કંઈ યત્ન સુયોગ્ય તોયે
ક્યારેય મેં વદન જોયું ન એ સમાન,
સૌન્દર્ય તેમ વિમલત્વ ગુણો મહાન
જીતી શશીરતિની કાન્તિ, સ્મરું પ્રિયા તે.

अद्यापि तां क्षणवियोगविषोपमेयां
सङ्गे पुनर्बहुतराममृताभिषेकाम्।
तां जीवधारणकरीं मदनातपत्रा
मुद्धृतकेशनिवहां सुदतीं स्मरामि।। ३०

અદ્યાપિ જે વિષ સમાન ક્ષણૈક વ્રેહે,
સંગે ફરી પ્રચુર સિંચતિ જે સુધાને,
જે કામતાપ થકી જીવન મારું રક્ષે,
ચૂડાની ચારુ ત્યમ દન્તની જે સ્મરું તે.

अद्यापि वासगृहतो मयि नीयमाने
दुर्वारभीषणकरैर्यमदूतकल्पैः।
किं किं तथा बहुविधं न कृतं मदर्थे
वक्तुं न पार्यत इति व्यथते मनो मे।। ३१

અદ્યાપિ સદ્મથી મને લઈને જતાને –
દુર્વાર ભીષણ કરે યમદૂત જેવા –
શું શું પ્રકારથી અનેક મદર્થ કીધું
હું વર્ણવી શકું ન : ચિત્ત મહીં વ્યથા તે.

अद्यापि मे निशि दिवा हृदयं दुनोति
पूर्णेन्दुसुन्दरमुखं मम वल्लभायाः।
लावण्यनिर्जितरतिक्षतिकामदर्पं
भूयः पुनः प्रतिपदं न विलोक्यते यत्।।३२

અદ્યાપિ રાત્રિદિન પીડત હાર્દ મારું:
પૂર્ણેન્દુરમ્ય મુખ સમ્મુખ તે પ્રિયાનું
જોઈ શકીશ નહિ! દર્પ હરેલ જેણે
કન્દર્પનો રતિથીયે વધુ ચારુતાથી.

अद्यापि तामवहितां मनसाऽचलेन
संचिन्तयामि युवतीं मम जीविताशाम्।
नान्योपभुक्तनवयौवनभारसारां
जन्मान्तरेऽपि मम सैव गतिर्यथास्यात्।।३३

અદ્યાપિ સંસ્મરું અચંચલ ચિત્તથી હું
યોષા સુયુક્ત મુજ આયુની એક આશા,
જેનું ન ભુક્ત નવયૌવન અન્યથી કો
જન્માન્તરેય પણ પ્રાપ્ત મને હજો એ.

अद्यापि तद्वदनपङ्कजगन्धलुब्ध
भ्राम्यद् द्विरेफचयचुम्बितगण्डदेशाम्।
लीलावधूतकरपल्लवकङ्कणानां
क्वाणो विमूर्च्छति मनः सुतरां मदीयम्।।३४

અદ્યાપિ તે વદનપંકજગન્ધલોભી
ચૂમી રહે ભ્રમર કૈંક કપોલદેશ,
વારી રહી સહજ ત્યાં કરકંકણોના
કંકન્ ક્વણે મન વિમોહિત ભૂર મારું.

अद्यापि तां नखपदं स्तनमण्डले यद्
दत्तं मयाऽऽस्यमधुपानविमोहितेन।
उद्भिन्नरोमपुलकैर्बहुभिः समन्ता
ज्जागर्ति रक्षति विलोकयति स्मरामि।।३५

અદ્યાપિ મેં અધરપાનથી ભ્રાન્ત થૈને
એનાં સ્તને નખથી જે વ્રણ કીધ એથી
રોમાંચ કમ્પ અતિ – જાગૃતિએ પ્રપૂર્ણ
સર્વત્ર જોઈ રહી – છાવરતી સ્મરું હું.

अद्यापि कोपविमुखीकृतगन्तुकामा
नोक्तं वचः प्रतिददाति यदैव वक्त्रम्।
चुम्बामि रोदिति भृशं पतितोऽस्मि पादे
दासस्तव प्रियतमे भज मां स्मरामि।। ३६

અદ્યાપિ જ્યાં વિમુખ કોપથી દૂર થાવા
ઇચ્છી ન બોલતી છતાં લીધ ચૂમી મેં ત્યાં
એણે કીધું રુદન ખૂબ, નમી કહેલું:
હું દાસ, ક્ષમ્ય, કર પ્રેમ પ્રિયે! – સ્મરું તે.

अद्यापि धावति मनः किमहं करोमि
सार्धं सखीभिरपि वासगृहे सुकान्ते।
कान्ताङ्गसङ्गपरिहासविचित्रनृत्य
क्रीडाभिराम इति यातु मदीयकालः।। ३७

અદ્યાપિ શું કરું જતું મન દોડી એ જ
વાસગૃહે લલિતઃ જે સહમિત્ર તોયે
જ્યાં અંગસંગ, પરિહાસ, વિચિત્ર નૃત્ય,
ક્રીડા મનોરમ ત્યહીં ગત કાલ ઇચ્છું.

अद्यापि तां जगति वर्णयितुं न कश्चि
च्छक्नोत्यदृष्टसदृशीं च परिग्रहं मे।
दृष्टं तयोः सदृशयोः खलु येन रूपं
शक्तो भवेद्यदि स एव नरो न चान्यः।।३८

અદ્યાપિ લક્ષિત ન તે અનુરૂપ મારી
ભાર્યાનું વર્ણન કરી ન શક્યું જગે કો,
એના સમાન યદિ રૂપ નિહાળ્યું હોય
જેણે ખરેખર શકે કરી તે, ન અન્ય.

अद्यापि तां न खलु वेद्मि किमीशपत्नी
शापंगता सुरपतेरथ कृष्णलक्ष्मीः।
धात्रैव किं नु जगतः परिमोहनाय
सा निर्मिता युवतिरत्नदिदृक्षया वा।। ३९

અદ્યાપિ જાણી શકું ના ખલુ ઈશપત્ની?
કે ઉર્વશી ત્રિદિવશાપિત? કૃષ્ણલક્ષ્મી?
બ્રહ્માથી શું યુવતિરત્ન રચાયું જેથી
સમ્મુગ્ધ થાય જગ કે નિજ દર્શનાર્થ?

अद्यापि तन्नयनकज्जलमुज्ज्वलास्यं
विश्रान्तकर्णयुगलं परिहासहेतोः।
पश्ये तवात्मनि नवीनपयोधराभ्यां
क्षीणं वपुर्यदि विनश्यति नो न दोषः।।४०

અદ્યાપિ હું નયનકાજળસોહ્યું આસ્ય –
જ્યાં નેત્ર છે શ્રવણદીર્ઘ – 'થવા નિહાળું
હાંસી કરંત યદિ પીન પયોધરાની
તે કાય ક્ષીણ થતી નષ્ટ, ન દોષ મારો.

अद्यापि निर्मलशरच्छशिगौरकान्ति
चेतो मुनेरपि हरेत्किमुतास्मदीयम्।
वक्त्रं सुधामयमहं यदि तत्प्रपद्ये
चुम्बन्पिबाम्यविरतं व्यथते मनो मे।। ४१

અદ્યાપિ જે શરદનિર્મલચન્દ્રગૌર
શોભા હરે મુનિનું ચિત્ત તદા શું મારું?
જો એ સુધામય હું આનન પામું તો તો
ચૂમી કરું સતત પાનઃ ઉરે વ્યથા તે.

अद्यापि तत्कमलरेणुसुगन्धगन्धि
तत्प्रेमवारि मकरध्वजपातकारि।
प्राप्नोम्यहं यदि पुनः सुरतैकतीर्थ
प्राणांस्त्यजामि नियतं तदवाप्तिहेतोः।। ४२

અદ્યાપિ પામું રતિતીર્થ ફરીથી જો તે
ને પામું જે કમલરેણુસુગન્ધછાયું
ને પ્રેમવારિ થકી પાતક જે નિવારે
તો પ્રાપ્તિ કાજ મુજ પ્રાણ ત્યજું અવશ્ય.

अद्याप्यहो जगति सुन्दरलक्षपूर्णे
अन्यान्यमुत्तमगुणाधिकसम्प्रपन्ने।
अन्याभिरप्युपमितुं न मया च शक्यं
रूपं तदीयमिति मे हृदये वितर्कः।। ४३

અદ્યાપિ હા, જગમહીં કંઈ લક્ષ રમ્ય
અન્યોન્ય ઉત્તમ ગુણે જ થતાં પરાસ્ત.
આપી શકું અવરની ઉપમા ન એના
સૌન્દર્યને; હૃદયમાં મુજ એ વિતર્ક.

अद्यापि सा मम मनस्तटिनी सदास्ते
रोमाञ्चवीचिविलसद्विपुलस्वभावा।
कादम्बकेसररुचिः क्षतवीक्षणं मां
गात्रक्लमं कथयति प्रियराजहंसी।। ४४

અદ્યાપિ નિત્ય મુજ ચિત્તતરંગિણી જે
રોમાંચવીચિવિપુલા, નમણી સ્વભાવે,
જોઉં વ્રણો, ત્યહીં કરે નિજ ક્લાન્તિ વ્યક્ત
કાદમ્બકેસરપ્રભામય રાજહંસી.

अद्यापि तां नृपतिशेखरराजपुत्रीं
सम्पूर्णयौवनमदालसघूर्णनेत्रीम्।
गन्धर्वयक्षसुरकिन्नरनागकन्यां
स्वर्गादहो निपतितामिव चिन्तयामि।। ४५

અદ્યાપિ હું સ્મરું નરેન્દ્રની રાજપુત્રી
જે મન્દ યૌવનમદે, નયને વિલોલ –
ગન્ધર્વયક્ષસુરકિન્નરનાગકન્યા
જાણે ધરા ઉપર ઊતરી સ્વર્ગમાંથી.

अद्यापि तां निजवपुःकृशवेदिमध्या
मुत्तुङ्गसम्भृतसुधास्तनकुम्भयुग्माम्।
नानाविचित्रकृतमण्डनमण्डिताङ्गीं
सुप्तोत्थितां निशि दिवा न हि विस्मरामि।।४६

અદ્યાપિ વેદિ સમ સૂક્ષ્મ કટિની કાય –
ઉત્તુંગ યુગ્મ કુચકુમ્ભ સુધાપ્રપૂર્ણ –
નાના વિચિત્ર કીધ શોભનથી સુહાતી
સૂતેલ ઊઠતી, ન ભૂલું દિને, ન રાત્રે.

अद्यापि तां कनककान्तिमदालसाङ्गीं
व्रीडोत्सुकां निपतितामिव चेष्टमानाम्।
अङ्गाङ्गसङ्गपरिचुम्बनजातमोहां
तां जीवनौषधिमिव प्रमदां स्मरामि।। ४७

અદ્યાપિ જે કનકગૌર, મદે અનુષ્ણા,
ઉદ્યુક્ત હ્રી સહિત કે ઢળતી જણાતી,
અંગાંગસ્પર્શ પરિચુમ્બનથી વિમોહા,
હું સંસ્મરું જીવનઔષધિ શી મને તે.

| | |
|---|---|
| अद्यापि तत्सुरतकेलिनिरस्त्रयुद्धं<br>बन्धोपबन्धपतनोत्थितशून्यहस्तम्।<br>दन्तौष्ठपीडननखक्षतरक्तसिक्तं<br>तस्याः स्मरामि रतिबन्धुरनिष्ठुरत्वम्।। ४८ | અદ્યાપિ તે સુરતવિગ્રહ અસ્ત્રહીન,<br>બન્ધોપબન્ધ, અધઊર્ધ્વ, ન હસ્ત સાહ્ય :<br>દન્તે, નખે, અધર, વક્ષ કંઈક રક્ત<br>ને સંસ્મરું હું રતિબન્ધુર નિષ્ઠુરત્વ. |
| अद्याप्यहं वरवधूसुरतोपभोगं<br>जीवामि नान्यविधिना क्षणमन्तरेण।<br>तद्भ्रातरो मरणमेव हि दुःखशान्त्यै<br>विज्ञापयामि भवतस्त्वरितं लुनीध्वम्।। ४९ | અદ્યાપિ હું વરવધૂરતિભોગથી કો<br>બીજે ઉપાય શકું ના ક્ષણ એક જીવી.<br>તો બન્ધુ, છે મરણથી જ વ્યથાની શાન્તિ;<br>પ્રાર્થું હુંઃ સત્વર કરો વધ આપ મારો. |
| अद्यापि नोज्झति हरः किल कालकूटं<br>कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे।<br>अम्भोनिधिर्वहति दुःसहवाडवाग्नि<br>मङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति।। ५० | અદ્યાપિ શમ્ભુ થકી ત્યાજ્ય ન કાલકૂટ,<br>કૂર્મે ધરી હજી ધરા નિજ પૃષ્ઠભાગે<br>ને અબ્ધિયે વહત દુઃસહ વાડવાગ્નિ –<br>સત્કર્મશીલ ગ્રહ્યું તે નહિ છોડનાર. |

કવિલોક સપ્ટે.-ઓક્ટો. ૧૯૯૩

## રાજેન્દ્ર શાહની કૃતિઓ

કવિતા

ધ્વનિ (૧૯૫૧) / આન્દોલન (૧૯૫૧) / શ્રુતિ (૧૯૫૭) / શાન્ત કોલાહલ (૧૯૬૨)
ચિત્રણા (૧૯૬૭) / ક્ષણ જે ચિરન્તન (૧૯૬૮) / વિષાદને સાદ (૧૯૬૮)
મધ્યમા (૧૯૭૭) / ઉદ્ગીતિ (૧૯૭૮) ઇક્ષણા (૧૯૭૯) / પત્રલેખા (૧૯૮૧)
પ્રસંગસપ્તક (૧૯૮૨) / પંચપર્વા (૧૯૮૩) કિંજલ્કિની (૧૯૮૩) / વિભાવન (૧૯૮૩)
દ્વાસુપર્ણા (૧૯૮૩) / ચન્દનભીની અનામિકા (૧૯૮૭) / નીલાંજના (૧૯૮૯)
આરણ્યક (૧૯૯૨) / વિરહમાધુરી (૧૯૯૮) / સ્મૃતિસંવેદના (૧૯૯૮)
વ્રજ વૈકુણ્ઠે (૨૦૦૨) / પ્રેમનો પર્યાય (૨૦૦૪) આ ગગન (૨૦૦૪)

બાળકાવ્ય

મોરપીંછ (૧૯૫૯) / આંબે આવ્યા મોર (૧૯૮૫) / રૂમઝૂમ (૧૯૮૯)
અમોને મળી પવનની પાંખ (૧૯૯૫) / રમત અમારી (૨૦૦૨)
ખુલ્લામાં જઈ રમીએ (૨૦૦૨)

એકાંકી

ગતિમુક્તિ (૨૦૦૪)

સ્વાધ્યાય

ઈશાવાસ્યોપનિષદ (૧૯૯૫)

સંચય • સંકલન

નિરુદ્દેશે ૧૯૫૧-૧૯૭૪ (૧૯૭૪) / સંકલિત કવિતા ૧૯૫૧-૧૯૮૩ (૧૯૮૩)

અનુવાદ

**કવિતા** – ગીતગોવિન્દ • જયદેવ (૧૯૮૯) / દિવ્ય આનન્દ • દાન્તે (૧૯૯૦)
તૃણપર્ણ • વોલ્ટ વ્હિટમેન (૧૯૯૧) / બલાકા • રવીન્દ્રનાથ ઠાકુર (૧૯૯૩)
ગાથા એક વૃદ્ધ નાવિકની • કોલરિજ (૧૯૯૯) / ચૌરપંચાશિકા • બિલ્હણ (૨૦૦૪)
**વિવેચન** – વિદ્યાપતિ (૧૯૮૦) / જીવનાનન્દ દાસ (૧૯૮૫) / બુદ્ધદેવ બસુ (૧૯૯૦)
**અગ્રંથસ્થ** – મેઘદૂત / શિવમહિમ્નસ્તોત્ર / લઘુસ્તવ / ગંગાલહરી / નારદદર્શન

રાજેન્દ્ર શાહ

## ભૈરવી

નિદ્રા મહીં – તિમિરશીતલ કંદરામાં –
રાત્રિ તણે ચરણ આ સમયે સુમન્દ
રેલાય તારું મહિમન્ સ્તવને સકમ્પ
હૈયું, મને ધરતું જાગ્રતિની હવામાં.

તારી અહીં જલતી નિશ્ચલ એક જ્યોતિ,
અંજાય એની દગ માંહીં પ્રશાન્ત દીપ્તિ!
અંધારઆવરણ ઓસરી જાય, સૃષ્ટિ
આભાથી ઉજ્જ્વળ વિલક્ષણ રૂપ સ્હોતી!

ઉત્ફુલ્લ પદ્મ તણી હ્યાં પમરે સુગન્ધ
માધુર્ય જેનું અનુપ્રાણિત અંગઅંગે;
ને રોમહર્ષમય કમ્પનના તરંગે
શી ચિન્મયી પરમ શક્તિ રહી સ્ફુરંત!

હે ભૈરવી! હૃદયને દલ તું રમંત;
તું મૃત્યુશાન્ત શવને શિવ શું કરંત!

કીર્તિલાલ જેસંગલાલ ઝવેરી (ગામધણી) પરિવારના સૌજન્યથી

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક • સુરેશ જોષી
સંપાદક • રસિક શાહ   જયંત પારેખ

એતદ્ ૧૫૫ • ૧૫૬
વર્ષ • ૨૩  અંક • ૩-૪  જુલાઈ-ડિસેમ્બર ૨૦૦૨

વાર્ષિક લવાજમ રૂપિયા ૧૦૦/- (S 5) / (£ 3 5)
આજીવન સભ્ય રૂપિયા ૧૦૦૦/- (S 50) / (£ 35)
શુભેચ્છક / સંસ્થા સભ્ય રૂપિયા ૨૦૦૦/- (S 100) / (£ 70)
(રકમ 'ETAD'ને નામે રોકડ/મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી.
'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું.)

સંપાદન અને વ્યવસ્થા અંગેનો વ્યવહાર

એતદ્
૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે,
વી. એન. પૂરવ માર્ગ, દેવનાર,
મુંબઈ-૪૦૦ ૦૮૮.

લેસર ટાઇપસેટિંગ અને મુદ્રણ
અરિહંત પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ. ફોન: ૨૫૧૧૪૩૪૧

ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્રનું ત્રૈમાસિક
સંસ્થાપક • સુરેશ જોષી
સંપાદક • રસિક શાહ   જયન્ત પારેખ

એતદ્ ૧૬૪
વર્ષ • ૨૫  અંક • ૪  ઑક્ટોબર-ડિસેમ્બર ૨૦૦૪

વાર્ષિક સભ્ય • રૂપિયા ૧૦૦/- ($ 10) / (£ 5.5)
આજીવન સભ્ય (વ્યક્તિ) • રૂપિયા ૧૦૦૦/- ($ 100) / (£ 55)
આજીવન સભ્ય (સંસ્થા) • રૂપિયા ૨૦૦૦/- ($ 200) / (£ 110)
શુભેચ્છક સભ્ય • રૂપિયા ૨૦૦૦/- ($ 200) / (£ 110)
(સભ્યફી 'ETAD'ને નામે રોકડ/મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવી.
'એતદ્'નું વર્ષ જાન્યુઆરીથી ડિસેમ્બરનું ગણવું.)

સંપાદન, સમીક્ષા, વિનિમય અને બીજી વ્યવસ્થા

એતદ્
C/o જયન્ત પારેખ
૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે, વી. એન. પૂરવ માર્ગ,
દેવનાર, મુંબઈ-૪૦૦ ૦૮૮.
ફોન: ૨૫૫૦૫૭૦૯, ૨૫૫૧૭૬૧૪

લેસર ટાઈપસેટિંગ અને મુદ્રણ
અરિહંત પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ ૪૦૦ ૦૭૫.
ફોન: ૨૫૧૧૪૩૪૧



# પાબ્લો નેરુદા

## કેટલાંક કાવ્ય

અંગ્રેજી અનુવાદ
બેન બેલિટ • એલૅસ્ટેર રીડ • ડબલ્યૂ. એસ. મર્વિન
નેથેનિયલ ટાર્ન • ડોનાલ્ડ વૉલ્શ • વિલિયમ ઓ'ડાલિ

હિન્દી અનુવાદ
પ્રભાતી નૌટિયાલ

ગુજરાતી અનુવાદ
સુરેશ જોષી • જયન્ત પારેખ • ગુલામ મોહમ્મદ શેખ
સુમન શાહ • રમણીક અગ્રાવત

આવરણ
વિવાન સુન્દરમ્

સજાવટ
હર્ષદ કાપડિયા

એતદ્
૧૬૪
વર્ષ ૨૫ • અંક ૪
ઑક્ટોબર-ડિસેમ્બર ૨૦૦૪

સમ્પાદક
રસિક શાહ • જયન્ત પારેખ

અનુક્રમ



નોંધ : આ અંકમાંની કેટલીક સામગ્રી આ પહેલાં નવનીત સમર્પણ, ખેવના, ઊહાપોહ ને એતદ્‌માં પ્રગટ થઈ હતી.

સુરેશ હ. જોષી

૦

# પાબ્લો નેરુદા

મિત્રો સાથે બેસીને નેરુદાની કવિતાઓ વાંચતો હતો ત્યાં કોઈએ સમાચાર આપ્યા કે ચિલીમાં નેરુદા ગમ્ભીર રીતે માંદા છે અને નજરકેદમાં છે. દુનિયાની મોટા ભાગની પ્રજા આજે સરમુખત્યારશાહી કે લશ્કરી રાજના પંજા નીચે કચડાઈ રહી છે કેમ કે જ્યાં લોકશાહી છે ત્યાં પણ લોકશાહીનું ખોખું જ રહ્યું છે. આવાં રાજતન્ત્રોમાં વ્યક્તિસ્વાતન્ત્ર્ય કે અભિવ્યક્તિસ્વાતન્ત્ર્યને ખતરનાક ગણવામાં આવે છે. એવાં તન્ત્રમાં સર્જકતાનું કશું ગૌરવ થતું નથી. એથી ઊલટું સર્જકોને પ્રચારકો બનાવવામાં આવે છે. નહીં તો એમનો અવાજ રૂંધી નાખવામાં આવે છે. એક ડાબેરી મિત્ર મને હંમેશાં મજાકમાં કહે છે : 'અમારું રાજ આવવા દો, પછી અમારું પહેલું નિશાન તમે બૌદ્ધિકો જ બનશો.'

નેરુદા તો ચિલીના પ્રમુખ આયેન્દેના મિત્ર જ હતા. પણ સર્જકોને આ કે તે રાજકીય પક્ષના ચોકઠામાં ગોઠવી દેવાને ઘણા લોકો અતિ ઉત્સાહી હોય છે. દક્ષિણ અમેરિકી વિવેચકો આ બાબતમાં ભારે આક્રમક વૃત્તિ ધરાવે છે. કરુણતા તો એ છે કે સાંકડા સ્વાર્થોથી સાંકડી ને સાંકડી થતી જતી આપણી આ દુનિયામાં દૃષ્ટિની વિશાળતાને જાળવવાને મથી રહેલા નેરુદાને પણ આનો ભોગ બનવું પડ્યું છે. એક બાજુથી ધૂળધોયા પણ્ડિતોની નાની નાની વિગતો વિશેની કચકચ અને બીજી બાજુથી રાજકારણના હાથા બનેલા વિવેચકોનો નિરર્થક ઘોંઘાટ – આ બધાં વચ્ચે રહીને સાચા સહૃદયને શોધી એની સાથે હૃદયસંવાદ સાધવો એ એક કઠિન કાર્ય છે. મૂળ કાવ્ય તો બિચારું આવા ઘોંઘાટિયા ભારની નીચે ઢંકાઈ જાય છે. નિષ્ણાતો કાવ્યપાઠની અધિકૃતતા, સંદિગ્ધતા, કવિએ અન્યત્ર બીજા સંદર્ભમાં કરેલાં વિધાનો – આ બધું ડહોળે છે પણ કાવ્યપદાર્થની ઉપેક્ષા કરે છે. 'નેરુદા અમારો છે' એમ વામપન્થીઓ ચિત્કારે છે. પણ નેરુદાને નેરુદાનો કોઈ રહેવા દેવા તૈયાર નથી.

માર્ક્સવાદીઓના 'ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમ'ને નેરુદા મજાકમાં 'ડાયલેક્ટિકલ ફેટાલિઝમ' કહે છે. 'સમસ્યાઓ' નામના એક કાવ્યમાં એમણે કહ્યું છે : 'હું તો ખાલી રહીને રાહ જોનારી જાળ – જોનારાની દૃષ્ટિસીમા – ની બહાર રહું છું, પડછાયાઓમાં મારી હત્યા થાય છે, મારી આંગળીઓ ત્રિકોણાકારથી ટેવાયેલી છે. એ નારંગીઓમાં એનું ભીરું અર્ધવર્તુળ આલેખે છે. તારાખચિત વિશાળતાને તાગતો હું તમારી જેમ જ અહીં મારા અસ્તિત્વની જાળમાં થઈને રાતે આવી ચઢ્યો છું ને જાગીને મારી નગ્નતાને નિહાળી

છે. એ જાળમા જે કાંઈ પકડાયુ તે તો માત્ર પવનના ફાંસામાં ફસાયેલી માછલી.'

એમના વિવેચકોને ભુલભુલામણીમાં નાખવા માટે એમણે 'એસ્ત્રાવેગારિયો' નામની રચનાઓ ૧૯૫૮માં પ્રસિદ્ધ કરેલી. કવિની સંદિગ્ધતા જ કવિનું શસ્ત્ર છે. એમાં રચેલી પરાવર્તક સપાટીઓમા કવિએ જાણીજોઈને અનેક કોષ્ટકોમાં પુરાતી વાસ્તવિકતાને અપરિચિત સમસ્યારૂપ બનાવી દીધી છે : 'મારે કશું જાણવું નથી, સ્વપ્નો સેવવાં નથી : મારા અનસ્તિત્વને અસ્તિત્વમા લાવવાનું કોણ શીખવશે? એ પહેલાં એને જ અસ્તિત્વ પામવા મથવું પડશે.' વળી બીજા કાવ્યમાં એઓ કહે છે : 'કેવા થવું તેની મને ખબર નથી – અન્યમનસ્ક બનીને રહેવું કે આદરપાત્ર થવું ? હું બીજાઓની સલાહને શરણે જાઉં કે એ લોકોને કહી દઉં : તમને બધાંને ચિત્તભ્રમ થયો છે ? એ તો સ્પષ્ટ છે કે આ સ્વતન્ત્રતા મને ક્યાંય લઈ જતી નથી. હું તો જાળઝાંખરાંમાં ભૂલો પડી જાઉં છું. મારુ આગમન થઈ રહ્યું છે કે નિર્ગમન તેની પણ મને ખબર નથી. હું અહીંથી ચાલી નીકળું ? કે પછી અહીં જ સ્થિર થઈને ઊભો રહું? ટામેટાં ખરીદું કે બિલાડી?' વળી અન્યત્ર કહે છે : 'મારાથી શક્ય તે રીતે વિચારી જોઉં કે મારે શું નહીં કરવું જોઈએ અને પછી એ જ બધું કરું ... જો હું ભૂલો નહીં કરું તો મારી ક્ષતિઓ કોણ સ્વીકારશે? હું મારું આખું વ્યક્તિત્વ જ બદલી નાખીશ ... ને પછી હું જ્યારે મારાથી સાવ જુદો જ થઈ ગયો હોઈશ અને મને કોઈ ઓળખી નહીં શકે ત્યારે હું જે કરતો આવ્યો છું તે જ કરતો રહીશ કારણ કે એ સિવાય બીજું કશું કરવાનું મારે માટે શક્ય નથી.'

ચિલીની વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓને સંબોધતાં એમણે કહેલું : 'કવિ કોઈ નાનો દેવ નથી. એ સ્વર્ગમાંથી અગ્નિ ચોરીને અહીં આવ્યો નથી. એ કોઈ વિશિષ્ટ જાતિનું સંતાન નથી, એ ઉભયલિંગ પ્રાણી નથી કે કિન્નાખોર નરાધમ નથી. એ તો કસબી છે, એને એનો આગવો વ્યવસાય છે. આપણા વ્યવસાયના કરતાં એનો વ્યવસાય વધારે મહત્ત્વનો છે એવું પણ નથી. સિવાય કે એ સમાજનાં પ્રતિક્રિયાશીલ બળોનો પ્રતિકાર કરવાનું ગજું ધરાવે છે. અને એ ખતરનાક પણ છે કારણ કે એ સત્યના રક્ષક તરીકે બોલે છે ... મારું એક એક કાવ્ય આસમાનમાં મારેલો ભૂસકો છે, હું વારાફરતી બારીમાંથી શેરીમાં કૂદું છું અને શેરીમાંથી પાછો બારીની અંદર કૂદું છું. અમુક દૃષ્ટિબિન્દુનો પક્ષ લેતી કવિતાને મેં હંમેશાં નકારી કાઢી છે. અને કાવ્યની અમુક એક રીતિમાં પુરાઈ રહેવાનું મને કદી મંજૂર નથી ... એકલતા, વિષાદ અને વસ્તુઓની ભયાનકતા વર્ણવવાનો મારો અધિકાર મેં કદી જતો કર્યો નથી. મારું કામ તો ધ્વનિને પકડવાનું છે, રંગોની મેળવણી કરવાનું છે, વસ્તુની પાછળ રહેલી શક્તિનો તાગ કાઢવાનું છે અને એ એને ઉચિત સર્જન અને વિસર્જનની પદ્ધતિથી હું કરતો રહું છું.'

એમના વિવેચકોને પણ એમણે એમની લાક્ષણિક રીતે સારી પેઠે ખોખરા કર્યા છે : 'પછી આવ્યા વિવેચકો : એક ખૂબ બહેરો ને બીજો વાચાળ. અને એક પછી એક એમ બીજા કેટલાય આવ્યા, આંધળો અને હજાર આંખવાળો, એક છબીલો તો બીજો મુડદાના જેવો સાદો, કોઈના કપાળમાં કાર્લ માર્ક્સના જેવી કરચલી તો કોઈને મોટાં થોભિયાં, બીજા હતા અંગ્રેજ નર્યા અંગ્રેજ ... આ વિવેચકો પ્રશ્નો કેવા પૂછે ? એ લોકો મારી પાછળ ને પાછળ ફરે છે. બિલાડીઓ સાથેનો મારો સમ્બન્ધ કેવો છે, મેં ઇન્દ્રધનુષની શોધ કેવી

રીતે કરી, ચેસ્ટનટનું સત્ત્વ એની રૂવાટીમાં કેમ રહ્યું છે ... દેડકાનો અભિપ્રાય શો છે, બોડમાં રહેનારાં પ્રાણીઓ, વનની સુવાસ કે આસ્ફાલ્ટના ઝમેલાઓનો તમારા જીવન પર શો પ્રભાવ પડે છે?'

ચિલી સામ્યવાદ તરફ ઢળતું જતુ હતુ. આથી કવિઓ પણ એ તરફ ઢળે એવી અપેક્ષા રાખનારાઓને પણ એમણે સ્પષ્ટ જ કહ્યુ હતું : 'ચિલી જેવા સામ્યવાદ તરફ ઢળતા દેશમાં કાવ્યની દિશા એક જ નહીં રહેવી જોઈએ, એમાં વિવિધતા હોવી જોઈએ એમ હું માનું છું. આ બદલાતી પરંપરા પર દરેક કવિની આગવી મુદ્રા અંકાય એમ હુ ઇચ્છું છુ. આવી વિવિધતા હમેશાં જળવાઈ રહેવી જોઈએ. કોઈ પણ સંજોગોમાં કાવ્ય જો પ્રફુલ્લિત થવાનું હોય તો આટલું તો નિઃશંક હોવું જ જોઈએ. એક જ રસ્તો ચીંધવાનું અશક્ય છે. કવિતાના રસ્તા ઘણા છે, કવિઓ કલ્પે તેટલા છે. કવિતા હમેશાં પરિવર્તન પામ્યા કરે છે ... આપણને પરિચિત થઈ ચૂકેલા કવિઓ હજી ઉત્કૃષ્ટ અને રસાત્મક કાવ્યો રચતા રહ્યા છે. આયેન્દેના ચિલીમાં કવિઓ પોતાને અનુકૂળ રીતિએ જ કાવ્યો લખશે ... ધ્વનિપટલને ભેદતાં જેટ વિમાનોના આ યુગમાં આપણને પરિચિત ઘોંઘાટો જગતની નિઃશબ્દતાનુ રૂપ બદલી રહ્યા છે. માનવપ્રગતિની મચેલી આ ધમાલમા કવિઓ ભાગ લેવા કે ન લેવા માટે પૂરેપૂરા મુક્ત છે. એઓ ગમે તે કરે પણ એમણે પોતાને માટે અનિવાર્ય એવી આધ્યાત્મિક આત્મીયતાને માટે થોડો સરખો અંશ પણ નર્યો શુદ્ધ અને પવિત્ર રાખવો જોઈશે, તો જ પોતાને વિશેની અભિજ્ઞતા શક્ય બનશે, તો જ શબ્દ, ધ્વનિ અને સ્વપ્નો સાથેના અનન્ત પ્રયોગો શક્ય બનશે. મારી વાત કરું તો હુ તો બાહ્ય જગતની કાંઈ કેટલીય વસ્તુઓથી પ્રભાવિત થયો છું. પણ હું આગ્રહપૂર્વક કહું છું કે આ દુનિયામાં આપણા પર દબાણ લાવનારાં બળો પૈકીનું કોઈ પણ બળ મારી જાત સાથેની આત્મીયતાને ઘટાડી શકતું નથી. વ્હિટમેને એની એક પંક્તિમાં કહ્યું છે : બહારનું કશુ મારા પર પૂરું વર્ચસ્ જમાવી નહીં શકે.'

આ લખતો હતો ને સમાચાર જાણ્યા કે નેરુદાએ અન્તિમ વિદાય લઈ લીધી છે. કૅન્સરના વ્યાધિથી મરણ થયું ત્યારે જેમના પ્રેમમાં મસ્ત બનીને એમણે 'કૅપ્ટન્સ વર્સ' નામનો પ્રેમકાવ્યોનો સંગ્રહ રચ્યો તે માતિલ્દે પણ એમની પાસે હાજર હતી. એ પ્રેમકાવ્યોમાં પણ એક યોદ્ધાની ખુમારી છતી થયા વિના રહેતી નથી. એમાં એમણે પ્રિયતમાને પણ સ્પષ્ટ જ કહ્યું હતું : 'ભગવાન કરે ને એવું બને કે જો તું નહીં રહે તો એમ ન માનીશ કે હું પણ નહીં રહું. ના, મારે તો ઝૂઝવા માટે અહીં રહવું જ પડશે.'

નેરુદાએ પોતે જ કહ્યું હતું તેમ હવે તો એમણે વિરાટ ઉત્તુંગતાના શિખર પર આરોહણ કર્યું છે. માચુ પિચુના અશ્મીભૂત ઇન્કાનગરમાં કવિએ મરણનું જે રૂપ જોયું તે અવિસ્મરણીય રીતે વર્ણવ્યું છે. કયો કવિ મોટો : એલિયટ કે યેટ્સ, રિલ્કે કે વાલેરી, નેરુદા કે ઓક્તાવિયો પાસ એવી ચર્ચામાં મને પડવાનું કદી ગમતું નથી. સેસારે બાયેહો કે બોહૅસની કવિતા પણ મેં માણી છે. કાવ્યના એ છપ્પનભોગમાંથી કશાની ઉપેક્ષા કરવાનું મને રુચતું નથી. નેરુદા જતાં જતાં આપણને કહી ગયો છે : 'ફરી વાર હું મારા ટેવાઈ ગયેલા ટટ્ટુ પર સવાર થઈને આવીશ ત્યારે આકાશમાં પૃથ્વી પર જે કાંઈ ગતિશીલ છે તેનું હું છાનોમાનો પગેરું કાઢીશ, કોઈ શિકારી પેંતરા ભરે એ રીતે હું શિકારની આગળ

જઈને ઊભો રહીશ અને જે શોધાયું છે અને શોધાયું નથી તે બધાંની એંધાણી તમને આપીશ.'

મૂળ અંગ્રેજી પણ પછી અમેરિકા જઈને વસેલા કવિ ઓડનનું પણ નેરુદા પછી બીજે જ દિવસે અવસાન થયું. છેલ્લે છેલ્લે ફરીથી ઇંગ્લૅન્ડમાં આવીને વસવાની એમને ઇચ્છા થયેલી. મેં એમ પણ સાંભળેલું કે ઑક્સફર્ડ વિદ્યાપીઠમાં એક સામાન્ય વિદ્યાર્થી તરીકે પ્રવેશ મેળવીને એઓ એ વાતાવરણમાં રહેવા ઇચ્છતા હતા. અંગ્રેજ પ્રજા રૂઢિચુસ્ત એટલે એમના અમેરિકાના વસવાટને કારણે એમનું બહુમાન કર્યું નહીં.

એમના અવસાનને પ્રસંગે એમણે યેટ્સના અવસાન નિમિત્તે લખેલું કાવ્ય તરત યાદ આવી ગયું. કવિ જીવતીજાગતી વ્યક્તિ હોય.છે ત્યારે તો આ કે તે નગરનો, આ કે તે દેશનો નિવાસી હોય છે. પછી તો એ હજારો નગરોમાં વ્યાપી જાય છે, વિખેરાઈ જાય છે, અનેક અજ્ઞાત અપરિચિત જનોનો પ્રેમ એના તરફ વહેવા માંડે છે. પ્રેમ સાથે તિરસ્કાર પણ ખરો. પોતાની આગવી નીતિરીતિને ત્રાજવે જમાને જમાને કવિની કવિતા મૂલવાતી રહેવાની. મૃત માનવીના શબ્દો જીવન્ત માનવીના હૃદયધબકારોમાં નવું જ રૂપ પામતા રહેવાના.

આવતી કાલે આ કે તે રાજકીય નેતા બહુમાન પામશે. એની પાછળ એ જયનાદના ઘોંઘાટનું ટોળું લઈને ચાલશે. બજારોમાં, ચોકમાં ને ચૌટે માનવીઓ ઊમટશે, વેપારરોજગાર ચાલશે. શેરબજારમાં દલાલો પશુઓનાં ટોળાંની જેમ બરાડશે. વધુ ને વધુ ગરીબ થતા જતા લોકો આખરે ગરીબી કોઠે પડી ગયાનું માંડ આશ્વાસન લેતા થઈ જશે. દરેક પોતપોતાની કોટડીમાં પુરાયેલું હોવા છતાં પોતે સ્વતન્ત્ર છે એવી ભ્રાન્તિ સેવવામાં સફળતા મેળવશે. એ બધાં વચ્ચે થોડાક કદાચ આ કવિના અવસાનના દિવસને સંભારશે. ખાસ કશી વિશિષ્ટ રીતે નહીં પણ એકાદ દિવસ કશું અણધાર્યું બન્યું હોય અને એ જરા યાદ રહી જાય એવી રીતે. પછી પાછું બધું રાબેતા મુજબ ચાલ્યા કરશે.

ઓડને યેટ્સને અંજલિ આપતાં કહેલું : 'તમેય અમારા જેવા જ મૂરખ હતા પણ તમને જે ઈશ્વરદત્ત પ્રતિભા મળેલી તે આ બધું છતાં ઊગરી ગઈ.' આ ઘણા કવિ વિશે સાચું નથી પડતું. ઘણા કવિઓ તો પ્રતિભાને પણ મૂર્ખામીમાં પલટી નાખવાનો કીમિયો ધરાવે છે. કેટલાક એ પ્રતિભાને બરડ અહંકારમાં ફેરવી નાખે છે. કેટલાક એ પ્રતિભાને જ પોતાની ને અન્ય માનવીઓની વચ્ચે મૂકીને ઇતર જનોથી વેગળા રહીને પોતાના આગવા ગૌરવ પર જિંદગીભર ચોકીપહેરો ભર્યા કરે છે. એમાં કાવ્યસાધના તો બાજુએ જ રહી જાય છે. વાલ્મીકિને જેમ વેદનાએ ગાતો કરી મૂક્યો તેમ કેટલાક જિંદગીભર શોકને શ્લોકમાં ફેરવવા મથે છે તો કેટલાક પોતાના દુ:ખને શણગારવામાં જ બધી કવિતા રચી કાઢે છે.

વાત સાચી કે કવિતાથી કશી મહાન ઘટના સરજાઈ જતી નથી. હા, એટલું ખરું કે આપણી નજર સામે ખડકાતા રોજબરોજના ઇતિહાસના ભંગાર વચ્ચે કવિતાની એક પંક્તિ હઠીલી બનીને નરવી તાજી રહી શકે છે, જાણે આજે સવારે બેઠેલી કળીના જેવી. ત્યાં શાસનકર્તાઓના દમનના દોર પહોંચી શકતા નથી. માનવીની એકલતાની કરાડો વચ્ચે થઈને કવિતાની એકાદ પંક્તિ કોઈ ગાતા ઝરણાની જેમ વહી જાય છે.

નેરુદા અને ઓડન જુદા મિજાજના કવિઓ. એક પ્રાગૈતિહાસિક ખડકોમાં થીજેલા જ્વાળામુખીઓને છંછેડીને જગાડનારો, બીજો સ્વસ્થ સંયત નર્મમર્મયુક્ત માંજેલી ઘસેલી નાગર બાની બોલનારો. સરમુખત્યારોના ઘુરકાટ વચ્ચે, એ લોહીતરસ્યા ઝરખો વચ્ચે નેરુદાએ છેલ્લો શ્વાસ લીધો. ઓડને વિયેનામાં કવિતા વિશે વ્યાખ્યાન આપ્યું. નર્મમર્મવાળો શ્લોક રચી નાખ્યો, પછી રાતે શાન્તિથી પોઢી ગયા.

યેટ્સને શ્રદ્ધાંજલિ અર્પતા કાવ્યમાં ઓડને કહ્યું છે તેમ કવિ જ આપણા બધાના વતી રાત્રિના અન્ધકારના તળિયા સુધી પહોંચી જાય છે. એનાથી વિક્ષુબ્ધ થયા વિના કે પૃથ્વી પરના કોઈ ભયથી કમ્પિત થયા વિના એ મુક્ત કણ્ઠે ઉત્સાહનું ગીત ગાઈ શકે છે. સુરક્ષિતતાની અને સહીસલામતીની દીવાલો વચ્ચે બેસીને ઇસ્ત્રીબંધ ભદ્રતાની સળ ભાંગે નહીં તેની ચિન્તામાં વ્યસ્ત કવિજનો જમાનાજૂની શ્રદ્ધાનું તુનતુનિયું બેઠાં બેઠાં બજાવ્યા કરે તે તો આત્મપ્રવંચના માટે. માનવનિયતિના મૂળમાં જ જે અપૂર્ણતાનો, મૃત્યુનો શાપ રહ્યો છે તેને સ્વીકારીને એ શાપિત ક્ષેત્રને રસથી તસતસતી દ્રાક્ષથી લચી પડતો બગીચો બનાવી દેવાનું ગજું તો કવિનું જ. માનવીની અસફળતાને પણ યાતનાની હર્ષમૂર્ચ્છાથી ગાવાનું પણ કવિને આવડવું જ જોઈએ.

કોઈ વાર ભૂસ્તરશાસ્ત્રીઓ કે ભૂગોળના વિદ્વાનો ચિન્તા પ્રકટ કરે છે કે રેતાળ રણ વિસ્તરતું જાય છે. ફળદ્રુપ જમીન પર એ છવાતું જાય છે. માનવજીવનના ફળદ્રુપ ખણ્ડો પણ આવા રેતાળ રણથી છવાતા જાય છે. શુષ્ક અમાનુષી શિષ્ટાચાર, ઉષ્માહીન ઔપચારિક બેચાર શબ્દો, સમયના કીમતી સિક્કાઓ રખે ને ગબડી જાય એ ભયથી જલદી જલદી કોથળી બંધ કરી દેવાની તત્પરતા, નિષ્પ્રાણ રેઢિયાળ વિધિઓ, સંગ્રહાલયો અને પુસ્તકાલયોમાં પ્રવર્તતી અપાર્થિવ નિઃશબ્દતા, રેલવે સ્ટેશન પર એકબીજા જોડે અથડાતી અફવાની મૂગી અપરિચિતતા – આ બધાંને તળિયે જે બધાંને પ્લવિત કરી દે, પોતાના પ્રવાહથી સાંધીને એક કરી દે એવું જે જળ છે તેને પેટાળ ફોડીને ગાતું કોણ કરી શકે? કોઈ ઓડન કે કોઈ નેરુદા. દુનિયાના દેશો વિશાળ કારાગારમાં ફેરવાતા જાય છે, માસ મીડિયા ઘોંઘાટ કરીને તમારો અવાજ ભૂસી નાખે છે. માનવીઓ હૈયાના ઉત્સવો ઊજવવાને બદલે સરકારી ઉત્સવો શિસ્તબદ્ધ રીતે ઊજવતા થઈ ગયા છે ત્યારે આદિકાળનો પેલો માનવહૃદયમાં ધબકયા કરતો ઉન્માદ – એને પથ્થરે પથ્થરે ગાતો કરી મૂકનાર નેરુદા વિના આપણને કેમ ચાલે? મારું દેશાભિમાન મને કોઈ પણ પારકા દેશના, અરે, દુશ્મન ગણાતા દેશના કવિને પણ વધાવતાં રોકતું નથી. પણ એમ તો સરમુખત્યારો, તન્ત્રવાહકો, શાસનકર્તાઓ પણ કવિતા વાંચવાનો પોતાને શોખ છે એવું બતાવે છે. જ્યારે કોઈ પ્રધાન કે ગવર્નર સાહેબ કવિતા લખવાનો દાવો કરે ત્યારે શ્રોતાઓ ગદ્ગદ થઈ ઊઠે છે તે મેં જોયું છે. એમ તો લાખ્ખોની સંખ્યામાં ઠંડે કલેજે માનવહત્યા કરીને સાંજ ટાણે નિરાંતે પ્રિયતમાની સોડમાં બેસીને રિલ્કેની કવિતા વાંચનારા નાઝીઓ ક્યાં નહોતા?

આપણા એક સમર્થ કલાવિવેચકે ઘણાં વર્ષો પહેલાં ચેતવણી ઉચ્ચારેલી. અભણ અસંસ્કારી શિક્ષિતોની સંખ્યા વધતી જાય છે. જે શિક્ષિત છે તે સંસ્કારી છે જ એમ આપણે સામાન્યતઃ માની લઈએ છીએ. વાસ્તવમાં એવું નથી. આપણા આ છેલ્લા દાયકામાં તો અસંસ્કારી બર્બર દેખાવાની ફેશન વધી છે. વધેલા વાળનાં ઝૂંછડાંથી ઢંકાયેલા, બરછટ એવા

નવા ગુફામાનવોનો યુગ ફરીથી આવ્યો છે. વાતાવરણમાં વિદ્રોહનો સૂર છે. આ વિદ્રોહ કરનારાઓનો યૂનિફૉર્મ નક્કી થયેલો હોય છે, એમના વિદ્રોહના વિધિ પણ નક્કી હોય છે. આમ વિદ્રોહ એ સૌ પ્રથમ તો મૌલિકતા સામેનો જ વિદ્રોહ બની રહે છે. પરિણામે વિદ્રોહ એ ગમે ત્યારે ઉતારી નાખી શકાય એવો અંચળો બની રહે છે. દુનિયા કેવળ બે ભાગમાં વહેંચાઈ ગઈ છે : વિદ્રોહી અને પ્રત્યાઘાતી. જો તમે વિદ્રોહી નથી તો પછી પ્રત્યાઘાતી છો.

સંસ્કૃતિનું રગશિયું ગાડું હવે ચીંચવાતું ચીંચવાતું ચાલે છે. સન્તોની શોભાયાત્રાઓમાં ઠઠ જામે છે. પણ એકબીજાની પાછળ ચાલનારા જ ઘણા છે. કોઈ એકલમલ્લ દેખાતો નથી. એવો જો કોઈ દેખાયો તો રાજકારણનો આ કે તે પક્ષ કે શાસકવર્ગ એને ઝડપી લે છે. રાજકારણવાળા કેવો છબરડો વાળે છે તેનો રમૂજી છતાં કરુણ કિસ્સો કર્ટ વોનેગટ નામના અમેરિકી નવલકથાકારે એની એક નવલકથામાં નિરૂપ્યો છે. અમેરિકાની સરકારે એક માણસને જર્મનીમાં મોકલ્યો. જર્મનીમાં રહીને એણે નાઝી તરફી બ્રોડકાસ્ટ કરવા. પણ એ બ્રોડકાસ્ટમાં ચતુરાઈથી એવા સંકેતો પ્રકટ કરવા કે જેથી નાઝીઓની ચાલબાજીની જાણ થતી રહે. આ બ્રોડકાસ્ટ પૂરજોશમાં ચાલ્યા. યહૂદીઓએ એને ભગાડીને ઇઝરાયલ આણ્યો. ત્યાં એના પર મુકદ્દમો ચાલ્યો. એણે બચાવમાં કહ્યું કે એનો આશય તો આ બ્રોડકાસ્ટને નિમિત્તે છૂપા સંકેતો દ્વારા નાઝીઓની જ ચાલબાજી ખુલ્લી પાડવાનો હતો. પણ આ બચાવ કોઈએ માન્ય રાખ્યો નહીં. એ સંકેતો જાણનારા તો એક ટકો, બાકીના નવ્વાણું ટકાનું શું ?

પણ રાજપુરુષો અને શાસકોનું ગણિત જુદું હોય છે. આમ તો ઓડન અને નેરુદા બે જ કવિઓ ગયા. બીજા અસંખ્ય કવિઓ છે. હજી તો ઘણી જેલ ભરી શકાય એટલા કવિઓ રહ્યા છે. અફસોસ કરવાને કશું કારણ નથી.

# પાબ્લો નેરુદા

બેન બેલિટ / જયન્ત પારેખ

## અશુદ્ધ કવિતાની દિશામાં

વિસામો લેતા વસ્તુજગતને દિવસે તેમ જ રાતે ક્યારેક નિકટથી નીરખવા જેવું છે. દૂરદૂરથી ખનિજ દ્રવ્યો ને શાકભાજી, કોલસાની ખાણમાંથી ભરેલાં પીપ, કોથળા ને ટોપલા, સુથારનાં ઓજારોના હાથા ને હથોડા વગેરેનો ભાર લાદીને લાંબા ધૂળિયા રસ્તા વટાવીને આવેલાં વાહનો – એમાંથી ધરતી સાથેના માનવીના સમ્બન્ધનો સ્રોત વહે છે, ઊર્મિકાવ્યની શોધ કરતાં કરતાં હેરાન થઈ ગયેલા કવિ માટેની પાણ્ડુલિપિ જાણે! વસ્તુઓના ખરડાયેલા ચહેરા, વસ્તુઓને વપરાશથી લાગેલો ઘસારો, આવી વસ્તુઓની ક્યારેક કરુણ, ક્યારેક દયનીય એવી મુદ્રા – આ બધું જગતના વાસ્તવને વિરલ આકર્ષકતા અર્પે છે ને આ આકર્ષકતાનું મૂલ્ય જરાય ઓછું આકવું જોઈએ નહીં.

માનવીય પરિસ્થિતિની અરાજકત અશુદ્ધિ, વસ્તુઓનો પુંજ, પદાર્થોનો ઉપયોગ ને દુરુપયોગ, પગની છાપ ને આંગળાંની છાપ, તમામ કૃત્રિમ પદાર્થોને અંદર તેમ જ બહાર સતત વીંટળાઈ વળેલો માનવીય પરિવેશ – આ બધું એમાં જોવા મળે છે.

આપણે જે કવિતાની શોધ કરીએ છીએ તે આવી જ ભલે હો : જાણે તેજાબથી ખવાઈ ગઈ હોય તેમ હાથે કરવાં પડેલાં કામથી ઘસાઈ ગયેલી, પસીનાથી રેબઝેબ ને ધુમાડાથી ભરી ભરી, કમળથી ફોરમતી ને પેશાબથી ગંધાતી, આપણે જેને આધારે નિર્વાહ કરીએ છીએ તે કાયદેસર કે બિનકાયદેસર માલસામાનના છાંટાથી અનેક રીતે ખરડાયેલી.

સૂપના ડાઘા, આપણાં નિર્લજ્જ વર્તન, આપણાં કરચલી ને ઉજાગરા ને સ્વપ્ન, નિરીક્ષણ ને આગાહી, ધૃણા ને પ્રેમના એકરાર, નિર્દોષતા ને પાશવતા, આકસ્મિક મિલનના આઘાત, રાજકીય વફાદારી, અસ્વીકાર ને આશંકા, પ્રતિજ્ઞા ને કરવેરા : આ સર્વથી ખરડાયેલાં આપણાં કપડાં કે આપણાં શરીર જેટલી જ અશુદ્ધ કવિતા.

વિસામો લીધા વિના એકસરખું બજાવેલું વાદ્ય એના શાતાદાયક સ્વર પ્રગટ કરે નહીં ત્યાં સુધી ને ઓજારના અભિમાન દ્વારા પામતું લાકડું એની કાંટાળીમાં કાંટાળી સુંવાળપ છતી કરે નહીં ત્યાં સુધી; પ્રણયગાનના પવિત્ર સિદ્ધાન્ત, સ્પર્શ ગન્ધ સ્વાદ દર્શન ને શ્રવણના આદેશ. ન્યાયનો અભિનિવેશ. કામવાસના. કશાયનો સ્વીકાર તેમ જ અસ્વીકાર ન કરતા સાગરનો હઠીલો ઘુઘવાટ; પ્રેમની ઉત્કટ સમાધિએ લાધતું વસ્તુઓનું ગહન રહસ્ય : આ સર્વને આવરી લેતી, પારેવાંના નહોરથી ઉઝરડાયેલી, હિમથી દાઝેલી ને દાંતથી

તોડેલી, આપણાં પ્રસ્વેદબિન્દુએ ને સતત વપરાશે કદાચ હળવેકથી કરડેલી પરિપૂર્ણ કવિતા હોવી જોઈએ. મંજરી, પાણી ને ઘઉંનો ગર એ ત્રણેયમાં એકસરખો અમૂલ્ય સુમેળ છે, સ્પર્શક્ષમતાનું એકસરખું વિપુલ આકર્ષણ છે.

કોઈ કહેતાં કોઇએ આ વીસરી જવું જોઈએ નહીં : વિષાદ, અશુદ્ધ ને અનવદ્ય એવી પુરાતન ઊર્મિવશતા, જેમનું સ્મરણ સુધ્ધાં રહ્યું નથી એવાં પ્રાગૈતિહાસિક વૃક્ષોનાં ઉન્માદના આવેશમાં ફગાવી દીધેલાં ફળ, ચાંદની, ઘેરાતા અન્ધકારમાં સરતો હંસ, એકેએક ચીલાચાલુ પ્રેમાલાપ : ખરેખર તો આ જ કવિનો અવસર છે, આવશ્યક ને પરિપૂર્ણ,

વસ્તુની 'અપરુચિ' પ્રત્યે જે કોઈ આંખમીચામણાં કરશે એ સહુ બરફમાં ઊંધે માથે પડશે.

સુરેશ જોષી

## ઘોડા

બારીમાંથી મેં ઘોડા જોયા.

હું બર્લિનમાં હતો, શિયાળામાં.
પ્રકાશ હતો પ્રકાશ વગરનો,
આકાશ હતું આકાશ વગરનું.

હવા હતી ધોળી ધોળી, ભેજથી ફુગાયેલા રોટલા જેવી.
મારી બારીમાંથી દેખાતું હતું નિર્જન પટાંગણ,
શિયાળાના દાંતે કોતરી ખાધેલું વર્તુળ.
ત્યાં એકાએક એક માનવી દોરી લાવ્યો
દશ ઘોડા, બરફમાં ડાબલા પાડતા આવ્યા દશ ઘોડા.

હજી તો ભાગ્યે જ અસ્તિત્વમાં તરંગિત થયા હશે
અગ્નિશિખાની જેમ, ત્યાં તો એમણે ભરી દીધું
મારી આંખોનું સમ્પૂર્ણ વિશ્વ, અત્યાર સુધી હતું રિક્ત.
અણીશુદ્ધ, ઉજ્જવલ
એઓ ચાલી આવ્યા દશ દેવોની જેમ
પહોળી ચોખ્ખી ખરીઓથી ડાબલા પાડતા.
લવણસિકરોના સ્વપ્નની યાદ આપતી એમની કેશવાળી.

એમના નિતમ્બ – બે ગોલાર્ધો, બે નારંગી,

અમ્બર અને મધના જેવો એમનો રંગ,
પ્રકટેલા અગ્નિ જેવો.

એમની ગ્રીવા તે ગૌરવની શિલામાંથી

કંડારેલા મિનારા
અને એમની ક્રુદ્ધ આખોમાં સાક્ષાત્ શક્તિ –
એ આંખોના કારાગારમાં રુદ્ધ.

અને ત્યાં એ નીરવતામાં, મધ્યાહ્ને
એ મેલા, દુણાયેલા શિયાળામા
ઘોડાની ઉત્કટ ઉપસ્થિતિ તે રક્ત,
તે લય, અસ્તિત્વ માત્રને સંકેત કરતો જ્યોતિ.

મેં જોયું, જોયું અને જોતાં જોતાં સજીવન થયો.
ત્યાં હતો અજાણ ફુવારો, સુવર્ણનું નૃત્ય, આકાશ,
સુન્દર વસ્તુઓમાં ફાળ ભરીને સજીવન થયો અગ્નિ.

બર્લિનનો એ ગમગીન શિયાળો મેં ભૂસી નાખ્યો છે.
એ ઘોડાઓમાંથી આવતા પ્રકાશને હું નહીં ભૂલું.

## શિશુનાં ચરણ

શિશુનાં ચરણને હજી ખબર નથી કે એ ચરણ છે,
એને હજી પતંગિયું કે સફરજન થવાનું ગમે છે.

પણ સમય જતાં પથરા ને કાચના ટુકડા,
શેરીઓ, સીડીઓ
અને ખરબચડી ધરતી પરના રસ્તાઓ
એ ચરણને પઢાવે છે એ ઊડી નહીં શકે
કે એ શાખા પરથી લચી પડતું ફળ નહીં થઈ શકે.

પછી શિશુનાં એ ચરણ
હારી જાય છે, યુદ્ધમાં
ઢળી પડે છે,
કેદી બને છે.
જોડામાં પુરાઈને જીવવાની એને સજા ફટકારવામાં આવે છે.

ધીમે ધીમે એ અંધારામાં

એ દુનિયાને પોતાની રીતે ઓળખતાં શીખી જાય છે,
એના સાથીથી વિખૂટું, પુરાયેલું,
આંધળાની જેમ જીવનને ફંફોસતું.
એ પોચા પોચા
ચકમક જેવા ચમકતા નખ
ભેગા ઝૂમખામાં ગૂંથાયેલા
કઠણ બને,
અપારદર્શી પદાર્થમાં ફેરવાઈ જાય.
શીંગડાં જેવાં કઠણ બને.
અને શિશુનાં નાનકડાં પાંખડી જેવાં આંગળાં
કશી ગોઠવણી વિનાનું ઝૂમખું બની જાય
આંખ વગરના પેટે ચાલનારાં પ્રાણી જેવાં,
એનું ત્રિકોણાકાર માથું, જન્તુ જેવાં.
પછીથી એઓ ગંઠાઈ જાય,
મરણના ઝાંખા જ્વાળામુખીઓથી ઢંકાઈ જાય,
પછી બરછટ બની જાય એ સ્વીકારવું ગમે નહીં.
પણ એ આંધળાં અવિરત ચાલ્યા કરે,
કદી થંભે નહીં.
એક ચરણ, પછી બીજું.
ઘડીમાં પુરુષનું,
ઘડીમાં સ્ત્રીનું.
ચઢાણ ચઢે,
ઢોળાવ ઊતરે,
ખેતરોમાં, ખાણમાં,
બજારોમાં, સચિવાલયોમાં
પાછળ ખસે, અંદર વળે,
આગળ જાય.

આ ચરણ એના જોડામાં શ્રમ કરે.
પ્રેમમાં કે નિદ્રામાં પોતાને અનાવૃત
કરવાની પણ એને ભાગ્યે જ તક સાંપડે;
એ ચાલે છે, બંને ચાલ્યા જ કરે છે,
માણસ આખો ઊભા રહેવાનું ઇચ્છે ત્યાં સુધી.
અને પછી એ ઊતરે છે
ભૂગર્ભમાં અણજાણપણે.
ત્યાં તો બધું જ, બધું જ હોય છે નર્યું કાળું.

એને ખબર નથી કે
એ ચરણ મટી ગયું છે,
કે એને જો કોઈ દાટી દે તો એ ઊડી જઈ શકે છે,
કે એ સફરજન બની જઈ શકે છે.

## ગ્રહ

ત્યાં ચન્દ્રમાં જળની શિલાઓ છે?
ત્યાં સોનાનું જળ છે?
ત્યાં પાનખરનો રંગ કેવો છે?
દિવસો ત્યાં એકબીજામાં ગૂંચવાઈને
કેશના ગુચ્છા થઈને ઊખળી જાય છે?
પૃથ્વી પરનું ત્યાં શું શું જઈ પડે છે –
છાપાં, શરાબ, હાથ, મૃત શરીરો?

ડૂબી ગયેલાઓ ત્યાં જઈને જીવે છે?

## વસન્ત

પંખી આવી પહોંચ્યું છે
પ્રકાશ આપવા.
એના દરેક ટહુકામાંથી
જળ જન્મે છે.

અને હવાને ઉખેળતાં જળ અને પ્રકાશ વચ્ચે
હવે વસન્તનો મંગળ પ્રારમ્ભ થઈ ચૂક્યો છે.
હવે બીજને પોતાના પાંગરવાનું ભાન થઈ ચૂક્યું છે;
હવે મૂળ પુષ્પદલ પર બિરાજે છે,
આખરે પુષ્પરજનાં પોપચાં ખૂલ્યાં છે.

આ બધું સિદ્ધ કર્યું એક સાદાસીધા પંખીએ
એક લીલી ડાળ પર બેઠાં બેઠાં.

## ગમગીનીને

ગમગીની, મારે તારી કાળી પાંખ જોઈએ છે.
આટલો બધો સૂરજ, પોખરાજમાંનું આટલું બધું મધ,
એક એક કિરણ હસે
ખેતરોમાં
અને મારી ચારે બાજુ પુષ્કળ પુષ્કળ પ્રકાશ;
બધું ઊંચે હવામાં ગણગણતી મધમાખીના જેવું.
તેથી જ તો કહું છું
કે મને
તારી કાળી પાંખ આપ,
બહેન ગમગીની!
કોઈક વાર મને થાય :
નીલમનો પ્રકાશ હોલવી નાખવો જોઈએ
અને વરસાદની ત્રાંસી જાળ
પાથરી દેવી જોઈએ.
દરિયાની ખાડીમાં ભાંગીતૂટી
જીર્ણ નૌકાને જોવાનું મન થાય,
વળી જોવા ઇચ્છું
અન્ધકારમાંનું એ મોટું ઘર
અને મારી મા
પૅરૅફિન શોધતી,
દીવામાં પૂરતી;
નિસાસો નાખ્યા વિના એ કદી
દીવો પ્રકટાવતી નહીં.

## રાતનો જનમ થતો નહીં

દિવસ સરી જતો
એના જ સ્થાનિક સ્મશાન ભણી
અને રોટલા અને પડછાયા વચ્ચે
મઢાઈ ગઈ છે મારી છબિ :
હું બારી આગળ ઊભો છું,
જે બનતું નથી તેના તરફ મીટ માંડી રહ્યો છું.

જળની કાળી પાંખ ઢળી આવે છે
મારા હૃદય પર
જેને કદાચ ત્યાં
એ બારી આગળ જ હું ભૂલી આવ્યો છું.
હવે હું એ કાળો પ્રકાશ
ખોઈ બેઠો છું.

મને તારું મન્થર ગતિએ વહેતું લોહી આપ,
શીતળ
વર્ષા,
તારો એ ભયંકર પ્રસાર આપ!
જીર્ણ થઈ ગયેલાં
એ બંધ બારણાંની
ચાવી મને ફરી સાચવવા આપ.
એકાદ ક્ષણ માટે,
અલ્પ જીવન માટે
મારો પ્રકાશ લઈ લે;
મારી વેદનાને
મારા એકલવાયાપણાને
ઓળખી લેવા દે.
સંધ્યાની જાળમાં તરફડતા
વર્ષાના એ ધ્રૂજતા હાથને
મારા અસ્તિત્વમાં
આવકારવા દે.

## તારું હાસ્ય

મારો અન્નનો કોળિયો લઈ લેવો હોય તો લઈ લે,
ના સુધ્ધાં લઈ લે
ણ તારું હાસ્ય મારી પાસેથી ઝૂંટવી લઈશ નહીં.
એ ગુલાબ ઝૂંટવી લઈશ નહીં,
તારું ચૂંટેલું અણિયાળું ફૂલ,
એકાએક તારા આનન્દમાં
છલકાઈ ઊઠતું જળ,

તારામાં જન્મેલું
એકાએક ઊછળતું
એ રૂપેરી મોજું.

મારો સંઘર્ષ કપરો છે,
થાકેલી આંખે હું એમાંથી પાછો વળું છું
કેટલીક વાર આ નહીં બદલાતી હઠીલી
ધરતીને જોઈને
પણ તારું હાસ્ય પ્રવેશતાંની સાથે જ
મને શોધતું આકાશને આંબે
અને મારે માટે
એ જીવનનાં સર્વ દ્વાર ખોલી નાખે.

પ્રિય, કાજળકાળી ક્ષણોમાં
તારું હાસ્ય ખીલી રહો.
ને જો તને એકાએક
શેરીના પથ્થરો મારા રક્તથી છંટાતા દેખાય
તોય તું હસજે
કારણ કે તારું હાસ્ય મારા હાથમાં
તાતી તલવાર બની રહેશે.

પાનખરમાં દરિયાની પડખે
હું જોઈશ તારા હાસ્યનો ફેનિલ પ્રપાત
અને વસન્તમાં, પ્રિયે,
હું જે ફૂલની પ્રતીક્ષા કરતો હતો
તે ફૂલ તારું હાસ્ય બની રહેશે –
ભૂરું ફૂલ, મારા પડઘાતા દેશનું
ગુલાબ.

આ રાતને હસજે,
આ દિવસને હસજે,
આ ચન્દ્રને હસજે,
આ દ્વીપની અવળચંડી
શેરીઓને હસજે,
આ તને ચાહનારા
અણઘડ છોકરડાને હસજે.

પણ જ્યારે હું મારી આંખો ઉઘાડું
ને બીડું,
જ્યારે મારાં ચરણ દૂર સરે
ને નજીક આવે
ત્યારે જોઈએ તો અન્નનો કોળિયો લઈ લેજે,
હવા સુધ્ધાં લઈ લેજે
પણ તારું હાસ્ય કદી ઝૂંટવી લઈશ નહીં
કારણ કે તો હું નહીં જીવું.

## કુંભાર

તારી આખીય કાયાની
આ પુષ્ટતા અથવા મૃદુતા
મારે માટે નિર્માયેલી છે.

હું મારો હાથ ઊંચો કરું છું
ને દરેક સ્થાને મને શોધતું
પારેવું મને દેખાય છે.
પ્રિયે, કેમ જાણે મારા કુંભારના હાથમાં
ઘડવા માટે તને માટીની જ ન બનાવી હોય!

તારા ઘૂંટણ, તારાં સ્તન,
તારી કટિ
તે જાણે મારા જ ખૂટતા અંશો.
તરસી ધરતીમાંથી કોઈ જેમ
આકાશ ઉશેટી લે
ને પોલાણ રહી જાય તેવું
અને આપણે બે ભેગાં થઈએ
એટલે પૂર્ણ, એક નદીનાં જેવાં,
એક રેતીના કણ જેવાં.

## સદૈવ

તું મારી મોઢામોઢ ઊભી હોય છે
ત્યારે મને ઈર્ષ્યા થતી નથી.

ભલે ને તારી પાછળ કોઈ એકાદને લઈ આવ
કે તારા કેશમાં સેંકડોને લઈને આવ
કે તારાં સ્તન અને ચરણ વચ્ચે હજારોને લઈ આવ,
ડૂબેલાં માણસોથી ભરેલી
નદીની જેમ આવ
જે ક્રુદ્ધ સમુદ્રને જઈને મળે –
અનન્ત ફીણ, ગાંડોતૂર પવન.

હું તારી પ્રતીક્ષા કરું છું ત્યાં
બધાંને લઈ આવ :
તોય આપણે તો સદા એકલાં જ હોઈશું,
માત્ર આપણે બે જ હોઈશું – તું અને હું.
જીવનનો પ્રારમ્ભ કરવાને
આ ધરતી પર એકલાં આપણે બે.

## જન્તુ

તારાં નિતમ્બથી તે ચરણ સુધી
મારે લાંબી જાત્રા કરવી છે.

હું જન્તુથીય નાનકડો છું.
આ ટેકરીઓ પર થઈને હું ચાલી નીકળું છું.
એનો રંગ ઘઉંના જેવો,
એમાં નાજુકડી કેડીઓ
જેની કેવળ મને જ ભાળ.
બળેલા સેન્ટિમીટર,
ઝાંખાં રેખાંકનો.

અહીં એક પર્વત છે

એમાંથી હું કદી બહાર નીકળવા જ ન પામું.
અરે, કેવી જંગી લીલ !
અને જ્વાળામુખીનું મુખ,
હવાઈ ગયેલા અગ્નિનું ગુલાબ.

ચક્રાકાર સીડીએથી
ઘૂમરાતો હું તારા ચરણના ઢોળાવ પર આવું
કે મારગમાં વચ્ચે સૂતો સૂતો લસરું
ને આવી પહોંચું
તારાં ઘૂંટણની ગોળાકાર કઠિનતા આગળ
એ જાણે કોઈ ઉજ્જવળ ભૂમિખણ્ડનાં કઠોર શિખરો.
લસરીને પગની પાનીએ પહોંચું.
તારાં એ દ્વીપકલ્પો જેવાં આંગળાં –
ધીમાં, અણિયાળાં આઠ મુખ,
અને ત્યાંથી ધોળી ચાદરના વેરાનમાં
હું જઈ પડું.
આંધળો, ભૂખ્યો
તારી કાયાની
એ દઝાડતી પ્યાલીની
રેખાઓને શોધું.

## પુષ્કળા

તેં આ હાથ જોયા?
એણે પૃથ્વીને માપી લીધી છે,
ધાતુ અને ધાન્યને જુદાં પાડ્યાં છે,
એણે યુદ્ધ ખેડ્યાં છે, સંધિઓ કરી છે,
બધાં સમુદ્રો અને નદીઓ વચ્ચેના
અંતરને એણે ભૂસી નાખ્યું છે.
ને છતાં
એ જ્યારે તારા પર ફરે છે,
મારી નાજુકડી પ્રિયા,
મારો ઘઉંનો દાણો, મારી ચરકલડી,
ત્યારે એ તને ઘેરી લઈ શકતા નથી.

તારી છાતીમાં જંપેલાં કે ઊડતાં
પેલાં પારેવાંનાં જોડાંને
એ શોધીશોધીને થાકી જાય છે.
એ તારાં ચરણનાં દૂરગામી પ્રસાર પર ઘૂમે છે.
તારી કટિના પ્રકાશવર્તુળમાં એ કુંડાળું વળીને બેસે છે.
મારે મન તો તું
આ સમુદ્ર અને એની શાખાઓથીય
વધુ વિપુલતાનો ભંડાર છે,
તું શ્વેત છે, આસમાની છે,
દ્રાક્ષસંચયની ઋતુવેળાની પૃથ્વી જેવી વિશાળ છે.
એ પ્રદેશમાં –
તારાં ચરણથી તે આંખની ભ્રમર સુધીના વિસ્તારમાં
હું ચાલતો, ચાલતો, ચાલતો
મારું જીવન વિતાવી દઈશ.

## એક શિયાળામાં –

એ ઘરમાં કોઈ નહોતું.
મને તો તેડેલો એટલે હું અંદર ગયો.
એક અફવાએ –
ભટકવાના હવાઈ તુક્કાએ
મને તેડ્યો હતો;
મુખ્ય ઓરડો ખાલી હતો,
ગાલીચામાં કાણાં પડી ગયાં હતાં,
એ અવજ્ઞાપૂર્વક મને જોઈ રહ્યાં હતાં.

અભરાઈઓ બધી ભાંગી ગઈ હતી.
પુસ્તકો માટે પાનખર બેસી ગઈ હતી,
એનાં પાનેપાનાં ઊડી રહ્યાં હતાં.
ખિન્ન રસોડામાં
ભૂખરી વસ્તુઓ અહીંતહીં ઊડાઊડ કરતી હતી,
ગમગીન થાકેલાં છાપાં,
મરી ગયેલા વાંદાની પાંખો.

એક ખુરશી મારી પાછળ પાછળ આવી
દયામણા લંગડા ઘોડાની જેમ.
એને નહીં પૂંછડી કે નહીં કેશવાળી,
માત્ર ત્રણ દુઃખી ખરીઓ.
હું ટેબલને અઢેલીને ઊભો રહ્યો
કારણ કે એ હતું પ્રમોદનું સ્થાન :
રોટી, શરાબ, ધીમે તાપે રાંધેલી વાનગી,
વસ્ત્રો સાથે વાર્તાલાપ,
આ કે તે વિધિ
અને નાજુક પ્રસંગો;
પણ ટેબલ મૂગું હતું
કેમ જાણે અને જીભ જ ન હોય!

શયનગૃહ ચમકી ઊઠ્યાં.
એમની નિસ્તબ્ધતાને મેં ભેદી તેથી.
એમનાં દુઃખ અને સ્વપ્નો સાથે
ત્યાં એઓ ફસાઈ પડ્યાં હતાં;
કારણ કે કદાચ ત્યાં જેઓ સૂતાં હતાં
તેઓ આંખ બીડી નહીં શક્યાં હોય,
ત્યાંથી તેઓ સીધાં મરણ પાસે પહોંચ્યાં હશે,
પથારીઓ વેરણછેરણ કરી નાખેલી હતી
અને શયનગૃહો ફસડાઈ પડેલાં વહાણની જેમ
તળિયે બેસી ગયાં હતાં.

હું બગીચામાં જઈને બેઠો
એ શિયાળામાં મોટાં મોટાં ટીપાંથી છંટાયેલો હતો.
એટલા બધા વિષાદને તળિયે
એ મસળાઈ ગયેલા એકાન્તમાં
મૂળિયાં હજી કાર્યરત હતાં,
એમને કોઈ ઉત્તેજન આપનારું નહોતું તે છતાં –
મને તો એ અસમ્ભવ જ લાગ્યું.

આમ છતાં તૂટેલા કાચની વચ્ચે,
ખરી પડેલા પ્લાસ્ટરના ગંદા ટુકડાઓ વચ્ચે
એક ફૂલ ખીલું ખીલું થઈ રહ્યું હતું,
વસન્તને ધૂત્કારી કાઢી હતી તે છતાં

એણે એની વાસના છોડી નહોતી.
હું જવા નીકળ્યો ત્યારે એક બારણું ચૂંચવાયું
અને પવને હચમચાવી નાખેલી
કેટલીક બારીઓ કકળવા લાગી –
કેમ જાણે એમને કોઈ નવા પ્રજાસત્તાકમાં
જઈને વસવાની ઈચ્છા ન થઈ હોય!
જ્યાં પ્રકાશ અને પડદાઓ મદ્યના રંગના હોય
એવા શિયાળામાં જવાની ઇચ્છા ન થઈ હોય!

ને મેં મારા જોડાને સાબદા કર્યા
કારણ કે જો ત્યાં મને ઝોકું આવી ગયું હોત
ને આ બધી વસ્તુઓએ મને ઢાંકી દીધો હોત
તો શું કરવું તે મને સૂઝ્યું ન હોત.
ને હું કોઈ ઘૂસણખોર ભાગે તેમ ભાગ્યો –
જે ન જોવું ઘટે તે જોઈ ચૂક્યો હતો.

આથી જે મુલાકાતે હું ગયો જ નહોતો
તેની વાત મેં કોઈને કરી નહીં –
એ ઘરબર ક્યાંય છે નહીં,
એ લોકોનેય હું ઓળખતો નથી,
મારી આ વાત પણ ઉપજાવી કાઢેલી છે.

એવી હોય છે શિયાળાની ગમગીની.

## દુખિયારી

એ ઉંબર પર રાહ જોતી ઊભી રહી
ને હું ચાલી નીકળ્યો દૂર દૂર દૂર ...
એને ખ઼બર નહોતી કે હું પાછો આવવાનો નહોતો.

એક કૂતરો પસાર થયો, એક સાધ્વી પસાર થઈ,
એક અઠવાડિયું પસાર થયું ને એક વરસ પણ પસાર થયું.

વરસાદે મારાં પગલાં ધોઈ નાંખ્યાં

અને શેરીમાં ઘાસ ઊગી નીકળ્યું,
અને એક પછી એક, પથ્થરોની જેમ,
ધીમેધીમે ગબડતા પથ્થરોની જેમ
વર્ષો એના માથા પર આવી પડ્યાં.

પછી આવ્યું યુદ્ધ –
જાણે લોહીનો જ્વાળામુખી ફાટી નીકળ્યો.
બાળકો મર્યાં, ઘર મર્યાં.
અને એ નારી મરી નહીં.
આખાં મેદાન સળગી ઊઠ્યાં.
નમ્ર પીતવર્ણ દેવો
હજારો વર્ષથી ધ્યાનસ્થ મુદ્રામાં બેઠા હતા.
એમને મન્દિરમાંથી ખણ્ડિત કરીને ફગાવી દીધા.
હવે એઓ સ્વપ્નાં સેવતાં બંધ થયા.
મીઠડાં ઘર, વરંડા
જ્યાં હું ઝાડ વચ્ચે બાંધેલા ઝૂલા પર સૂતો,
એ ગુલાબી છોડ,
મોટા પસારેલા હાથ જેવાં પાંદડાં,
ચીમનીઓ, પવનચક્કીઓ –
બધું ભાંગીને ચૂરેચૂરા થઈ ગયું, બળી ગયું.
અને જ્યાં શહેર હતું
ત્યાં રહ્યાં માત્ર કજળેલા અંગારા,
મરડાયેલા લોખંડના સળિયા,
મરી ગયેલાં પૂતળાંઓનાં
વિરૂપ મસ્તકો
અને લોહીના કાળા ડાઘ.
અને રહી ગઈ પેલી રાહ જોતી નારી.

## મારી પાંચ ઇચ્છાઓ

હવે એ લોકોએ મને જંપવા દીધો છે.
હવે એ લોકો મારી અનુપસ્થિતિથી ટેવાઈ ગયા છે.
હવે હું મારી આંખો બંધ કરી દઉં છું.

હું માત્ર પાંચ જ વસ્તુની ઇચ્છા સેવું છું,
એ મારા માનીતા પાંચ પારસમણિઓ છે.

એક છે સદાકાળનો પ્રેમ.

પાનખરને જોવી તે બીજી વસ્તુ.
હું તો પાંદડાંઓ વિના જીવી જ ન શકું.
પાંદડાઓ – ઊડીઊડીને પૃથ્વી પર પડતાં.

ત્રીજી વસ્તુ તે ગમ્ભીર શિયાળો.
વરસાદ મને ગમે, બરછટ ઠંડીમાં
અગ્નિ મને પંપાળે તેય ગમે.

ચોથી વસ્તુ તે ઉનાળો,
કલિંગરના જેવો સુપુષ્ટ.

અને પાંચમી વસ્તુ તે તારી આંખો.
માતિલ્દે, મારી પ્રિયતમા,
હું તો તારી આંખો વિના ઊંઘી જ નહીં શકું.
હું તો તારી દૃષ્ટિરેખા વિના જીવી જ નહીં શકું.
તું તારી આંખોથી મને અનુસરે
એ માટે તો હું વસન્તને પણ અનુકૂળ રીતે ગોઠવી લઉં.

બસ, મારી ઇચ્છાઓનો આ છે ટૂંકો ને ટચ સરવાળો.
આમ ગણો તો કશું નહીં, આમ ગણો તો બધું જ.
હવે એમને જવું હોય તો જાય.

હું એટલું બધું જીવ્યો છું
કે એક દિવસ એઓએ મને પરાણે ભૂલી જવો પડશે,
કાળાં પાટિયાં પરથી ભૂસી નાખવો પડશે,

મારું હૃદય કશાક અખૂટથી ભરેલું હતું.
પણ હું જંપી જવાનું કહું છું
તેથી કદી એમ ન માનશો કે હું મરી જવાનો છું.
ના, એથી ઊંધું જ ખરેખર બનવાનું છે.
હું જીવ્યે જવાનો છું --

હોવું, જીવ્યે જ જવું.
પણ જો મારામાં ધાન્ય અંકુરિત નહીં થયા કરતું હોય,
ધરતીને ભેદીને ફણગો નહીં ફૂટતો હોય
અને પ્રકાશને આંબવા નહીં મથતો હોય
તો હું નહીં હોઉં;
પણ માતૃત્વ ભરતી પૃથ્વી અન્ધકારભરી છે
અને મારામાંય ઊંડે ઊંડે અન્ધકાર છે.
હું એવો કૂવો છું જેના પાણીમાં રાત્રિ
એના તારાઓને પાછળ મૂકી જાય છે
અને એ એકલી ખેતરોમાં થઈને ચાલી જાય છે.

પ્રશ્ન આટલું બધું જીવ્યાનો છે
ને તેથી જ મારે હજી એટલું જ વધારે જીવવું છે.

મારો અવાજ આટલો સ્પષ્ટ ક્યારેય નહોતો,
મારાં ચુમ્બનોથી આટલો ધનાઢ્ય હું ક્યારેય નહોતો.
હજી જરા વહેલું છે,
આ પલટાયા કરતો પ્રકાશ મધમાખીનાં ટોળાં જેવો છે.
આ દિવસ જોડે મને એકલો પડી રહેવા દો.
હું ફરી જન્મવાની અનુમતિ માગું છું.

જયન્ત પારેખ

## બપોરે ઝૂકીને

બપોરે ઝૂકીને હું ફેલાવું છું મારી ઉદાસ જાળ
તારી મહાસાગરી આંખોમાં.

ત્યાં ઊંચામાં ઊંચી અગનઝાળમાં લંબાય છે ને સળગે છે મારું એકાન્ત –
એના હાથ અમળાય છે ડૂબતા માણસના હાથની જેમ.

મહાસાગરની કે દીવાદાંડી પાસેના કાંઠાની ગન્ધ રેલતી
તારી સૂની આંખોને હું આપું છું લાલ સિગ્નલ.

તું તો સાચવે છે માત્ર અન્ધકાર, હે સુદૂર પ્રિયા!
તારી દૃષ્ટિમાંથી ક્યારેક પ્રગટે છે ભયના કિનારા.

બપોરે ઝૂકીને હું ફેલાવું છું મારી ઉદાસ જાળ
તારી મહાસાગરી આંખો જેને ચાબખા મારે છે એ સાગરમાં.

રાતનું પંખી કોચે છે હમણાં જ ઊગેલા તારા :
હું તને પ્રેમ કરું છું ત્યારે એ મારા આત્માની જેમ ઝગમગે છે.

પડછાયાની ઘોડીએ સવાર થઈ રાત દોડી જાય છે
ધરતીમાં આસમાની ફૂમતાં વેરતી વેરતી.

## આપણે ખોઈ દીધી છે

આપણે ખોઈ દીધી છે આજની ધૂસર વેળા.
સાંજે કોઈએ આપણને જોયાં પણ નહીં.

આપણે હાથમાં હાથ પરોવ્યા હતા
ને જગતમાં ઊતરી આવી હતી આસમાની રાત.

મારી બારીમાંથી મેં જોયો છે
દૂર દૂર ગિરિશિખરોમાં સૂર્યાસ્તનો ઉત્સવ.

ક્યારેક સૂર્યનો એકાદ ખણ્ડ
સિક્કાની જેમ સળગી ઊઠ્યો છે મારા હાથમાં.

મેં તને યાદ કરી હતી અન્તરતમથી –
એ તને પરિચિત એવી મારી ઉદાસીથી ભીંસાય છે.

ત્યારે તું ક્યાં હતી?
બીજા કોણ હતા ત્યાં?
શું કહેતા હતા?
હું ઉદાસ હોઉં ને તું ખૂબ દૂર છે એ જાણતો હોઉં
ત્યારે એક જ ઘાએ મને કેમ વશ કરી લે છે સઘળો પ્રેમ?

સાંજે હંમેશાં હું જેનો સાથ શોધું છું એ પુસ્તક તો સરી પડ્યું
ને મારો ઝભ્ભો ઘાયલ કૂતરાની જેમ ઢળી પડ્યો ચરણોમાં.

તું હંમેશાં, હંમેશાં સાંજે ત્યાં પછી સરકી જાય છે
જ્યાં તમામ પ્રતિમા ભૂંસી નાખે છે ધૂસર વેળા.

## આજે રાતે

આજે રાતે હું ઉદાસમાં ઉદાસ પંક્તિઓ લખી શકું.

લખી શકું કે રાત છિન્નભિન્ન થઈ છે
ને આસમાની તારા થરથરે છે દૂર દૂર.

રાતનો પવન આકાશમાં ઘૂમે છે ને ગીત ગાય છે.

આજે રાતે હું ઉદાસમાં ઉદાસ પંક્તિઓ લખી શકું.

મેં એને પ્રેમ કર્યો હતો ને ક્યારેક એણે પણ મને પ્રેમ કર્યો હતો.

આજની રાત જેવી જ અનેક રાતે મેં એને તસતસતું આલિંગન કર્યું હતું.
અનન્ત આકાશની છાયામાં મેં એને વારંવાર ચુમ્બન કર્યાં હતાં.

એણે મને પ્રેમ કર્યો હતો, ક્યારેક મેં પણ એને પ્રેમ કર્યો હતો.
એની આંખો જેવી વિશાળ અચંચલ આંખોને કોણ પ્રેમ કર્યા વિના રહી શકે?

આજે રાતે હું ઉદાસમાં ઉદાસ પંક્તિઓ લખી શકું.
એ મારી રહી નથી એમ વિચારું, હું એને ગુમાવી બેઠો છું એમ અનુભવુ,

પ્રલમ્બ રાત, એના વિના તો પ્રલમ્બતર રાત સાંભળું
ને હરિયાળા ઘાસ પર ઝાકળ વરસે એમ મારી ચેતનામાં કાવ્ય વરસે છે.

મારો પ્રેમ એને સાચવી ન શક્યો એથી શું થઈ ગયું?
રાત છિન્નભિન્ન થઈ છે ને એ મારી સાથે નથી.

એની એ જ રાત વૃક્ષોને ધવલ બનાવે છે,
એ દિવસોનાં અમે હવે એનાં એ જ રહ્યાં નથી.

હું હવે એને પ્રેમ કરતો નથી, એ નક્કી છે;
પણ હું એને કેટલો પ્રેમ કરતો હતો!
એની શ્રુતિને સ્પર્શવા મારો અવાજ પવનને શોધ્યા કરતો હતો.

બીજાની, એ હવે બીજાની થશે. પહેલાંનાં મારાં ચુમ્બનોની જેમ.
એનો અવાજ, એનું તેજસ્વી શરીર, એની અસીમ આંખો પણ.

હું હવે એને પ્રેમ કરતો નથી, એ નક્કી છે;
પણ કદાચ હું એને પ્રેમ કરું છું :
પ્રેમ કેટલો ક્ષણજીવી છે! વિસ્મરણ કેટલું ચિરંજીવ!

આજની રાત જેવી જ અનેક રાતે મેં એને તસતસતું આલિંગન કર્યું હતું.
એથી જ એને ગુમાવી બેઠો છે એ વાતથી મારા આત્માને સંતોષ નથી.

છતાં આ વેદના આખરી છે. હવે એ મને ક્યારેય વેદના નહીં આપી શકે.
ને આ પંક્તિઓ આખરી છે. હવે હું એને વિષે ક્યારેય કવિતા નહીં લખું.

## લીંબુનું સ્તોત્ર

લીંબોઈનાં ફૂલમાંથી
સ્રવે
ચાંદનીમાં
પ્રેમના
અધીરા, અતૃપ્ત અર્ક
સુરભિથી ભીના ભીના,
લીંબોઈની સ્વર્ણિમા
પ્રગટે,
લીંબુ
અવતરે
લીંબોઈના પ્લૅનેટૅરિયમમાંથી

કેટલો નાજુક અસબાબ!
એનાથી ફૂલ્યાં છે બંદરો,
બજારો તેજનાં,
કાચા સોનાનાં.
અમે ઉઘાડીએ
દ્વિદલ
ચમત્કારના
ને તારામઢ્યા દલમાં
ટીપે ટીપે
ઝમે ખટાશ,
સૃષ્ટિના
આદિમ રસ
અખૂટ, અવિકારી
ને પ્રાણવન્તઃ
તાજગી આમ શ્વસે છે
લીંબુમાં,
છાલના મીઠી સોડમભર્યા આવાસમાં,
ખટાશભરી રહસ્યમય સપ્રમાણતામાં.

લીબુને ચીરીને
છરી રચે
નાનું સરખું કેથિડ્રલ,

ખટાશની બારીના કાચ
પ્રકાશમાં
ઉઘાડતા
અણદીઠા મહેરાબ,
નાનાં નાનાં ટીપાં પર
સવારી કરતાં પોખરાજ,
પ્રાર્થનાની વેદી,
ખુશબોદાર તોરણ.

ને હાથ
જ્યારે પાત્રમાં ધરે
લીંબુની ચીર.
અરધું જગત
ત્યારે
તારે સ્પર્શે
ઊભરાય
વિશ્વનું સુવર્ણ
ચમત્કારોનું સ્વર્ણિમ પાત્ર,
ધરતીને સોડમથી ભરી દે
સ્તન ને સ્તનાગ્ર,
તેજકિરણ બને ફળની લૂમ,
કોઈક ગ્રહની નાની સરખી અગ્નિશિખા.

## વસ્ત્રોનું સ્તોત્ર

રોજ સવારે તમે રાહ જુઓ છો,
વસ્ત્રો, ખુરશી પર રહ્યાં રહ્યાં :
મારો અહંકાર
મારો પ્રેમ,
મારી આશા, મારું શરીર
ક્યારે તમને ભરી દે.
મેં માંડ માંડ
ઊંઘ તજી છે,
પાણીને હું અલવિદા કરું છું

ને તમારી બાંયોની અંદર સરકું છું,
મારા પગ
તમારા પગનાં પોલાણ શોધે છે
ને આમ તમારી અથાક વફાદારીનું
આલિંગન પામી
હું સૂકા ઘાસમાં ફરવા બહાર જાઉં છું.
હું કવિતામાં સરું છું,
હું બારીમાંથી જોઉં છું
વસ્તુઓ,
નરનારીઓ,
ક્રિયાઓ ને સંઘર્ષો
સતત મને હું જેવો છું એવો બનાવે છે
મારો વિરોધ કરીને,
મારા હાથને કામે લગાડીને,
મારી આંખ ઉઘાડીને,
મારા મોંને સ્વાદ આપીને;
ને આમ
વસ્ત્રો,
હું તમને તમે જેવાં છો એવાં બનાવું છું
તમારી કોણીઓ ફુલાવીને,
ટાંકા તોડી નાખીને,
ને આ રીતે તમારું જીવન
ફુલાવે છે મારા જીવનનું પ્રતિરૂપ.
તમે જાણે મારો આત્મા હો તેમ
પવનમાં ઊછળો છો
ને ઘૂઘવો છો,
અળખામણી ઘડીએ
મારાં હાડકાંને વળગો છો
ખાલીખમ, રાતે
ઘેરી ઊંઘ,
ભ્રમણાથી ઘેરાયેલા લોકો
તમારી ને મારી પાંખો.
હું પૂછું છું :
એક દિવસ
દુશ્મનની ગોળી
મારા લોહીથી તમને ખરડી નાખશે

ને ત્યારે
તમે મારી સાથે મૃત્યુ પામશો
કે કદાચ
એ એટલું નાટ્યાત્મક ન બને
પરંતુ સાદુંસીધું બને
ને તમે ધીમે ધીમે માંદા પડશો,
વસ્ત્રો,
મારી સાથે, મારા શરીર સાથે
ને આપણે એકસાથે
ધરતીમાં સમાઈ જઈશું.
આવો વિચાર કરતાં કરતાં
રોજે રોજ
હું તમને વન્દન કરું છું
માનભેર
ને તમે મને આલિંગન કરો છો
ને હું તમને ભૂલી જાઉં છું
કારણ કે આપણે એક જ છીએ
ને સાથે મળીને આપણે
પવનનો સામનો કરીશું
રાતે
શેરીઓનો કે સંઘર્ષોનો,
એક શરીરનો,
કદાચ, કદાચ, એક દિવસ નિશ્ચલ બનીને.

## માત્ર મૃત્યુ

છે માત્ર કબ્રસ્તાનો,
નીરવ હાડકાંથી ભરેલી કબરો,
અંધારા, અંધારા, અંધારા
બોગદામાંથી આરપાર નીકળતું હૃદય,
ભાંગતા વહાણની જેમ આપણે અંદર ને અંદર મરી જઈએ છીએ
જેમ હૃદયમાં ને હૃદયમાં મૂંગળાઈ જઈએ છીએ,
જેમ આપણી ત્વચામાંથી ધીમે ધીમે આત્મા પર ઢળી પડીએ છીએ.

શબનાં શબ છે,
ટાઢી ચીકણી ખાંભીના પગ છે,
હાડકામાં મૃત્યુ છે
નર્યા અવાજ જેવું,
કૂતરા વિનાના ભસવા જેવું,
આ ભીનાશમાં
કેટલાક ઘંટમાંથી, કેટલીક કબરમાંથી ઝમીઝમીને
મોટા થતા જતા અશ્રુબિન્દુ કે વર્ષાબિન્દુ જેવું.

ક્યારેક હું એકલો જોઉં છું
સઢ ચડાવેલી શબપેટીઓ
વહીં જાય છે ફિક્કાંફચ શબ, નિર્જીવ લટવાળી સ્ત્રીઓ,
ફિરસ્તા જેવા ધોળાધફ ભઠિયારા,
વકીલોને પરણેલી ચિન્તાતુર યુવતીઓ,
મૃત્યુના અવાજથી ફૂલેલા
ને મૃત્યુના શાન્ત કોલાહલથી ભરેલા સઢવાળી
શબપેટીઓ
સામે વહેણે ચડતી
સીધી ઊભી મૃતાત્માઓની નદી,
ઘેરી જાંબલી નદી.

મૃત્યુ આકર્ષાય છે અવાજ કરવા
પગ વિનાના ચંપલની જેમ, માણસ વિનાનાં વસ્ત્રની જેમ;
નંગ વિનાની, આંગળી વિનાની વીંટીથી ટકોરા મારવા આવે છે,
મોં વિના, જીભ વિના, ગળા વિના ચીસ પાડવા આવે છે,
છતાં એના પગલાં અવાજ કરે છે,
વૃક્ષની જેમ મૂંગા બનેલાં એનાં વસ્ત્રો અવાજ કરે છે.

હું ઝાઝું જાણતો નથી, હું સાવ અજાણ છું, હું માંડ માંડ જોઈ શકું છું
પણ મને થાય છે કે એના ગીતનો રંગ ભીનાં વાયોલેટનાં ફૂલો જેવો છે,
ધરતી સાથે હળી ગયેલાં વાયોલેટનાં ફૂલો જેવો છે
કારણ કે મૃત્યુનો ચહેરો જાંબલી છે
ને મૃત્યુની દૃષ્ટિ જાંબલી છે
વાયોલેટનાં પાનની અણિયાળી ભીનાશથી ભરેલી
ને આકરા શિયાળાના ભૂખરા રંગથી ભરેલી.

પણ મૃત્યુ તો જગત આખામાં ફરી વળે છે ઝાડુના વેશમાં.
શબોની શોધમાં એ જમીન ચાટે છે,
મૃત્યુ ઝાડુમાં છે,
એ શબોને શોધતી મૃત્યુની જીભ છે,
દોરાને શોધતી મૃત્યુની સોય છે.

મૃત્યુ શય્યામાં છે :
સુસ્ત ગાદલામાં, કાળા ધાબળામાં
લાંબું થઈને એ ઊંઘે છે ને એકાએક ફૂત્કાર કરે છે :
ચાદરોને ફુલાવી દે એવો અજાણ્યો પોકાર કરે છે
ને પથારીઓ તરતી તરતી બંદરમાં જઈ પહોંચે છે –
ત્યાં મૃત્યુ રાહ જુએ છે એડમિરલના વેશમાં.

## કવિતા

અને એ ઉંમરે ... કવિતા આવી
મારી શોધમાં.
મને ખબર નથી, મને ખબર નથી એ ક્યાંથી આવી,
શિયાળામાંથી કે નદીમાંથી?
મને ખબર નથી કેવી રીતે કે ક્યારે?
ના, એ ધ્વનિ નહોતા,
નહોતા શબ્દ, નહોતું મૌન.
પણ કોઈકે મને સાદ પાડ્યો
શેરીમાંથી,
રાતની ડાળીઓમાંથી,
અચાનક બીજાઓની વચમાંથી,
પ્રચંડ આગમાંથી
કે એકલો પાછો આવતો હતો ત્યારે
હું ચહેરા વિનાનો હતો
ને એણે મને સ્પર્શ કર્યો.
મને ખબર ન પડી શું કહેવું,
મારા મોંને
નામોની
ખબર નહોતી,

મારી આંખો આંધળી હતી
ને મારા આત્મામાં કાંઈક થવા માંડ્યું -
તાવ કે ભુલાયેલી પાંખો
ને મારો માર્ગ મેં કરી લીધો
પેલી આગને ઉકેલતાં ઉકેલતાં
ને મેં પહેલી કાલીઘેલી પંક્તિ લખી,
કાલીઘેલી, સત્ત્વહીન,
નર્યો બબડાટ,
જે કાંઈ જ જાણતો નથી એવા કોઈકનું
નર્યું ડહાપણ
ને એકાએક મેં જોયાં
આકાશ
નિર્બન્ધ
ને મુક્ત,
ગ્રહો,
ધબકતાં ખેતરવાડી,
તીરથી વીંધાઈને
ચાળણી બનેલા પડછાયા,
આગ ને ફૂલો,
સંકેલાતી રાત, વિશ્વ.

ને હું, સૂક્ષ્માતિસૂક્ષ્મ જીવ,
વિરાટ તારામઢ્યા શૂન્યથી
સાદૃશ્ય
ને રહસ્યમયતાના પ્રતિરૂપથી
ઉન્મત્ત,
મને પોતાને લાગવા માંડ્યો
અગાધનો શુદ્ધ અંશ.
મેં તારાઓની સાથે સવારી કરી,
હૃદય પવને ચડીને ઊડવા માંડ્યું.

## ગુલામ મોહમ્મદ શેખ

°

### સદ્‌ગૃહસ્થ માત્ર

સજાતીય સમ્બન્ધ રાખતા જુવાનિયા
અને આડી પડેલી છોકરીઓ,
જાગરણથી બેબાકળી બનેલી જાડી વિધવાઓ,
હજી કુમળી વયની નર્સોને ત્રીસ કલાકનો ગર્ભ,
વિલાસી કાલુ માછલીના માળા જેવા ઘોઘર બિલાડા
મારા બગીચામાં
રાતવરત ધ્રૂજતાં ધ્રૂજતાં આંટા મારે,
મારા એકલવાયા ઘરને કુંડાળાં ફરે -
મારા પ્રતિદ્વન્દ્વીઓ આત્માની પાછળ પડે,
નાઇટગાઉન પહેરેલા ખટપટિયા
સામસામી સહીઓની જેમ વળગેલાં
લાંબાં ચુમ્બનો ભરે

તેજથી ઝરમરતો ઉનાળો આગળ ધપે;
એકસરખાં ઉદાસ પ્રેમીઓનાં જોડકાંની હરોળો;
પાતળાં સાથે જાડાં, આનન્દી શોકાતુર;
નમણી નાળિયેરી નીચે, સમુદ્ર અને ચન્દ્રની સોડમાં
પાટલૂનો અને ગોળ ચણિયાના અવિરત ઘસારા;
ગૂંથેલાં રેશમી કપડાંને પંપાળવાનો અવાજ;
અને ભભૂકી ઊઠે સ્તન પરની ડીંટડી આંખ જેવી

છેવટે અઠવાડિક ઘટમાળમાંથી છૂટેલો કારકૂન
આખી રાત નવલકથા સાથે સૂઈ
પાડોશણને ફોસલાવવામાં સફળ થાય છે.
બંને ખલનાયકવાળી ફિલમ જોવા જાય છે.
તેમાં નાયકો બધા ઘોડા અથવા પ્રેમોત્તેજક રાજકુંવરો છે,
ત્યાં એની પરસેવાથી લચપચ, હજી તંબાકુથી ગંધાતી આંગળીઓ

(પડોશણના) પગ પરની ઊગતી જુવાનીની રુવાંટીને રમાડે છે.

સંધ્યાકાળના છૂપા ફસાવનારા પરણેલાની રાતો
મારા પર ચાદરની જેમ ઢંકાય છે, મને બૂરી દે છે :
બપોરનું ભોજન લીધા પછીના પ્રહરે
જ્યારે લીલાં, કુમળાં કોલેજિયનો,
છોકરાં ને છોકરીઓ અને પ્રધાનો હસ્તમૈથુન કરે,
જનાવરો જાહેરમાં સમ્ભોગે;
જ્યારે માખીને લોહીની ગન્ધ આવે,
કોલેરાનું જન્તુ બણબણવા માંડે,
પિતરાઈ પોતાની પિતરાઈ છોકરી સાથે બેઢંગી રમત રમે;
જ્યારે માંદગીનો ઢોંગ કરતી સ્ત્રીના સાથીદાર પર
ડોક્ટર ચાંપતી નજર રાખે; જ્યારે સવાર પડતાં જ
સ્કૂલ માસ્તર બેધ્યાનપણે પરણ્યાની ફરજ અદા કરી
નાસ્તો કરવા બેસે;
અને સૌથી વિશેષ તો ભ્રષ્ટ કરનારા માનવો
પાણી પર ઊંચીનીચી થતી નાવડીઓ જેવા પલંગો પર
નિષ્કપટ, જોશીલી પ્રેમલીલા આદરે.
રુઆબભેર, અનન્તકાળ લગી
(ત્યારે) પેલું મોટું, શ્વાસોચ્છ્વાસ લેતું જંગલ
મને ઘેરી વળે છે.
એની ઊંચી ગેરુઆ રંગની ફૂલકલગીઓ,
દાંતવાળા અનેક મોઢાં જેવી;
એના મૂળમાં કાળાશ; એનો ઘાટ નખનો અને જોડાનો.

## રાતવેળાનો સંગ્રહ

દૃષ્ટાન્ત કથાના ડાઘુ, પેલા ઊંઘના ફરિસ્તાને મેં હરાવી મૂક્યો હતો
પણ એણે ધમપછાડા ચાલુ રાખ્યા
અને એનાં જલજાત, ખારાં, ફળોની વાસ મારતાં
ભારે પગલાં,
ગોકળગાય અને તીડોના મ્યાનમાં સજ્જ થઈ
મારા ભણી આવતાં રહ્યાં.

હવા મહિનાઓ ખખડાવે, એક ગાડીની સિસોટી
પથારીને પાયે વેગીલો તાવ ફરે,
અન્ધકારનું આકરું સંગીત
ફાટેલ થીંગડાંની અવનતિ જેવું,
દૂરતાનું પુનરાવર્તન, દારૂનો નગણ્ય રંગ,
ધૂળિયો રસ્તો અને ગાયોનાં ભાંભરડાં.

કોઈક વાર એના ટોપલાની કાળાશ મારી છાતી પર ઝીંકાય છે,
એનો વિજેતાનો ગંજીફો મારો ખભો ચીરી નાખે છે,
એનાં ખારાં પાણીનાં લશ્કરી દળો
અડધાં સ્વર્ગને ઉલટાવી નાખે, અડધાં આકાશી પદાર્થો કબજે કરે;
છલાંગ મારતો એનો શ્વાસ દોડે, એના પગલામાં ચુમ્બન;
એના સત્ત્વની શક્તિ વડે એનો ક્ષાર આંખને અચૂક ચોડી દે;
માલિક જેવો એ નિયત પ્રદેશમાં પ્રવેશે છે
એનાં બધાં તત્ત્વોનો નીરવ ઝભ્ભો પહેરી એકાએક સમૂળગો જ;
એ દૈવી ભોજન સજે છે ભાગલા પાડ્યા વગર.

હવે એના ઝંડાધારીઓને હું ઓળખી ગયો છું,
એમના હવામાં સડતાં હથિયારો, એમની મહાકાયતા,
અવકાશને સર કરવાની એમની જંગાલિયત ભરેલી ઉત્તેજના, એણે મારા હૃદયનાં
ઊંડાણો ચૂંથી નાખ્યાં છે એની શોધમાં.
ભૂગોળમાં નોંધાયાં નથી તેવાં મેદાનો પર એની સત્તા,
એ પતિતોની સાથે અને મામૂલી વ્યક્તિઓ જોડે નાચ્યો છે.
એનાં અવકાશી તેજાબ રાત્રે મારા માંસને વીંધે,
મારાં આંતરડાંમાં એનું ઓજાર ફરતું મને સંભળાય.

હું સાંભળું : જૂના ગોઠિયા અને પ્રેમિકાઓનાં સ્વપ્નો
અને સ્વપ્નના આઘાતે ફાટી પડું.
ગાલીચાના ઢગલા પર અવાક્ ફરું,
ખસખસના ફૂલના ભડકાને કરડું, કયાંક ફેંકાયેલો.

ઊંઘણશી મડદાંઓ
મારા હૃદયનો ભાર વેંઢારતા
તમે કેટકેટલી વાર મારી સાથે નાચ્યાં છો
પેલાં ફિક્કાં શહેરોના પ્રવાસ વખતે.
મારો છાયાઅશ્વ ઘેરાશ પકડતો એની કાયા એકઠી કરે છે :

ભાંગતાં જુગારખાનાંઓ. જર્જરિત સાડીઓ પર બેઠેલા ભડવાઓ,
નાગી સુવાડેલી છોકરીઓ,
હવાથી કૂંડાળે વળેલા ફૂટબોલના ખેલાડીઓ
વટાવતાં અમે આગળ નીકળી જઈએ છીએ.
આકાશમાંથી એક મખમલી ફળ અમારા મોંમાં પડે છે.
ધૂમકેતુઓ, પંખીઓ અને કોન્વેન્ટના ઘંટ,
માત્ર ભૂમિતિના માપે જાડાં થતાં લોક પૂર્ણ અને કમ્પિત
કદાચ અમને પસાર થતા એક ચમકારામાં જોઈ ગયાં.

પીપને મથાળે માથું નમાવેલ માથાભારે છોકરાઓ
ત્યજી દીધેલ હોડીમાં છૂટાંછવાયાં દૂર દૂર
સૂક્કી આંખો વાળા મિત્રો, પથ્થર જેવા ધારદાર
ચહેરા ધરાવતી સન્નારીઓ.
હવે મધરાત, મારી આજુબાજુ મોત
દરિયાની જેમ ઝાલર વગાડે છે.
મોંમાં વણસુકાયેલો સ્વાદ, સૂતેલાની ખારાશ.

ન્યાય જેવો ચોક્કસ, હાડકાંમાં પેસીને
અમને બધાને સજા ફટકારે,
સુસ્તીનું સામ્રાજ્ય જન્મે એની ફિક્કાશમાંથી,
થીજેલું સ્મિત ડૂબે,
મૂંગી મૂંગી શ્વાસને આધારે ભૂતને હાંકી કાઢતી
આંખ થાકેલા મુક્કાબાજની જેમ આશરો શોધે.

તેથી પ્રસવવેદનાથી ભીની થયેલી આ છાયાઘેરી
સમપ્રમાણતાવાળી હવા
તાળું મારેલા ભોંયતળિયાના દારૂઘર જેવી
ગુનેગાર.
ઉદાસ મગર દીવાલ રંગે છે
અને કરોળિયાની ભયાવહ જાળ.
મરેલ માંસના રાક્ષસ જેવા આપણે માવા પર ચાલીએ;
રસથી ફૂલેલી મોટી મોટી કાળી દ્રાક્ષ
દારૂ પર વળતા પડની જેમ ખંડેરનો વિનાશ રોકતી
લૂમે.

કપ્તાન, આપણી હોય જે કાંઈ ગણતરી,

પેલી મૂંગી વાઘરીને પાછી સરકાવ અને ત્યાં મારી રાહ જો.
મસાણિયા લૂગડે આપણે ઉજાણી કરશું :
દરવાજે મેલેરિયાનો દર્દી ધ્યાન રાખતો ઊભો છે.
પ્રણયને તો ઊગતાં વાર લાગે છે
અને કિનારાને રેખાઓ ભૂંસાઈ ગઈ છે.
જિંદગી અને એના વધારાના વર્તુળની આજુબાજુ
દિવસ
સુકાતા ટેબલક્લૉથના લીરા જેવો ફફડે છે.
જીવતા બધા પદાર્થો પોતાના કોઈ ભાગ
હવાને હોમે છે.
વાતાવરણ વરતી આજુબાજુ ધ્યાનપૂર્વક જોતાં
આવે છે
ભિખારીઓ
વકીલો, ગુંડાઓ, ટપાલીઓ, દરજણો,
દરેક ધંધાનું કશુંક, ગર્વહીન, વધ્યુંઘટ્યું,
આપણી કોઈ નિશ્ચિત પૂર્ણતાને પૂરી કરવા.
હારેલો છતાં દરેક સાંજે મે એની ઘણા વખતથી
રાહ જોઈ છે
અને ઉદ્ધતાઈ છોડી હું (હવે) એની તરફ વળું છું.

સુમન શાહ

## એક દિવસમાં તો કેટકેટલું બને છે

કોઈ એક દિવસ દરમ્યાન
મળશું આપણે એકમેકને.

પણ એક દિવસમાં તો ઘણી ચીજો ફૂટી નીકળે છે :
શેરીઓમાં એ લોકો દ્રાક્ષ વેચે છે,
ટામેટાં પોતાની ત્વચા બદલે છે,
તમને ગમી ગયેલી છોકરી
ઑફિસે પાછી નથી આવતી.

એ લોકો અચાનક જ ટપાલીની બદલી કરી નાખે છે.
પત્રો હવે એવા ને એવા નથી હોતા.
થોડાંક સુ-વર્ણ પાંદડાં ને એ નવું થઈ ગયું છે;
આ વૃક્ષ સમૃદ્ધ છે હવે.

કોણે ભાખેલું કે ધરતી
પોતાની પ્રાચીન ત્વચા આટઆટલી બદલી નાખશે?
એની પાસે ગઈ કાલે હતા
તેથી ઘણા વધારે જ્વાળામુખી આજે છે.

આકાશ પાસે નવાં વાદળાં છે.
નદીઓ જુદી જ ગતમાં વહે છે.
વળી કેટકેટલું નવું જ બનવા લાગ્યું છે!

નાજુક, ચોખ્ખા,
વહાણો કે વાયોલિનો જેવા પુલોનું,
સેંકડો બિલ્ડિંગોનું અને ધોરી માર્ગોનું
મેં ઉદ્‌ઘાટન કર્યું છે.

અને તેથી જ્યારે પણ હું તને વહાલથી બોલાવું
ને તારા તગતગતા મુખને ચુમ્બન કરું
ત્યારે આપણાં ચુમ્બનો પણ જુદાં જ ચુમ્બનો હોય છે,
આપણાં મુખો પણ નવાં જ મુખો હોય છે.

આનન્દ, પ્રિયે, આનન્દ, બધી જ ચીજોમાં આનન્દ,
ખરી જાય તેનોય આનન્દ ને ફૂલેફાલે તેનોય આનન્દ.
આનન્દ આજનો ને આનન્દ ગઈ કાલનો –
એના આગલા દિવસનો ને આનન્દ આવતી કાલનો.
આનન્દ રોટલામાં ને આનન્દ પથરામાં,
આગમાં ને વર્ષામાંય આનન્દ.
આનન્દ પરિવર્તનમાં, જન્મે વિકસે ને પોતાને જ
ભોગવે, વળી પાછું ચુમ્બન બની જાય. એમાં આનન્દ.
આનન્દ આપણી છે તે હવામાં
ને આપણી છે તે ધરતીમાં.

આપણું જીવન જો સુકાઈ ગયું છે,
માત્ર મૂળિયાં બચ્યાં છે ચોટેલાં આપણને
અને પવન તો ધિક્કાર જેવો નિરુત્સાહી છે.

તો પછી ચાલ, બદલી નાખીએ આપણી ત્વચા,
આપમા નખ, આપણાં રક્ત, આપણી નિર્નિમેષ દૃષ્ટિ;
તું કર ચુમ્બન મને
ને હું નીકળી પડું રસ્તાઓ પર પ્રકાશ વેચવા.

રાત્રિ આનન્દ ને આનન્દ દિવસમાં
ને આત્માનાં ચારેય મથકોમાં આનન્દ.

## એક ટ્રેનોનું સ્વપ્ન

ટ્રેનો સ્ટેશનમાં સ્વપ્નાં જોતી'તી,
ધણીધોરી વગરની, ઍન્જિન વગરની, ઊંઘતી.

હજી મળસકું હતું ને હું ઊચમૂચ ઘૂસી ગયો.

જતાં વેંત
યાત્રાની બચીખૂટી સુગન્ધમાં મેં રહસ્યો
ને વેગનોની પાછળ રહી ગયેલી વસ્તુઓ ખંખોળવા માંડી.
વિખૂટાં પડી રહેલાં હૈયાં વચ્ચે
ગતિ વગરની ટ્રેનમાં મેં મારી જાતને એકલી અનુભવી.

હવા ભારે હતી, બરડ ભંગુર ઉદાસી
ને ખચાખચ ભરેલી વાતચીતોનો એક બ્લૉક –
સીટોની નીચે પડી ગયેલી
તાળાં વિનાની ચાવીઓ જેવાં, કૉરિડૉર્સમાં
ખોવાઈ ગયેલાં હૈયાં.

મરઘાં ને ફૂલોનાં ઝૂમખાંઓથી લદાયેલી,
દક્ષિણ બાજુથી મુસાફરીએ નીકળેલી સ્ત્રીઓ;
કદાચ એ લોકોની હત્યાઓ થઈ હતી,
કદાચ એમણે પોતાનાં માલવાહકો
બાળી મૂક્યાં'તાં પોતાની માંસલ ગુલાબી અગનથી,
કદાચ હું મુસાફરી કરી રહ્યો છું એમની જોડે,
કદાચ યાત્રાની વરાળ, રેલગાડીના
ભીના પાટા, કદાચ એ બધું જ
આ ગતિ વગરની ટ્રેનમાં ધબકે છે.
ને ભારે પીડામાં, અચાનક જ ચાલવા માંડેલો હું
એક ઊંઘતો મુસાફર છું.

હું મારી સીટ પર હતો ને ટ્રેન
મારા શરીરમાં થઈને દોડતી'તી
મારી સરહદોને તોડતીફોડતી –
અચાનક, એ મારા શૈશવની ટ્રેન હતી,
વહેલી સવારનો ધુમાડો,
કટુમધુરતા ઉનાળાની.

ત્યા બીજી ટ્રેનો પણ નાસી છૂટી'તી,
એમની કારો, આસ્ફાલ્ટ ભરેલા કાર્ગોની જમ
વ્યથાથી સભર ભરી'તી;
એવું જ કર્યું આ ગતિ વગરની ટ્રેને –
એ દોડી

મારાં હાડકાંની ચોપાસ વળગતી ભારેખમ સવારમાં.

હું એકલો હતો એ એકલવાઈ ટ્રેનમાં,
જો કે હું એકલો જ એકલો નહોતો – ત્યાં
પ્લૅટફૉર્મો પર ઊભેલા ખેડુઓની જેમ
યાત્રાની રાહ જોતાં એકાન્તોનું ટોળું પણ હતું.
અને હું બેસ્વાદ ધુમાડા જેવો,
ઘણા બધા એદી આત્માઓ જેવો,
ઘણાં બધાં મરણોથી લદાયેલો
યાત્રામાં મારી જાતને ખોવાયેલી અનુભવી રહ્યો.
યાત્રાએ
કે જેમાં કશું જ ખસતું નહોતું,
બચાવી લીધું મારા થકિત હૃદયને.

## બાળકના એ પગને

બાળકના પગને હજી નથી ખબર કે પોતે એક પગ છે.
ને એને બનવું છે પતંગિયું, સફરજન.

પણ પછી પથરા અને કાચની કરચોએ,
શેરીઓએ, નિસરણીઓએ
ને ઊબડખાબડ ધરતી પરના રસ્તાઓએ
પગને શીખવ્યું કે તું ભલા ઊડી શકવાનો નથી,
ઝાડની ડાળે ઝૂમતું ફળ બની શકવાનો નથી.
પછી
બાળકનો એ પગ હારી ગયેલો,
લડાઈમાં ઢળી પડેલો,
કેદી બની રહેલો
જોડામાં પુરાઈને જીવવાનો શાપ ભોગવતો.

ધીમે ધીમે જોડાના એ અંધકારમાં
પગ
દુનિયાને એની આગવી રીતે ઓળખતો થયો,
પોતાના સાથીથી વિચ્છિન્ન એ બંધ હતો આવરણમાં,

જિંદગીને કોઈ આંધળાની જેમ જીવી ખાતો'તો.

આ નરમ મૃદુ નખ
સ્ફટિકના
ઝૂડીમાં ભેગા બાંધેલા, ક્રમે ક્રમે કઠણ થયા ને જાતને
કશા અપારદર્શક પદાર્થમાં બદલવા લાગ્યા, શિંગડાં જેવા કઠણ.

અને બાળકની પાંખુડીઓ શી નાજુક આંગળીઓ
પછી તો ઝૂડીમાં વધી ને બરાબર સાફ વિકસી એ પછી
ત્રિકોણિયાં માથાંવાળાં આંખો વગરનાં
સરિસૃપો બની રહી – કીડાઓની જેમ.
પછી એમાં આંટણ પડ્યા
ને મૃત્યુના ધીમાં જ્વાળામુખીઓથી એ છવરાઈ ગઈ,
માન્યામાં ન આવે એવી રીઢી કઠણતા.
પરંતુ આ આંધળી વસ્તુ
અવિરામ ચાલ્યા કરી કશે થોભ્યા વિના
કલાકોના કલાકો,
આ પગ, પછી આ,
હવે પુરુષનો,
તો હવે સ્ત્રીનો,
ઘડીમાં ઊંચો ઊંચે
તો ઘડીમાં નીચો નીચે,
ખેતરોમાંથી, ખાણોમાંથી,
બજારોમાંથી ને પ્રધાનગૃહોમાંથી,
કદી પાછળની બાજુએ,
કદી દૂર, ઘરથી ઘણે દૂર,
કદી અંદર
આ પગે પોતાના જોડામાં રહીને ભારે પરિશ્રમ કર્યા,
ભાગ્યે જ એણે જાતને
પ્રેમ કે નિદ્રામાં ખુલ્લી કરવાને પોરો ખાધો;
એ તો બસ ચાલ્યો, એ લોકો પણ ચાલ્યા –
આખેઆખા માણસે થંભી જવાનું પસંદ કર્યું ત્યાં લગી.
ને પછી એ માટીમાં ઊતરી ગયો
ને કંઈ જ જાણી શક્યો નહીં
કેમ કે ત્યાં બધ્ધે અંધારું જ અંધારું હતું.
એને ખબર ના પડી

કે પોતે પગ હવે નથી રહ્યો
કે એ લોકો પોતાને એવી રીતે દાટતાં'તા
કે પોતે ઊડી શકે
અથવા તો બની શકે
એક સફરજન.

## જુલમ

રે હૃદયહીન નારી, આકાશપુત્રી,
દોષ ભૂલી જનારી જુલમી તારી બુદ્ધિથી
ને સુસ્પષ્ટ સજ્જ તારી બેફિકરાઈ વડે
મારી વહારે ધા – આ, આવા, નિઃસંગ સમયમાં.

સાગર સમો સભર એક કાળ,
એક વ્રણ – નવી ચીજ કેમ કરી મૂકે વ્યગ્ર,
આવરી લે મારી ભાવનાની જિદ્દી એ જડને
કરકોલતો મારી સલામતીના કેન્દ્રને.

હૃદયના ધબકાર મારા કેવા તો ઊછળે છે –
તમામ મોજાંઓનું ભેગું જાણે એક મોજું,
અને નિરાશ મસ્તક મારું ઊંચકાયેલું છે
કૂદવાના ને મરવાના પ્રયાસ રૂપે.

કશુંક વિપરીત ધ્રૂજતું છે મારી અચળતામાં,
ઊમટે છે આંસુ જ્યાંથી એ તળમાં ઊગતું –
સુપુત ને વળી અણિયાળાં પાનવાળું
સૂકું એક જેમ જાંખરું.

## મન્દ વિલાપ

હૃદયભરી નિશા વચ્ચે -
ધીમેશથી સરી પડે છે નામ તારું

અને વહે છે શાન્તતામાં અને પડે છે
અને તૂટે છે અને પ્રસરાવે છે એનાં જળ.

કશુંક ઇચ્છે છે એની આછોતરી ઈજાને સારુ
અને એના અપાર અને ક્ષણિક સમ્માનને સારુ,
કોઈ પથ ભૂલેલાના
અચાનક સંભળાતા પદરવ સમું.
અચાનક, અચાનક સમજાયેલું
અને ખિન્ન મનોગ્રહથી
પ્રસરેલું હૃદયમાં ઊભરાય છે
કશી ક્રૂર પાનખરના શમણા સમું.

પૃથ્વીનું જાડું મોટું પૈડું,
વિસ્મરણથી ભીનું એનું ટાયર
ગબડે છે, સમયને ન પમાય એવાં
અડધિયામાં કાપતું.

એનાં કઠિન જળપાત્ર ઢાંકે છે તારા
ઠંડી ધરા પરના સ્થાનભ્રષ્ટ હૃદયને –
વરસાદી સરસરાટીમાં ફેંકાતાઊડતા એના
કમજોર ભૂરા તેજતણખા વડે

## પ્રશ્નકાવ્યો

- કહો મને : ગુલાબ નગ્ન છે
  કે એ જ એનું વસ્ત્ર છે?
- પોતાનાં મૂળિયાંની પ્રભા
  વૃક્ષો શાને સંતાડી રાખે છે?
- વરસતા વરસાદમાં ઊભેલી ટ્રેન જેટલું
  દુઃખી આ દુનિયામાં છે કોઈ બીજું?
- હું જો મરી જાઉં ને મને એની ખબરેય ન પડે
  તો કોને પૂછીશ હું કેટલા વાગ્યા છે?

- ફાન્સમાં વસન્ત
  એટલાં બધાં પર્ણ ક્યાંથી મેળવે છે?
- મધમાખીઓથી અનુસરાયેલો અન્ધ જન,
  કહો તો, ક્યાં જઈ વસે?
- જો પતંગિયું સ્વરૂપાન્તર કરી નાખે
  તો શું એ ઊડતું માછલું બની જાય?
- તો પછી એ સાચું નહોતું કે
  ઈશ્વર ચન્દ્રમા પર રહેતા'તા?
- એક દિવસમાં કેટલાં હોય છે અઠવાડિયાં
  ને એક માસમાં કેટલાં હોય છે વર્ષ?
- તમને ખબર છે પેટાગોનિયામાં
  ભર બપોરે ધુમ્મસ લીલું હોય છે?
- તરબૂચને વધેરી નાખો પછી
  એ કોની સામે હસે છે વારુ?
- ગરીબો ગરીબ મટી જાય કે તરત
  સમજી જતા કેમ નથી?
- તમારાં સ્વપ્નોમાં વાગે એવી ઘંટડી
  તમને ભલા ક્યાં મળશે?
- સૂર્ય અને નારંગીઓ – બંને વચ્ચે
  રાઉન્ડ મીટર્સમાં કેટલું અન્તર?
- પોતાની તપેલી પથારીમાં સૂર્ય
  ઊંઘી જાય છે પછી એને જગાડે છે કોણ?
- એ શું સાચું છે કે વિષાદ
  ઘન હોય છે ને સ-વિષાદ જન પાતળું?
- રોગી માટે ઍમ્રિલને તમે
  કેવાક રંગનો કલ્પો છો વારુ?
- દરેક જણ માટે
  ૪ એ જ ૪ હોય છે શું?
- હું હતો જે બાળક તે ક્યાં?
  હજીય મારામાં ? કે પછી ગૂમ ...?
- મારું બાળપણ મરી ગયું ત્યારે જ
  અમે બંને કેમ ન મરી ગયાં?

- વળી જો મારો આત્મા જ ખસી ગયો છે દૂર
  તો પછી મારું આ હાડપિંજર શું લેવા પીછો કરે છે મારો?
- કદી કોઈનીય રાહ નહીં જોનારાથી શું
  વધારે વેઠે છે સદા સૌની રાહ જોનારો?
- મેઘધનુષ્ય ક્યાં આથમે છે –
  તમારા આત્મામાં કે પછી ક્ષિતિજ પર?
- તમે ઊંઘતા'તા ત્યારે સ્વપ્નમાં તમારા
  તમને જે સમ્ભોગી ગઈ એ કોણ હતી?
- ક્યાં જાય છે સ્વપ્નમાં આવતી ચીજો –
  શું તે બીજાંઓનાં સ્વપ્નોમાં સરકી જાય છે?
- અને તમારાં સ્વપ્નોમાં જીવતા પિતા
  તમે જાગો છો પછી શું ફરીથી મરી જાય છે?
- અથવા જીવન માછલું નથી
  પંખી થવાને તત્પર?
- હું રહસ્યમય જન્મ્યો કેમ નહીં?
  સાથીસંગાથી વિના જ કેમ ઊછર્યો?
- મારા પોતાના ગર્વનું દ્વાર મારે ચીરી નાખવું –
  એવું ફરમાવ્યું મને કોણે?
- અને હું ઊંઘતો'તો કે માંદો હતો
  ત્યારે મારા વતી જીવવાને કોણ નીકળી પડેલું?
- અને એઓ મને વીસરી ન ગયા ત્યાં
  કઈ ધજા રહી ગઈ ફરક્યા વિનાની?
- કોણ ભલા સમજાવી શકે સાગરને
  વાજબી થવાનું?
- હું સાગર પાછળથી આવ્યો'તો –
  હવે એ જ જો મને ધકેલી દે તો ક્યાં જાઉં?
- સાગરની છલનામાં સપડાઈને
  શાને કીધો મેં બંધ એ પન્થ?
- વળી જ્યારે ક્યારેક જોઉં છું સાગરને
  ત્યારે શું સાગરેય મને જોયો હોય છે કે?
- મને મોજાં એના એ સવાલો કેમ કરે છે
  જે મેં એમને કર્યા હોય છે?

- અને એટલા બધા વ્યર્થ આવેશથી
  તેઓ શાને પછડાય છે ખડક જોડે?
- પોતાની ઘોષણાનું રેતી પાસે વારંવાર પુનરાવર્તન કરતાં
  તેઓ ક્યારેક થાકે છે કે નહીં?
- ઝૂમખામાં દ્રાક્ષ છે બાર
  એવું તેઓ કઈ સત્તાથી ગણી આપે છે વારુ?
- તેઓ આપણને લાંઆંબા માસ કેમ નથી આપતા
  જે આખું વર્ષ ચાલે?
- જે ચમ્બુનો કદીયે મહોરવાનાં નથી
  તે વડે શું વસન્ત તમને છેતરતી નથી ભલા?
- અને ડિસેમ્બર, જાન્યુઆરી વચ્ચે જે હોય છે માસ
  તેનું કહેશો શું છે નામ?
- બધી નદીઓ છે જો મીઠી
  તો સાગર મેળવે છે ક્યાંથી પોતાની ખારાશ?
- ઋતુઓને કેવી રીતે ખબર પડે છે કે
  ખમીસ પોતાનાં હવે બદલવાં રહેશે?
- હું ક્યારેક દુષ્ટ
  કે પછી હમેશાં સજ્જન?
- એવું નહીં કે દુરિતનો ગુલાબછોડવો સફેદ ને
  શુભનાં ફૂલ બધાં કાળાં?
- પ્રેમ, પ્રેમ, પેલાનો, પેલીનો,
  જો તેઓ બધાં ચાલી ગયાં તો ક્યાં ચાલી ગયાં?
- ગઈ કાલે, ગઈ કાલે મેં પૂછ્યું મારી આંખોને :
  એકમેકને ફરી આપણે ક્યારે નીરખશું?
- અને તમે લૅન્ડસ્કેપ બદલો છો
  ત્યારે શું ઉઘાડા હાથે કે ગ્લોવ્ઝ પહેરીને?
- નીલાં જળનું ગાન ચાલતું હોય ત્યારે
  આકાશની અફવાની સુગન્ધ કેવીક હોય છે વારુ?
- મકાઈનાં ખેતરોનું સોનું
  કદી તોલ્યું હોય છે ખરું એઓએ?
- શું ધાતુનું ટીપું ચળકે છે --
  મારા ગીતની કોઈ શ્રુતિ સમું?

- નારંગી જેવું એક નામ
તારા હૃદયમાં સરકી ગયું નહોતું ?
- સૂસવતા ચકવાત પવનો ઊભા રહી જાય
પછી એમને શું કહેવાય -- કહેશો ?
- જોડણીકોશ કશી કબર છે
કે પછી સીલ કરેલો મધપૂડો ?
- મારી કરુણગાન કવિતા મારી પોતાની નજરથી
કદી કશું જોશે ખરી ?
- મારા રક્તનો જેમને કદી કશો સ્પર્શ નથી
એવાઓ મારી કવિતા વિશે ભલા શું કહેવાના ?
- શું એ સાચું છે કે આપણી ઇચ્છાઓને
આપણે ઝાકળ પાઈને ઉછેરવી જોઈએ ?
- પૂર્ણિમાનો ચન્દ્ર આજે રાતે
પોતાના લોટનો થેલો ક્યાં મેલી આવ્યો છે ?
- આ ચાંદરણાંજાળમાં
એ પંખીઓ છે ? કે માછલાં ?
- છેવટે હું મળ્યો મને –
શું એ જ છે એ જગ્યા જ્યાં ગુમાવ્યો'તો એમણે મને ?
- પાબ્લો નેરુદા તરીકે ઓળખાવા જેવું
જીવનમાં કશુંય મૂરખામીભર્યું ખરું ?

રમણીક અગ્રાવત

## ઊભી રહે, હે પૃથ્વી!

મને પાછો લઈ જા, સૂર્ય!
મારી નિરંકુશ નિયતિ પાસે;
પ્રાચીન વનોના વરસાદ!
મને પાછી લાવી દે
આકાશમાંથી ઊતરી હતી એ સુગન્ધ, એ તલવાર,
ગૌચર ને પથ્થરની એકલ શાન્તિ,
નદીકાંઠાની આર્દ્રતા,
લાર્ચ વૃક્ષની ગન્ધ,
ગગનચુંબી આરાઉકારિયાના અડાબીડ અજંપામાં
ધબકતા હૃદય જેવો પવન.

પૃથ્વી! મને પાછી આપ તારી નરી બક્ષિસ,
પોતાનાં મૂળની ગમ્ભીરતામાંથી
જાગી ઊઠેલા મૌનના મિનારા.
હું જે નથી બની શક્યો એ બનવા માટે
ને આટલાં ઊંડાણેથી પાછા ફરવાનું શીખવા માટે
મારે પાછા આવવું છે.
ભલે ને બધી કુદરતી વસ્તુઓની વચ્ચે
હું જીવી શકું કે ન જીવી શકું. મને પરવા નથી,
ભલે ને હું એક બીજો પથ્થર બનું, કાળો પથ્થર બનું,
નદી જેને ખેંચી જાય છે એ નર્યો પથ્થર બનું.

## તારામાં પૃથ્વી

નાનું
ગુલાબ,
ગુલાબ નાનું
ક્યારેક
નાનું અમથું ને નગ્ન.
થાય છે
મારા એક જ હાથમાં
તું સમાઈ જઈશ,
આમ જ તને ઝાલીશ
ને મારા મોં સુધી લઈ જઈશ.
પણ
અચાનક
મારો પગ તારા પગને અડી જાય છે
ને મારું મોં તારા હોઠને.
તું મોટી થઈ ગઈ છે,
તારા ખભા બે ટેકરી જેવા ઊપસી આવ્યા છે,
તારી છાતી મારી છાતી પર ફરે છે,
બીજના ચન્દ્ર જેવી તારી કમરને વીંટળાઈ વળવા
મારા હાથ લાંબા થાય છે,
સમુદ્રના પાણીની જેમ તું પ્રેમમાં ઉન્મત્ત છે,
મારી આંખ આકાશના વિશાળ વિસ્તારને માપી લે છે
ને પૃથ્વીને ચૂમવા
હું તારા હોઠ પર ઝૂમું છું.

## મન્ત્રોનું ઘર

ચીડના ઝાડ પરથી કેટકેટલી વસ્તુ પડે છે :
લીલી મૂંછો,
સંગીત,
તસતસતાં ફળ
કે આર્માદિલો
કે પાનાં ફાડવા માટે પુસ્તક.

મારા ચહેરા પર પણ પડે છે
પોતાની સાથે એક કાળું બીજ વહેતી વહેતી
કોમળ પાંખડી.
એ હતી ચીડની તમરા જેવી પાંખ,
કોમળતાનું દેહાન્તર,
એનું ઉડ્ડયન એનાં મૂળની સાથે થતું હતું
એકાકાર.

ચીડ પરથી પડે છે ટીપાં,
વિરામચિહ્ન,
સ્વર, વ્યંજન,
વાયોલિન;
પડે છે વરસાદ,
મૌન;
ચીડ પરથી પડે છે સર્વ કાંઈ,
ઊભી હવામાંથી
પડે છે સુગન્ધ,
દિવસે વીંધી નાખેલા
પડછાયા,
ચન્દ્રના દૂધ જેવી
નિર્મળ રાત,
પોતાની જ ગેરહાજરી જેવી
કાળી રાત.

સવાર થાય છે

ને પડે છે
ચીડની ટોચેથી
નવો દિવસ,
પડે છે એની ઘડિયાળો સાથે,
એનાં બખોલો સાથે;
ને રાત થતાં વેંત
ચીડના કાંટાથી સીવે છે
અજવાળા સુધી બીજી રાત,
રાત સુધી બીજો દિવસ.

## શોધવું

મસ્તીભર્યાં ગીતથી તે સમુદ્રનાં મૂળ સુધી
નવી જાતનો સૂનકાર છવાયો છે.
મોજું કહે છે : મારી આટલી જ ઇચ્છા છે
કે એ લોકો વાતો ન કર્યા કરે,
શહેરની સિમેન્ટની દાઢી
વધ્યા ન કરે.
આપણે એકલા છીએ,
આપણને મન થાય છે ચીસ પાડવાનું,
સમુદ્રની સામે મૂતરવાનું,
એક જ રંગનાં સાત પંખી
ને લીલા રંગનાં ત્રણ હજાર દરિયાઈ પંખી જોવાનું,
રેતીમાં પ્રેમ શોધવાનું,
જૂતાં, પુસ્તકો,
સોમ્બ્રેરો ને વિચારોને ગંદાં કરવાનું.
તને શોધી લઈએ નહીં ત્યાં સુધી કંઈ જ નહીં,
તને ચૂમી ભરીએ નહીં ત્યાં સુધી કંઈ જ નહીં,
તારાં ગીત ગાઈએ નહીં ત્યાં સુધી કંઈ જ નહીં,
કંઈ જ નહીં કંઈ જ વિના, કંઈ જ કર્યા વિના,
કંઈ જ નહીં સચ્ચાઈને
સમાપ્ત કર્યા વિના.

## ઘૂમતાં ઘૂમતાં

એવું છે કે મને માણસ હોવાનો થાક લાગે છે.
એવું છે કે હું દરજીની દુકાનોમાં ને સિનેમાઘરોમાં જાઉં છું -
કરમાયેલો, અભેદ્ય, ઉદ્‌ગમનાં જળ ને રાખમાં
તરતા કોઈ નીતર્યા હંસ જેવો.

હજામની દુકાનોમાંથી ફેલાતી વાસથી
હું જોરથી રડી પડું છું.
મારે ફક્ત પથ્થરો ને ઊનનો વિસામો જોઈએ છે.
મારે નથી જોવાં સ્મારકો, બગીચાઓ,

નથી જોવાં વેપારી જણસો, ચશ્માં ને લિફ્ટો.

એવું છે કે મન થાક લાગે છે મારા પગનો ને મારા નખનો,
મારા વાળનો ને મારા પડછાયાનો.
એવું છે કે મને માણસ હોવાનો થાક લાગે છે.

તો પણ કેવી મોજ આવે
ચૂંટેલા લિલીના ફૂલથી કોઈક નૉટરીને ડરાવવાની
કે કાનની બૂટ પર એક જ ફટકો મારીને
કોઈક સાધ્વીને મારી નાખવાની,
લીલો છરો લઈ રસ્તામાં નીકળી પડવાની
અને ટાઢથી થીજી ન જાઉં ત્યાં સુધી ચીસો પાડવાની.

મારે અન્ધકારમાં કોઈ મૂળ નથી બની રહેવું –
અચકાતાં અચકાતાં, લાંબા સૂતાં સૂતાં, ઊંઘમાં કંપતાં કંપતાં,
ઊંધે માથે, પૃથ્વીનાં કાંપભર્યાં આંતરડાંમાં લદબદ થતાં થતાં
ને વિચાર કરતાં કરતાં, રોજેરોજ ખાતાં પીતાં.

મારે આટલી બધી આફતો નથી જોઈતી.
મારે મૂળ કે કબર નથી બની રહેવું –
એકાકી બોગદાની જેમ,
ઠંડીથી અક્કડ શબોથી ઊભરાતા ભોંયરાની જેમ,
પીડાથી મરતાં મરતાં.

મને જેલ જેવા ચહેરે આવતો જુએ છે ત્યારે
સોમવાર આથી જ પેટ્રોલની જેમ બળે છે
અને આવતાંજતાં ઘાયલ પૈડાંની જેમ ચીંચવાય છે
અને રાત તરફ જવા લોહીનાં પગલાં ભરે છે.

અને મને એ ખેંચી જાય છે કોઈ ખૂણાઓમાં, કોઈ અવાવરુ મકાનોમાં,
બારીમાંથી જ્યાં હાડકાં બહાર નીકળતાં હોય એવી હૉસ્પિટલોમાં,
સરકાની વાસથી ઊભરાતી જૂતાંની દુકાનોમાં,
તિરાડો જેવા ભયાનક રસ્તાઓમાં.

હું જે ઘરોને ધિક્કારું છું એમનાં બારણાંમાં
ગન્ધકરંગનાં પંખી અને ભયંકર આંતરડાં લટકે છે,

ત્યાં કોફીની કીટલીમાં ભૂલથી દાંતનાં ચોકઠાં રહી ગયાં છે,
ત્યાં અરીસા છે –
એ શરમ ને ભયથી જરૂર રડ્યા હશે,
ત્યાં ચારે કોર છત્રીઓ છે, ઝેર ને નાભિઓ છે.

હું શાન્તિથી પસાર થાઉં છું – આંખો સાથે, જૂતાં સાથે,
ક્રોધ સાથે, વિસ્મૃતિ સાથે;
ઑફિસો, હાડવૈદનાં દવાખાનાં
ને જ્યાં વળગણી પર કપડાં સૂકવ્યાં છે
ને જ્યાં જાંગિયા, ટુવાલ, ખમીસ વગેરે
ગંદાં આંસુ સારે છે એ ફળિયાં વટાવતો વટાવતો
હું પસાર થાઉં છું.

## હું કેટલીક વાત સમજાવું છું

તમે પૂછશો : અને લાઇલૅક ક્યાં છે?
અને ક્યાં છે ખસખસનાં ફૂલોથી છવાયેલું મેટાફિઝિક્સ
અને તમારા શબ્દોને વારંવાર
છિદ્રોથી ને પંખીઓથી
છલકાવી દેતો વરસાદ?

જે કાંઈ બન્યું છે એ બધું જ હું તમને કહું છું.

હું માદ્રિદના એક પરામાં રહેતો હતો –
ઘંટડીઓ ને ઘડિયાળો
ને વૃક્ષો સાથે.

ત્યાંથી દેખાતો હતો
સ્પેઇનનો સૂકો ચહેરો –
જાણે ચામડાનો સમુદ્ર.

મારું ઘર
ફૂલોના ઘર તરીકે જાણીતું હતું
કારણ કે ત્યાં ચારે કોર

જિરેનિયમ જ જિરેનિયમ ખીલતાં હતાં.
કૂતરાંને ભૂલકાંથી ભર્યું ભર્યું
એ ઘર ખૂબ રળિયામણું હતું.
રાઉલ, તને યાદ છે ?
તને યાદ છે, રાફાએલ ?
ફેદેરિકો, ત્યાં જમીનના પેટાળમાં
તને યાદ છે?
તને યાદ છે મારું ઝરૂખામઢ્યું ઘર –
ત્યાં જૂનનો પ્રકાશ તારા ચહેરાનાં ફૂલ ડુબાડી દેતો હતો.
ભાઈ, હે ભાઈ!
બધું જ હતું :
મોટા અવાજ, વેપારી જણસોની ખારાશ,
ગરમાગરમ પાંઉના ઢગલા,
મારા આર્ગ્વેયેસ પરાની દુકાનો વચ્ચોવચની પ્રતિમા –
જાણે હેઈક માછલીઓની ઘુમરાઈમાં ખાલીખમ શાહીનો ખડિયો,
કડાઈમાં તેલ રેડાતું હતું,
અસંખ્ય હાથપગના ઊંડા ધબકારથી
રસ્તા ઊભરાતા હતા,
મીટર, લીટર,
જીવનનું ધારદાર સત્ત્વ,
માછલીના ઢગલેઢગલા,
થીજેલા સૂરજના તાણાવાળાથી ગૂંથાયેલાં છાપરાં
ને એમના પર થાકી ગયેલો ફરફડો,
બટાટાના મહીન ઉન્મત્ત હાથીદાંત,
સમુદ્ર સુધી ફેલાતાં જતાં ટમેટાં.

અને એક સવારે બધું જ બળવા માંડ્યું
અને એક સવારે જમીનમાંથી
ભડકા નીકળ્યા
ને માણસોને બાળવા માંડ્યા
અને ત્યારથી આગ,
દારૂગોળો ત્યારથી
અને ત્યારથી રક્તપાત;
વિમાનો ને મૂર લોકોની સાથે લૂંટારા,
વીંટીઓ ને ડયૂક પત્નીઓની સાથે લૂંટારા,
આશીર્વાદ ગણગણતા કાળા પાદરીઓની સાથે લૂંટારા

આકાશમાથી ઊતરી આવ્યા બાળકોની હત્યા કરવા
ને બાળકોનું લોહી રસ્તાઓમાં દોડ્યું
નર્યા બાળકના લોહીની જેમ.

વરુ પણ જેને ધિક્કારે એવા વરુ,
સૂકું ગોખરુ પણ જેને થૂંકીથૂકીને કાપે એવા પથ્થર,
ચીતળો પણ જેની ધૃણા કરે એવા ચીતળા!

તમારી સામે જ
સ્પેઇનના લોહીને ઊકળતું
અને ગૌરવ ને છરાઓના એક જ મોજામાં
તમને ડુબાડી દેતું મેં જોયું છે.

વિશ્વાસઘાતી
સેનાપતિઓ,
મારું મરી ગયેલું ઘર જુઓ,
જુઓ છિન્નભિન્ન સ્પેઇન.
મરી ગયેલા એકએક ઘરમાંથી
ફૂલોને બદલે લાવા ધસે છે,
સ્પેઇનના એકેએક ઝરૂખામાંથી
સ્પેઇન બહાર આવે છે.
ને દરેક મરેલા બાળકમાંથી આંખોવાળી બંદૂક આવે છે
ને દરેક જૂલમમાંથી ગોળીઓ પેદા થાય છે –
એક દિવસ એ શોધી કાઢશે
કે તમારું હૃદય ક્યાં છે?

તમે પૂછશો કે તમારી કવિતા
ઊંઘ વિશે, પાંદડાં વિશે,
તમારી માતૃભૂમિના મોટામસ જ્વાળામુખીઓ વિશે
કેમ કાંઈ કહેતી નથી?

આવો અને જુઓ રસ્તામાંનું લોહી,
આવો અને જુઓ
રસ્તામાંનું લોહી,
આવો અને જુઓ લોહી
રસ્તામાંનું!

## પૂર્વમાં ધર્મ

ત્યાં રંગૂનમાં સમજાયું કે દેવો પણ
ગરીબ માનવીના
ઈશ્વરના જેવા જ દુશ્મન હોય છે.
આલાબાસ્ટરના દેવ
ધોળી વ્હેલની જેમ પથરાયા હતા.
સોનાનો ઓપ ચડાવેલા ખીલા જેવા દેવ,
જનમવાના અપરાધને
ભરડો લેતા નાગદેવ,
સૂના અનન્તની કૉકટેઈલ પાર્ટીમાં
ગોઝારી શૂળી પરના ઈસુની જેમ
મરક મરક થતા નિરંચલ ને ભવ્ય બુદ્ધ –
આ બધા
આપણા પર પોતપોતાનાં સ્વર્ગ લાદવા માટે,
પિસ્તોલ કે પ્રહારથી
આસ્થા ખરીદવા કે લોહી બાળવા માટે,
પોતાની કાયરતા છુપાવવા માટે
માનવીએ સરજેલા હિંસ્ર દેવ
બધું જ કરી શકે એમ છે
અને ત્યાં બધું આવું જ હતું,
પૃથ્વી આખી સ્વર્ગથી
ને સ્વર્ગની વેપારી જણસોથી
ગંધાતી હતી.

## પાછા ફરતાં

મારી પાસે એટલાં બધાં મૃત્યુની છબી છે
કે હું મરી શકતો નથી,
એવું કરવાની મારામાં શક્તિ નથી.
એ મને શોધે છે અને હું એને જડતો નથી.
અને હું બહાર નીકળી પડું છું મારા મૃત્યુ સાથે,
મારા લાચાર નસીબ સાથે,
ખોવાયેલા ઘોડા પર સવાર થઈને

દક્ષિણ અમેરિકાની દક્ષિણે
એકાન્ત ગૌચરમાં.
પ્રચણ્ડ પવન ફૂંકાય છે,
વૃક્ષો ઝૂકી જાય છે,
એમના જનમથી જ
એમણે જમીન ચૂમવી જોઈએ.
પહેલાં સમથળ મેદાન,
પછી હજારો તલવારનો બનેલો બરફ આવે છે –
એ ક્યારેય અટકતો નથી.
હું જ્યાં હોઉં ત્યાંથી
પાછો ફર્યો છું.
કાલ શુક્રવારથી
મારી તમામ ઘંટડીઓ સાથે
હું પાછો ફર્યો છું
ને ગૌચર શોધતો,
ઝળૂંબી રહેલી વનરાજીની જેમ
રસકસભરી જમીનને ચૂમતો
હું એમ ને એમ ઊભો રહ્યો છું
કારણ કે શિયાળાના આદેશને માનવો
અને પવનને વધવા દેવો
એ અનિવાર્ય છે.
તમારી અંદર પણ
જ્યાં સુધી બરફ પડે નહીં;
જ્યાં સુધી આજ ને કાલ,
પવન ને અતીત એક થઈ જાય નહીં
ત્યાં સુધી ઠંડી પડ્યા કરે છે.
અન્તે તો આપણે એકલા જ છીએ,
અન્તે તો આપણે મૌન થઈ જ જવાના છીએ.
થેંક યૂ.

## પ્રજનન

મને સલાહ આપતા હતા એ બધા
દિવસે ને દિવસે વધુ ને વધુ પાગલ થતા જાય છે.

સારે નસીબે મેં એમના તરફ ધ્યાન આપ્યું નહોતું
ને એ બીજા શહેરમાં ચાલી ગયા હતા.
ત્યાં એ બધા સાથે સાથે રહે છે
ને અરસપરસ સોમ્બ્રેરો બદલ્યા કરે છે.

એ લોકો પ્રતિષ્ઠિત હતા,
પ્રખર રાજકારણી હતા
અને મારી દરેક ભૂલ
એમને એટલું દુઃખ દેતી હતી
કે એમના વાળ ધોળા થઈ ગયા હતા,
ચહેરા પર ચાસ પડી ગયા હતા.
એમનું ચેસ્ટનટ ખાવાનું બંધ થઈ ગયું હતું
ને એક પાનખરી વિષાદમાં ને વિષાદમાં
અન્તે એમને સનેપાત થઈ ગયો હતો.

હવે મને ખબર પડતી નથી કે શું બનું –
વિસ્મરણીય કે આદરણીય,
સલાહ લેવાનું ચાલુ રાખું
કે એમને સનેપાતનાં મહેણાં મારું?
સ્વતન્ત્ર થવા માટે હું નોકરી કરતો નથી,
આ અડાબીડ વનરાજીમાં હું ભૂલો પડી ગયો છું,
મને ખબર પડતી નથી કે ચાલી જાઉં કે રોકાઈ જાઉં,
બિલાડી ખરીદું કે ટમેટાં?

હું સમજવાનો પ્રયત્ન કરીશ
કે મારે શું કરવું જોઈએ, શું ન કરવું જોઈએ
ને એ રીતે હું જે રસ્તાઓમાં ભૂલો પડી જાઉં એમ છું
એ બધાને વાજબી પુરવાર કરી શકીશ
કારણ કે હું જો મોઘમ નહીં રહું
તો મારી ભૂલોનો વિશ્વાસ કોણ કરશે?
જો હું સર્વજ્ઞ બની જઈશ
તો મારી વાતોમાં ધ્યાન કોણ આપશે?

પરંતુ હું બદલાવાનો પ્રયત્ન કરીશ,
સાવચેતીથી તબિયત જાળવીશ,
દેખાવનું ધ્યાન રાખીશ

નિષ્ઠાથી ને ઉત્સાહથી –
એ બધા ઇચ્છે છે કે મારે આવા બનવું જોઈએ ને આવા ન બનવું જોઈએ
એટલે હું એવો નહીં બની જાઉં ત્યાં સુધી,
કેવળ બીજાના જેવો નહીં બની જાઉં ત્યાં સુધી.

અને ત્યારે એ જો મને શાન્તિથી રહેવા દેશે
તો હું મારું વ્યક્તિત્વ બદલી નાખીશ,
મારી ચામડી ફેરવી નાખીશ
ને જ્યારે મારી પાસે
બીજો ચહેરો, બીજાં જૂતાં ને બીજી આંખો હશે
ત્યારે હું સાવ જુદો જ બની જઈશ
ને મને કોઈ પણ ઓળખી નહીં શકે
ત્યારે હું બધું એ ને એ જ કરતો રહીશ
કારણ કે બીજું કાંઈ કરવાની મને ખબર પડતી નથી.

## અને ક્યાં સુધી?

આખરે માણસ ક્યાં સુધી જીવે છે?
હજાર દિવસ કે માત્ર એક દિવસ
એકાદ અઠવાડિયું કે અનેક સદી?
કેટલા સમય સુધી માણસ મરે છે?
'હંમેશને માટે' એટલે શું?

આવા સવાલમાં ગૂંથાઈ
હું એના જવાબ શોધવા માંડ્યો.

હું વિદ્વાન પુરોહિતોને મળ્યો,
એમનાં વિધિવિધાન પૂરાં થાય ત્યાં સુધી પ્રતીક્ષા કરી,
એ 'ઈશ્વર' ને 'શેતાન'નાં દર્શન કરવા મથતા હતા
ત્યારે મેં એમને નીરખ્યા કર્યા.

મારા સવાલોથી એ વાજ આવી ગયા,
એ ખાસ કાંઈ જાણતા નહોતા,
એ તો નર્યા કર્મકાંડી હતા.

બે દરદીની ચિકિત્સા વચ્ચે,
બંને હાથમાં સ્કાલ્પેલ સાથે,
ઓરિયોમાઇસિનથી તરબતર,
રોજ વધતા કામના ભાર નીચે
ડૉક્ટરોએ મને આવકાર આપ્યો.
એમની વાતમાંથી હું સમજ્યો
એ પ્રમાણે સમસ્યા આવી હતી :
આટલા બધા સૂક્ષ્મ જીવાણુ ક્યારેય મર્યા ન હતા –
એમ તો ટનબંધ નાશ પામે છે –
પરંતુ થોડાઘણા ઊગરી ગયા હતા
એ વિકૃત વર્તન દાખવતા હતા.

એમણે મને એવો તો ચોંકાવી દીધો
કે મેં ઘોર ખોદુઓને શોધી કાઢ્યા
હું એ નદીઓ પાસે ગયો
જ્યાં મોટાં મોટાં રંગેલાં શબને.
નર્યાં હાડકાં બની ગયેલાં શરીરને,
ભીષણ અભિશાપથી ઘેરાયેલા
સમ્રાટને,
કૉલેરાના વાયરામાં એક જ ઝપાટે
ઢળી પડેલી સ્ત્રીઓને બાળવામાં આવે છે.
ત્યાં મરેલાના ઘાટ હતા
ને રાખના નિષ્ણાત હતા.

મને મોકો મળ્યો
ત્યારે મેં એમને ઘણા સવાલ પૂછ્યા,
મારી દફનક્રિયા કરવા એ તૈયાર થયા –
એમને માત્ર એ જ આવડતું હતું.

મારા દેશમાં ઘોરખોદુઓએ
બે જામની વચ્ચે મને જવાબ દીધો :
'કોઈક અલમસ્ત સ્ત્રી શોધી કાઢ
ને આ બેવકૂફી પડતી મૂક.'

મેં લોકોને આટલા ખુશખુશાલ ક્યારેય જોયા નહોતા.
એમના જામ ઊંચા કરીને એ બધા

તંદુરસ્તી ને મૃત્યુનો જય બોલાવતા હતા
ને ગીત ગાતા હતા.
એ ભારે લમ્પટ હતા.
જગતમાં ભમીભમીને
ઘણો વૃદ્ધ થઇને
હું ઘરે પાછો આવ્યો છું..

હવે હું કોઈને કંઈ જ પૂછતો નથી.

પણ મને રોજ ઓછી ને ઓછી ખબર પડે છે.

## મધમાખીઓ

હું શું કરું ?
મારો જનમ થયો ત્યાં સુધીમાં દેવદેવી મરી ચૂક્યાં હતાં
ને મારી અસહ્ય યુવાની
તિરાડોમાં શોધાશોધ કરતી હતી.
એ જ હતું મારું એકમાત્ર કામ.
ને એથી જ મને હું એમાંથી આટલો તજાયેલો લાગતો હતો.

એક ને એક મધમાખી મળીને
નથી બનતી આછા રંગની બે મધમાખી
કે ઘેરા રંગની બે મધમાખી
એ રચે છે પોતાની સૂર્યમાળા,
પોખરાજનું ઘર,
ખતરનાક ચુમ્બન.
આકાશની પહેલી અશાન્તિ
છે બે પીળી મધમાખી
અને એ જ મધમાખીની આસપાસ
હંમેશનો સૂર્ય એનું કામ કર્યા કરે છે.
મારાં આટલાં બધાં હાસ્યાસ્પદ રહસ્ય
છતાં કરતાં મને ગુસ્સો આવે છે.
એ લોકો મને પૂછ્યા કરે છે :
બિલાડીઓ સાથે તમારે કેવા સમ્બન્ધ છે?

તમે મેઘધનુષ્ય કેવી રીતે શોધ્યું?
ચેસ્ટનટની ખૂબી એના કોચલામાં કેમ સમાઈ છે ?
અને સૌથી મોટી વાત તો આ જ
કે મહાકાય દેડકા,
વનોની સુગન્ધ હેઠળ કે સિમેન્ટના ગૂમડામાં
છુપાયેલાં પ્રાણી
મારે વિશે શું વિચારે છે ?
એ સાચું છે કે બધા જ જ્ઞાનીઓમાં
હું એકલો જ અજ્ઞાની હતો
અને એમાંય જે ઓછામાં ઓછું જાણતા હતા
એમનાથીય હું ઓછું જાણતો હતો
અને મારું જ્ઞાન એટલું ઓછું પડતું હતું
કે મેં હોશિયારી શીખી લીધી હતી.

## મૌન ધ્યાનમગ્ન છે

મૌન
પથ્થરમાં ધ્યાનમગ્ન છે,
પરિભ્રમણ બંધ છે,
સૃષ્ટિ સ્પન્દિત,
યુદ્ધ, પંખી, મકાન
શહેર, ટ્રેઇન, વન,
સમુદ્રના સવાલ દોહરાવતાં મોજાં,
ઉષાની ક્રમિક યાત્રા,
આકાશની પથ્થર સુધીની છલાંગ;
અદ્‌ભુત સાક્ષી!

રસ્તાનો ધૂળછાયો પથ્થર
પેદ્રોને અને એના પૂર્વજોને ઓળખે છે
પાણીને ઓળખે છે પાણીના જનમથી.
એ છે પૃથ્વીનો મૂક શબ્દ.
એ કંઈ જ કહેતો નથી
કારણ કે એ વારસ છે
આદિમ મૌનનો, અચળ સમુદ્રનો

અને સૂની પૃથ્વીનો.

વાયુની પહેલાં,
માનવીની પહેલાં અને સૂર્યોદયની પહેલાં
પથ્થર હતો,
એનામાં આદિ ગતિ હતી,
નદીનું આદિ સંગીત હતું.

## જનતા

એ માણસ મને બરાબર યાદ છે
ને એને જોયાને હજી બે સદી જ થઈ છે.
એણે નથી ઘોડા પર મુસાફરી કરી, નથી ઘોડાગાડીમાં કરી,
માત્ર પગપાળા જ
અન્તર
વટાવ્યાં છે.
એણે સાથે નથી તલવાર રાખી, નથી કોઈ હથિયાર રાખ્યું,
માત્ર ખભા પર જાળ,
કુહાડી કે હથોડો કે પાવડો જ રાખ્યો છે.
પોતાની જાતિના કોઈની સાથે એ ક્યારેય લડ્યો નથી,
એ તો લડ્યો છે પાણી ને જમીનની સાથે,
ઘઉંની સાથે પાઉં બનાવવા માટે,
મહાકાય વૃક્ષોની સાથે લાકડાં મેળવવા માટે,
દીવાલોની સાથે બારણાં ઉઘાડવા માટે,
રેતીની સાથે દીવાલો ચણવા માટે
અને સમુદ્રની સાથે કાંઈક ને કાંઈક શોધવા માટે.

હું એને ઓળખતો હતો ને એની યાદ હજી ભૂંસાઈ નથી.

ઘોડાગાડીના ટુકડેટુકડા થઈ ગયા,
બારણાં ને દીવાલો યુદ્ધમાં જમીનદોસ્ત થઈ ગયાં,
શહેર મુઠ્ઠીભર રાખ બની ગયું,
કપડાં બધાં નરી ધૂળ થઈ ગયાં
પણ મારે માટે એ હજીયે હાજરાહજૂર છે,

રેતીમાં જીવે છે,
જો કે પહેલાં તો એના સિવાય
બધું જ ટકાઉ લાગતું હતું.

પરિવારોની આવનજાવનમાં
એ ક્યારેક મારો પિતા હતો, ક્યારેક મારો સગો હતો
કે કદાચ એમ બન્યું હોય કે ન બન્યું હોય
કે કદાચ પૃથ્વી કે સમુદ્ર એને ભરખી ગયો હોય
ને એથી એ ઘરે પાછો ન આવ્યો હોય એવો કોઈક હતો
કે કોઈક મશીને કે વૃક્ષે એને મારી નાખ્યો હતો
કે એ શબપેટીનો સુથાર હતો
ને શબપેટીની પાછળ આંસુવિહોણી આંખે ચાલતો હતો.
અન્તે તો એવો કોઈક હતો જેનું કોઈ નામ નહોતું
કે જેનું નામ ધાતુ કે લાકડું હતું
ને બીજા બધા એને ઊંચેથી જોતા હતા,
કીડીને નહીં
પણ એના રાફડાને જોતા હતા
ને જ્યારે થાકીહારીને એ બિચારો મૃત્યુ પામ્યો
ને એના પગ હાલતાચાલતા અટકી ગયા
ત્યારે બીજાને જે જોવાની ટેવ નહોતી એ એમણે જોયું નહીં :
એ જ્યાં હતો ત્યાં બીજા પગ હાજર જ હતા.

એ બીજા પગ એના જ હતા,
બીજા હાથ પણ એના જ હતા,
એ માણસ પણ એ જ હતો.
એ અન્ત પામ્યો છે એમ લાગતું
ત્યારે એ ફરી પાછો હાજર થઈ જતો,
ફરી પાછો જમીન ખોદવા માંડતો,
કપડાં વેતરવા માંડતો ખમીસ પહેર્યા વિના,
પહેલાંની જેમ જ એ ત્યાં હતો પણ ખરો ને નહોતો પણ ખરો,
એ ચાલ્યો જતો ને ફરી પાછો પ્રગટ થઈ જતો.
એનું પોતાનું કોઈ કબ્રસ્તાન નહોતું
ને નહોતી કોઈ કબર
ને જે પથ્થર તોડતાં તોડતાં એણે લોહીપરસેવો એક કર્યાં હતાં
એ પથ્થર પર એનું નામ કોતરાયું નહોતું.
કોઈને ક્યારેય ખબર પડી નહીં કે એ ક્યારે આવ્યો,

ક્યારેય ખબર પડી નહીં કે એ ક્યારે મૃત્યુ પામ્યો.
એ બિચારાથી જ્યારે થઈ શકતું
ત્યારે આમ કોઈનુંયે ધ્યાન ખેંચ્યા વિના એ પાછો જીવવા માંડતો.

એ માણસ પાસે બેશક કોઈ વારસો નહોતો,
ઢોરઢાંખર નહોતાં, ખિતાબ નહોતો,
બીજાઓથી અલગ કોઈ ઓળખ નહોતી,
'બીજાઓ' પણ ખરેખર તો એ જ હતો,
ઉપરથી એ નીચલા થરની માટી જેવો ભૂખરો હતો,
કોઈ ચામડાના જેવો ઝાંખો હતો.
ઘઉં લણતાં એ પીળો થઈ જતો,
ખાણ ખોદતાં કાળો થઈ જતો,
કિલ્લામાં પથ્થરના રંગનો,
માછીમારની હોડીમાં તુન્ના માછલીનાં રંગનો
અને ઘાસનાં મેદાનમાં ઘોડાના રંગનો થઈ જતો.
એ જો અભિન્ન હોય, મૂળ તત્ત્વ હોય,
માણસના રૂપમાં પૃથ્વી, કોલસો કે સમુદ્ર હોય
તો કોઈ એને અલગ કેવી રીતે તારવી શકે ?

એ જ્યાં રહ્યો
ત્યાં એ જેને જેને અડ્યો તે બધું જ ફૂલ્યુંફાલ્યું.
હઠીલા પથ્થરને
એના હાથોએ જ તોડ્યા,
સાચો આકાર આપ્યો
ને એકની સાથે એક જોડીને
એને ઇમારતનું વિશદ રૂપ દીધું.
એના હાથોએ જ પાઉં બનાવ્યાં,
ટ્રેઇનોને દોડતી કરી,
અન્તરોને ગામનગરોથી સજાવ્યાં,
બીજા લોકો પેદા થયા,
મધમાખીઓ આવી પહોંચી
અને માણસ પેદા કરે છે ને વસ્તી વધારે છે
એટલે વસન્ત ભઠિયારખાનામાં ને કબૂતરોમાં થઈને
બજારમાં દાખલ થઈ.

પાઉંનો જનક ભૂલી જવાયો –

ખાડાઓ ખોદીને ને પૂરીને અને માટી સારીને
એણે રસ્તા તૈયાર કર્યા ને તરત ચાલી ગયો,
જ્યારે બધું અસ્તિત્વમાં આવ્યું ત્યારે એનું અસ્તિત્વ રહ્યું નહીં,
એણે પોતાનું અસ્તિત્વ ન્યોછાવર કરી દીધું, એમાં જ બધું આવી ગયું.
કામ કરવા માટે એ બીજે ક્યાંક ચાલી ગયો
અને ત્યારે મરવા જ ચાલી ગયો
નદીના પથ્થરની જેમ ગબડતો,
મૃત્યુ એને પ્રવાહમાં ખેંચી ગયું.

હું એને ઓળખતો હતો, મેં એને ખેંચાતો જોયો
પોતાની પાછળ એ જે છોડી ગયો હતો –
એને જેનો ભાગ્યે જ ખ્યાલ હતો એ રસ્તા,
એ જેમાં ક્યારેય, ક્યારેય રહેવાનો નહોતો એ ઘરો –
એમના જેવો એ બની ગયો નહીં ત્યાં સુધી ખેંચાતો જોયો.

ને હું એને જોવા આવું છું ને રોજ રાહ જોઉં છું.

હું એને શબપેટીમાં પુનરુત્થાન પામતો જોઉં છું.

એના જેવા જ બીજા બધામાંથી
હું એને ઓળખી લઉં છું
ને મને લાગે છે કે આ બને એવું જ નથી.
કે આ રીતે આપણે ક્યાંય જઈ શકતા નથી
કે આવા થવામાં કોઈ મહિમા નથી.

હું વિચારું છું કે આ જ માણસ
સિંહાસને વિરાજવો જોઈએ
ભવ્ય વસ્ત્રો ને મુગટ પહેરીને.

હું વિચારું છું કે જેમણે આટલાં બધાં કામ કર્યાં છે
એ બધાનો માલિક પણ એ જ હોવા જોઈએ.
ને જે પાઉં બનાવે છે એમણે એ ખાવું પણ જોઈએ.

ને ખાણિયાને અજવાળું મળવું જોઈએ.

સાંકળથી બાંધેલા મેલાઘેલા લોકો હવે બહુ થયા.

પીળાં પડેલાં શબ હવે બહુ થયાં.

રાજ કર્યા વિના કોઈ પણ ન રહી જાય.

કોઈ પણ સ્ત્રી મુગટ વિનાની ન રહી જાય.

એકેએક હાથમાં સોનાનાં મોજાં હોય.

અન્ધકારના તમામ લોકોને સૂર્યનાં ફળ મળે.

હું એ માણસને ઓળખતો હતો અને જ્યારે મારાથી બની શક્યું ત્યારે,
જ્યારે એના ચહેરામાં આંખો હતી,
જ્યારે એના કણ્ઠમાં અવાજ હતો
ત્યારે મેં એને કબરોમાં શોધ્યો
અને હજી નરી ધૂળ બન્યો નહોતો એવો એનો હાથ ઝાલીને મેં એને કહ્યું:

'બધા વિદાય થઈ જશે પરંતુ તું જીવતો રહીશ.

તેં જીવન ચેતાવ્યું છે.

જે તારું છે એ તેં જ બનાવ્યું છે

જ્યારે હું એકલો લાગું છું ને જ્યારે હું એકલો હોતો નથી
ત્યારે કોઈ ચિન્તા કરે નહીં,
મારી સાથે કોઈ નથી એવું નથી અને હું બધાના વતી બોલું છું –

કોઈક મને સાંભળે છે અને છતાં જેમને એ ખબર નથી,
હું જેમના ગીત ગાઉં છું અને જેમને એ ખબર છે
એ જન્મ્યા કરે છે અને જગત આખું ભરી દેશે.

## જરૂરી છે સાફ સાફ કહી દેવું ચમકતા પથ્થરો વિશે

જરૂરી છે સાફ સાફ કહી દેવું ચમકતા પથ્થરો વિશે,
ઘેરા રંગના પથ્થરો વિશે,
પ્રાચીન શિલાઓ વિશે, નીલમમાં કેદ નીલાં કિરણો વિશે,
અસ્તવ્યસ્ત ભવ્યતામાં મૂર્તિની જેમ ઊભી રહેલી શિલાઓ વિશે,
સમુદ્ર ભીતરની સફર વિશે,
લીલા અગ્નિ જેવા મરકતમણિ વિશે.

હવે લઈએ સ્ફટિક
કે કોઈક ઝળહળતી વસ્તુ,
માણેકની અક્ષત આભા
કે કિનારે થીજી ગયેલું મોજું
કે અન્ધકારના સામા છેડાના તેજે
પસંદ કરેલું વેધક રહસ્ય
હું, નશ્વર નાશવન્ત, પૂછું છું :
કઈ માતાએ એમને જન્મ આપ્યો ?
કયા જ્વાળામુખી, સમુદ્ર કે નદીના શુકાણુએ,
અતીતના કયા ફૂલે, કઈ સુગન્ધે,
કઈ હિમનદીના પ્રકાશે એમને વિક્ષેપ કર્યો ?
હું પણ બીજા ક્ષણભંગુર માનવી જેવો જ છું
અને એક પ્રેમથી બીજા પ્રેમ સુધી ભટકતાં ભટકતાં
દાઝ્યા કર્યો છું અલગ અલગ
માંસ ને ચુમ્બનોમાં,
અન્ધકાર જેમને ગળી ગયો છે એ કાળા શબ્દોમાં
આટઆટલાં રહસ્યોની સામે હું અસહાય છું,
મારી આંખો ઉઘાડું છું અને કાંઈ પણ જોઈ શકતો નથી.
હું ધરતીને સ્પર્શ કરું છું ને મારી યાત્રા ચાલુ રાખું છું
ત્યારે અગ્નિ કે ફૂલ, સુગન્ધ કે પાણી
ભાતભાતના સ્ફટિકનાં રૂપ ધરે છે
ને પ્રકાશના સંતાન તરીકે અમર થાય છે.

## માચુ પિચુની ઉત્તુંગતા

૧

હવાથી હવામાં એક ખાલી જાળ જેમ
પસાર થતો હતો હું ગલીઓ અને એ વાયુમણ્ડળ વચ્ચે પહોંચતો અને વિદાય લેતો,
પાનખરના આગમનથી ગિનીઓની જેમ ફેલાયેલાં પાંદડાં
અને વસંત અને કૂંપળો વચ્ચે
એ મહાનતમ પ્રેમ, જાણે પડતાં મોજાંની અંદર
આપણને સોંપે એક લંબાકાર ચાંદ.

(દેહોની પ્રચણ્ડતામાં
જીવતી ચમકના દિવસ,
તેજાબની ચુપકીદીમાં ઢળેલું ખનીજ,
મેંદા જેવી બારીક રાતો,
વિવાહમણ્ડપના આક્રાન્ત પુંકેસર.)

વાયોલિનો વચ્ચે મારી રાહ જોનારને
મળી એક દુનિયા જાણે એક દફન મીનાર
ફેલાવતી પોતાની કુણ્ડલી
કરકરાં ગન્ધક રંગનાં પાંદડાંઓથી ક્યાંય ઊંડે,
વધુ નીચે, ભૂગર્ભના સોનામાં,
જાણે ઉલ્કાઓમાં લપેટી એક તલવાર.
ખોસી દીધો મેં મારો અધીર અને કોમળ હાથ
જમીનનાં સૌથી ગુહ્ય જનનાંગમાં.

માત્ર માથું અગાધ લહેરો વચ્ચે,
ડૂબ્યો હું ગન્ધકની શાન્તિ વચ્ચે કોઈ બૂંદ જેમ
અને એક અન્ધની જેમ પાછો વળ્યો હું
વીતેલી માનવવસન્તની મલ્લિકા પાસે,

૨

એક ફૂલ પોતાનું પુષ્ટ બીજાણુ બીજાને સોંપી દે છે
અને ચટ્ટાન વિખેરી દે છે પોતાનાં ફૂલને
હીરા અને રેતીનાં જર્જર વસ્ત્ર પર,
નિયત સમુદ્રી સ્રોતોમાંથી ચૂંટેલી પ્રકાશની પાંખડીને
મસળી નાખે છે માણસ,
ખોસી દે પોતાના હાથમાં ધડકતી ધાતુને.
અને તત્કાળ કપડાં અને ધુમાડા વચ્ચે, અધખૂબડાં ટેબલ પર
વહેંચાયેલાં પત્તાંની જેમ હાજર હોય છે આત્મા.
સ્ફટિક અને ઉજાગરો, સમુદ્રમાં આંસુ
જાણે થરથરાવતી ટાઢ
મારો એને, સતાવો એને કાગળ અને નફરતથી,
દબાવી દો એને રોજિંદા ગાલીચામાં, ચીરી નાખો એને
લોખંડી તારના દુશ્મની લિબાસ વચ્ચે.

નહીં : ગલીઓ, હવા, સમુદ્ર અથવા રસ્તાઓ પર
કોણ કરે છે પોતાના ચાકુની હિફાજત (લાલ પાંખડી કરે જેમ પોતાના રક્તની)?
ક્રોધ શમી ચૂક્યો છે
જીવોના સોદાગરના દુ:ખદ સામાનનો
અને આ દરમ્યાન અજાણ્યા ફણગા પર
હજારો વરસોથી ઝાકળ સાચવી મૂકે છે પોતાનો પારદર્શી પત્ર.
હે હૃદય, હે ક્ષતવિક્ષત મસ્તક,
પાનખરની બખોલો વચ્ચે.

કેટલીય વાર એક શહેરમાં શિયાળાની થથરતી ગલીઓમાં
અથવા બસમાં અથવા ગોધૂલિ વેળા એક નાવ
અથવા સઘનતમ એકાન્તમાં
ઉત્સવની રાત, ઘંટડીઓ અને છાયાઓના રવ હેઠળ
માનવસુખની એ ગુહામાં
રોકાઈને શોધી વળ્યો હતો એ અસમ્ભવ શાશ્વત શિરા
જેને હું પ્રથમ પામ્યો હતો પથ્થરમાં
અથવા કોઈ ચુમ્બનથી ત્રાટકતી વીજળીમાં.

(જો કે એ અન્નમાં
નાનાં ફૂટેલા સ્તનોની એક પીળી કથા જેવી
બેવડાવે છે એક સંખ્યા

અનવરત સુકોમળ નિહાળતા સ્તરો
હંમેશાં એ જ રૂપમા હાથીદાંત જેમ ફૂટતા
અને જળમાં છે એ પારદર્શી માતૃભૂમિ, ઘંટડી
નિતાન્ત એકાકી બરફથી લોહિયાળ લહેરો સુધી.)

પકડી ન શક્યો હું સિવાય કે ચહેરા
અથવા ઊંધાં પડેલાં મહોરાંઓનું ઝુંડ
જાણે નકલી સોનાની અંગૂઠીઓ,
જાણે ખૂંખાર પાનખરનાં અસ્તવ્યસ્ત કપડાં
જેણે કંપાવ્યું હશે ડરી ગયેલી જાતિઓનાં
સંકટગ્રસ્ત વૃક્ષને

કોઈ જગ્યા ન હતી કે દઈ શકું આરામ મારા હાથને –
જગ્યા જકડાયેલા જળસ્રોતની ધાર જેવી
કે સખત જાણે કોલસો કે પથ્થર કે સ્ફટિક –
જે પરત કરી ચૂક્યા હોય મારા ફેલાવેલા હાથની ઉષ્મા કે ઠંડકને.

કોણ હતો એ માણસ? એના ઉન્મુક્ત વાર્તાલાપના
કયા હિસ્સામાં
દુકાનો અને ધમાલ વચ્ચે
એની કઇ ધાતુઈ ચાલમાં
જીવતો હતો એ અવિનાશી, એ અક્ષય, એ જીવન?

૩
એ જીવન જાણે વિખરાયેલા મકાઈદાણા,
ખોવાયેલાં કૃત્યો, કંગાળ અકસ્માતોના અક્ષય ભંડારમાં
એકથી સાત, આઠ સુધી
અરે એક નહીં, અનેક મૃત્યુ મળ્યાં દરેકને.
રોજ નવું મૃત્યુ, ધૂળ, અંગારિયો કીડો
જે ઉપનગરી કીચડમાં ઠરી જાય,
વિશાળકાય પાંખોવાળું એક નાનું મૃત્યુ
પેસતું હતું દરેક માણસમાં એક ટચૂકડી બરછી જેમ.
અને રોટી અને ચાકુની પકડમાં હતો એ માણસ,
એ ગોવાળ, બંદરગાહોનું એ સંતાન

અથવા હળનો એ કુરૂપ કપ્તાન
કે ગીચ ગલીઓનો ઘૂસ :
બધાં સુકાતાં હતાં પોતપોતાનાં મૃત્યુની,
પોતાના નાચીજ રોજિંદા મૃત્યુની પ્રતીક્ષામાં.
અને એનું એ અભાગી સુકાવું હતું
ધ્રૂજતાં ધ્રૂજતાં પિવાતા રોજના કાળા જામ જેવું.

૪

એ બળવાન મૃત્યુએ મને કેટલીય વાર આમંત્ર્યો હતો.
એ કંઈક એવું હતું જાણે મોજાંઓમાં અદૃશ્ય નમક
અને એનો અદૃશ્ય સ્વાદ જે ફેલાવી રહ્યું હતું
એ હતું ડૂબતા પકડાતા અધૂરા ટુકડાઓ જેવું
અથવા હવા અને હિમખણ્ડોની બૃહદ્ રચનાઓ જેવું.

હું પહોંચ્યો લોખંડની ધાર સુધી,
હવાના તંગ રસ્તા સુધી,
ખેતી અને પથ્થરનાં કફન સુધી,
આખરી કદમોનાં નક્ષત્ર શૂન્ય સુધી,
અને ચકરાવી મૂકે તેવા નાટકીય રસ્તાઓ સુધી
પરંતુ વિસ્તૃત સમુદ્ર, હે મૃત્યુ,
તું મોજાં પર સવાર થઈ નથી આવતું.
બલકે આવે છે સંધ્યા વેળાના ઉછાળ જેમ
અથવા સઘનતમ રાત જેમ.

ક્યારેય ન આવ્યું હતું ખિસ્સું ફંફોળવા,
અસમ્ભવ હતી તારી યાત્રા લાલ પોશાક વિના,
બંધ ચુપકીદીની લાલ જાજમ વિના,
ઉન્નત કે દફન વારસાનાં આંસુઓ વિના.

ન કરી શક્યો હું પ્રેમ પ્રત્યેક જીવમાં એક કોમળ છોડને
જેની પીઠ પર એની નાનકડી પાનખર (હજાર પાંદડાંઓવાળું મૃત્યુ),
એ તમામ જૂઠાં મૃત્યુ અને કબરમાંથી જીવતા થવું
ધરાતલ વિના, ઊંડાણ વિના.

હું તરવા ઇચ્છતો હતો વિસ્તૃત જિંદગીઓમાં,
વિમુક્ત નદીમુખોમાં
અને જ્યારે ધીરે ધીરે માણસો મને નકારતા ગયા
અને રસ્તા અને દરવાજા બંધ કરતા ગયા
જેથી પાણીનાં ઝરણાં જેવા મારા હાથ
એના ઘાયલ અનસ્તિત્વને સ્પર્શી ન શકે.

ત્યારે હું ભટક્યો ગલીગલીમાં, નદીએ નદીએ ભટક્યો
શહેરે શહેરે અને પથારીએ પથારીએ
અને મારા ખારાઊસ મહોરાએ વહાવ્યું રણ
અને એ અન્તિમ દીનહીન ઘરોમાં દીવા વિના, અગ્નિ વિના,
અન્ન વિના, પથ્થર વિના, ચુપકીદી વિના
એકલો, મારું મૃત્યુ મરતાં મરતાં પડખે ઢળી ગયો.

૫

એ તું નહોતું, હે સંગીન મૃત્યુ, લોખંડી પીંછાનું પંખી,
જેને એ ઘરોનો લાચાર વારસ
લુસલુસ આહાર સાથે, પોલી ચામડીની નીચે વેઠતો હતો.
એ હતી કંઈક સડેલા દોરડાની એક ઉદાસીન પાંખડી,
યુદ્ધમાં નહીં ઊતરેલી છાતીનો એક અણુ
કે પાંપણ પર ન ઝમેલું અણઘડ ઝાકળ.
આ પુનર્જન્મ ન પામી શક્યું એવું કંઈક હતું
શાન્તિવિહોણા, ભૂમિવિહોણા નાચીજ મૃત્યુનો એક અંશ,
કોરું હાડકું, પોતાની અંદર ને અંદર શમી જતો ઘંટ.

મેં આયડીનનો પાટો ઉખેળી નાખ્યો
મારા મૃત્યુની હત્યા કરતી મૂંગી પીડામાં મારા હાથ નાખ્યા
અને ઘામાં મને એક ઠંડા લખલખા સિવાય કાંઈ જ મળ્યું નહીં –
એ આત્માની અસ્પષ્ટ તિરાડોમાં ફરી વળ્યું.

૬

પૃથ્વીની આ સીડી પર ત્યારે ચઢ્યો છું હું

ખોવાયેલાં એ જંગલોની એ ભીષણ ઝાડીઓ વચ્ચે
તારા સુધી, માચુ પિચુ !
ઊંચાઈ પર પથ્થરોનાં પગથિયાંનુ શહેર,
આખરે એનું ઠેકાણુ જેને ધરતીએ
પોતાનાં સુષુપ્ત પરિધાનોમા ન છુપાવ્યુ.
તારામાં, જાણે બે સમાન્તર રેખાઓ,
વીજળી અને માણસનું એ પારણું
ઝૂલતાં હતાં કાંટાળા વીંજણામાં.

પથ્થરની જનની, ગીધોના પરપોટા.

માનવઉષાની ઊંચી સાગરશિલા.

પ્રથમ રેતમાં ખોવાયેલી કોદાળી.

આ જ હતું એ ઠેકાણું, આ જ છે તે જગ્યા.
મકાઈના મોટા મોટા દાણા અહીં જ ઊગ્યા હતા
અને ખર્યા હતા પછી રકતાભ કરા જેમ.
અહીં જ ઉતાર્યું હતું વિકુન્યાનું સોનેરી ઊન
પ્રેમો, કબરો, માતાઓ,
શહેનશાહો, પ્રાર્થનાઓ, યોદ્ધાઓના પોશાક માટે.

માણસોનાં ચરણોએ અહીં જ કર્યો હતો વિશ્રામ રાતોમાં
ગરુડના પંજા પાસે, ઊંચા માંસભક્ષી માંચડાઓ પાસે
અને સવારે રગદોળ્યું હતું ગરજતાં પગલાંએ વિખરાતા ધુમ્મસને
અને સ્પર્શ્યાં હતાં જમીન અને પથ્થરોને
જેથી ઓળખી શકાય રાતે અથવા મૃત્યુ વેળાએ.

હું જોઉં છું એ વસ્ત્રોને, એ હાથને,
બખોલોના ગુંજનમાં જળના અવશેષ,
એક ચહેરાના સ્પર્શથી ચીકણી થયેલી દીવાલ
જેણે જોયા હતા મારી આંખોથી ધરતીના દીવા,
જેણે પિવરાવ્યુ હતું તેલ વિલુપ્ત લાકડાંને મારા હાથથી
કારણ કે કપડાં, ખાલ, વાસણ, શબ્દ,
શરાબ, પાઉં – બધું જ
થઈ ગયું હતું લુપ્ત, વિખેરાઈ ગયું હતું ધરતી પર.

અને કરી ચૂકી હતી પ્રવેશ હવા નારંગી ફૂલોની
આંગળીઓ સાથે તમામ સુષુપ્તોમાં,
હજાર વર્ષો, મહિના, સપ્તાહોની હવા,
ભૂરી હવા, નક્કર પર્વતશ્રેણી –
એ બધાં એમ ગયા જાણે હળવાં પગલાંની આંધી
પથ્થરોનું નિર્જન પ્રાંગણ ઝળકાવી ગઈ.

૭

મૃતક એક જ ખાડીના, આભાસો એક જ ખીણના
તમારાં વજનના આકારને અનુરૂપ
ઊંડી ખીણના
આવી પહોંચ્યુ હતું એ વાસ્તવિક, એ સર્વાશ્લેષી મૃત્યુ
અને એ છેદાયેલી શિલાઓમાંથી,
વારુણી છતોમાંથી,
એ નળાકાર સીડીઓમાંથી
તમે એવી રીતે પડ્યા હતા
જાણે પાનખરમાં એકલ મૃત્યુમાં.

આજ એ રિક્ત હવા રડતી નથી વધુ,
હવે નથી ઓળખતી તમારા કીચડવાળા પગોને,
ભૂલી ચૂકી છે એ તમારા કળશોને
જેમાં ઝિલાતું હતું આકાશ,
ક્યારેક છલકાવ્યા હતા એને વીજળીના ચાકુઓએ
અને એ બળવાન વૃક્ષને ગળી ગયું હતું ધુમ્મસ.
ત્રાટકી હતી આંધી.
એણે લંબાવ્યો હતો અચાનક પડેલો હાથ
એ શિખરના સમયના છેડા સુધી.
હવે તમે નથી : કરોળિયાના હાથ,
કમજોર દોરા, અવળસવળ કપડાં.
તમે જે કંઈ હતાં એ બધું ફસડાઈ પડ્યું : રીતરિવાજ,
જર્જર અક્ષર, આંજી નાખતાં અજવાસનાં મહોરાં.

પરંતુ પથ્થર અને શબ્દનું પોતાનું સ્થાયીત્વ :
જીવન્ત, મૃત, નિઃશબ્દ એવા બધા જ લોકોના હાથે

ઊંચકેલા પ્યાલા જેવા એ શહેરને ટકાવી રાખે છે
આટલાં બધાં મૃત્યુ, દીવાલ, પથ્થરની પાંખડીઓથી ચેતવેલાં
આટલાં બધાં જીવન : સનાતન ગુલાબ, આપણું ઘર,
એન્ડિઝ ગિરિમાળની આ કરાડ ને એની હિમાચ્છાદિત વસાહત.

માટીનો એ હાથ
જ્યારે માટી થઈ ગયો
અને ખરબચડી દીવાલોથી ભરપૂર, કિલ્લાઓથી સમૃદ્ધ બનેલી
નાનકડી પાંપણો બિડાઈ ગઈ
અને માણસ તરીકેનું આપણું બધું એની બખોલમાં ગરકાવ થઈ ગયું
ત્યારે રહી ગઈ ફરફરતી ચોકસાઈ
માનવઉષાનાં ઊંચાં સ્થાનોમાં,
આપણા મૌનથી સભર ઊંચામાં ઊંચા ચરુમાં,
આટલાં બધાં જીવન પછીના પથ્થરના જીવનમાં.

૮

ચડો મારી સાથે, અમેરિકી પ્રેમ!

આ ગુપ્ત પથ્થરોને ચૂમો મારી સાથે.
ઉરુબામ્બાની ધોધમાર ચાંદી
ઉશ્કેરે છે પરાગને પોતાના સોનેરી પ્યાલામાં ઊડવા.

ઊડી રહી છે વેલીઓની રિક્તતા,
એ પથ્થર થયેલો છોડ, એ સખત માળા
પહાડી તાબૂતના સૂનકાર પર પડ્યાં છે,
આવ, નાનકડા જીવ, જમીનની
પાંખો વચ્ચે : સ્ફટિક અને ટાઢ, ઘાયલ હવા
યુદ્ધરત પન્નાઓને ધકેલે છે,
હે જંગલી ધારા, તું ઊતરે છે બરફમાંથી.

પ્રેમ, પ્રેમ, એ રુક્ષ રાત સુધી
એન્ડિઝના ચકમકના ગુંજનથી
સૂર્યોદયના લાલ ગોઠણ સુધી
બરફનો એ અન્ધ પુત્ર નિહાળી રહ્યો છે.

હે સુરમય તન્તુઓના વિલ્કામાયુ,
પોતાની પૈતૃક ગર્જનાઓને જ્યારે તમે તોડો છો
સફેદ ફીણમાં જાણે ઘાયલ બરફ,
ત્યારે તમારો એ પ્રચંડ વંટોળ
ગાય છે અને શિક્ષા કરે છે આકાશને જગાડીને.
તમારા એન્ડિઝ ફીણમાંથી હમણાં જ ઉખડેલા
એ કાનમાં કંઈ ભાષા બોલો છો ?

કોણે કરી કેદ ટાઢની વીજળીને
અને છોડી મૂકી એને શિખર પર બેડીઓમાં જકડીને
વિભાજિત પોતાનાં જ બરફીલાં આંસુઓમાં,
પ્રકમ્પિત પોતાની જ ચપળ તલવારોમાં,
પોતાનાં જ સખત વસ્રો ફાડતી,
અગ્રેસર પોતાની લશ્કરી બિછાત તરફ,
ચકિત પોતાના પથરીલા અન્ત પર ?

શું કહે છે તમારા પીડિત ચમકાર ?
તમારી ગુપ્ત વિદ્રોહી કડેડાટીએ
ક્યારેય યાત્રા કરી હતી શબ્દોથી છલોછલ ?
કોણ તોડી રહ્યું છે બરફની જેમ થીજી ગયેલા અક્ષરો,
કાળી ભાષાઓ, સ્વર્ણ પતાકાઓ,
ઊંડા મુખ, દબાયેલી ચીસો
તમારી ધમનીઓનાં શિથિલ જળમાં ?

કોણ કાપી રહ્યું છે ફૂલ જેવી પાંપણોને
જે આવી પૂગી છે જમીનેથી નિહાળવા ?
તમારા ધોધ જેવા હાથમાંથી પડી રહેલા
ફૂલોના એ મૃત ગુચ્છાઓને કોણ વિખેરે છે
– પોતાની છટકી ગયેલી રાતને
ભૂગર્ભના કોલસામાં વિખેરવા ?
કોણ ઉછાળી રહ્યું છે શૃંખલાઓની એ શાખાને ?
કોણ ફરી દફનાવી રહ્યું છે એ વિદાયોને ?

પ્રેમ, પ્રેમ, સીમાઓને ન અડ,
ન પૂજ ડૂબેલાં એ મસ્તકોને,
પૂરું કરવા દે સમયને પોતાનું કદ

પોતાના ભગ્ન સ્રોતોનાં સભાગારમાં
અને એ વેગવાન જળ અને એ દીવાલો વચ્ચે
સમેટી લે સંકીર્ણ રસ્તાઓની હવા,
વાયુનાં સમાન્તર સ્તરો,
પર્વતોની એ આંધળી નહેર,
ઝાકળની કર્કશ સલામ;
અને ફૂલે ફૂલે ચડો ગીચ ઝાડીમાં
કંકાલ થઈ પડેલા સર્પને કચડતા કચડતાં.

પથ્થર અને જંગલના,
લીલા તારાઓની રજના, ઊજળાં વનોના આ ભીષણ પ્રદેશમાં
ફૂટે છે માન્તુર ખીણ એક જીવન્ત સરોવરની જેમ
કે સૂનકારના એક નવા મુકામની જેમ.

આવી જા મારા અસ્તિત્વમાં, મારા અરુણોદયમાં,
આ અભિષિક્ત નિર્જનતામાં.
મૃત સામ્રાજ્ય હજી જીવન્ત છે.

અને આ ઘડિયાળ પરથી ગીધની ભયાવહ છાયા
કોઈ કાળા જહાજની જેમ પસાર થાય છે.

૯

તારાપન્થી ગરુડ, ધુમ્મસની દ્રાક્ષવાડી.
ખોવાઈ ગયેલો કિલ્લો, અન્ધ કટાર.
તારાજડિત કંદોરો, પવિત્ર પાઉં.
વેગીલી સીડી, મહાપ્રાય પાંપણ.
ત્રિકોણી ખુરશી, પથ્થરનો પરાગ.
ગ્રેનાઇટનો દીવો, પથ્થરની રોટી.
ખનીજ સાપ, પથ્થરનું ગુલાબ.
ડૂબેલું વહાણ, પથ્થરનું ઝરણું.
ચન્દ્રનો અશ્વ, પથ્થરની રોશની.
કડિયાનો ઓળંબો, પથ્થરની વરાળ.
અન્તિમ ભૂમિતિ, પથ્થરનું પુસ્તક.
ઝંઝાઓ વચ્ચે દાટેલો હિણખણ્ડ.

ડૂબેલા સમયનું પરવાળું.
આંગળાથી ચીકણી થયેલી દીવાલ.
ઘવાયેલી પાંખોની છત.
કાચનાં ઝૂમખાં, તોફાનના પાયા.
વેલીઓથી ધ્વસ્ત સિંહાસન.
ખૂની પંજાનું શાસન.
ઢાલ પર અટકેલી આંધી.
પિરોજનો થીજી ગયેલો ધોધ.
એ સુષુપ્તોની પૈતૃક ઘંટડી.
ખૂંપેલી બરફની હાંસડી.
એના આકારો પર નમેલું લોખંડ.
પહોંચ બહારનું ને કેદ થયેલું તોફાન.
પ્યૂમાના પંજા, ખૂની ખડકો.
છાયાગ્રસ્ત મીનાર, બરફનો વિવાદ.
આંગળાં ને મૂળિયાથી ઊંચકેલી રાત.
ધુમ્મસની બારીઓ અને થીજેલું કબૂતર.
રાત્રિવૃક્ષ, મેઘધ્વનિઓની પ્રતિમા.
અનુલ્લંઘ્ય પર્વતમાળા, સમુદ્રી વિસ્તાર.
ખોવાયેલાં ગરુડોની શિલ્પકળા.
આકાશનું દોરડું, શિખરની મધમાખી.
લોહિયાળ થર, સરજેલા સિતારા.
ખનીજ બુદ્‌બુદ, બિલોરી ચન્દ્ર.
એન્ડિઝનો સાપ, ઍમરેન્થની ભ્રૂકુટિ.
સૂનકારનો ગુંબજ, નિર્મળ માતૃભૂમિ.
સમુદ્રની વિવાહિતા, કેથિડ્રલનું વૃક્ષ.
મીઠાના ગાંગડા, શામળી પાંખડીવાળું ચેરીવૃક્ષ.
હિમ જેવા દાંત, શીતળ ગર્જના.
ઘવાયેલો ચન્દ્ર, ધમકી આપતો પથ્થર.
ટાઢના વાળ, હવાનો સંચાર
હાથના જ્વાળામુખી, શ્યામવર્ણ ઝરણ.
ચાંદીના તરંગ, સમયની દિશા.

૧૦
પથ્થરમાં પથ્થર, ને મનુષ્ય, ક્યાં હતો એ?

હવામાં હવા, ને મનુષ્ય, ક્યાં હતો એ?
કાળમાં કાળ, ને મનુષ્ય, ક્યાં હતો એ?
શું તું પણ હતો એ નાનો શો ભગ્નાવશેષ
અધૂરા મનુષ્યનો, પોલા ગરુડનો
જે આજની આ ગલીઓમાં, આ પગલાંમાં,
મૃત પાનખરનાં આ પાંદડાંમાં
કચડી રહ્યો છે આત્માને કબર સુધી?
એ બિચારા હાથ, એ પગ, એ બિચારી જિંદગી ...
ઊકલેલા અજવાસના એ દિવસો
તારામાં, જાણે વરસાદ
ઉત્સવમાં સજાવેલી બરછીઓ પર
પોતાના કાળા આહારનો એક એક ટુકડો
શું એમણે આપ્યો હતો એ ખાલી મોઢામાં?
ભૂખ, માણસનું પરવાળું;
ભૂખ, ગુપ્ત છોડ, કઠિયારાઓનાં મૂળ;
ભૂખ, શું ચડી હતી તારી કતાર સમુદ્રી ખડકોથી
આ ધ્વસ્ત ઊંચા મીનારાઓ સુધી?

હું તને સવાલ કરું છું, હે રસ્તાના લવણ,
દેખાડ મને એ ખરપડી, હે સ્થાપત્ય,
અડકવા દે મને લાકડીથી પથ્થરના પુંકેસર,
ચઢવા દે હવાની તમામ સીડીઓ શૂન્ય સુધી,
ખોતરવા દે આંતરડાં મનુષ્યને સ્પર્શું ત્યાં સુધી.

માચુ પિચુ, રાખ્યા હતા તેં જ
પથ્થર પર પથ્થર અને પાયામાં ચીંથરાં?
કોલસા પર કોલસા અને તળેટીમાં આંસુ?
સોનામાં આગ અને એમાં જ
કંપતાં લોહીનું મોટું લાલ ટીપું?

પાછો આપ મને એ ગુલામ જેને તેં દફનાવ્યો હતો.
ઝાટકી નાખ આ જમીન પરથી ગરીબોના સૂકાં પાઉં,
દેખાડ મને એ ગુલામનાં કપડાં અને એની બારી,
કહે મને કે એ જીવતો હતો ત્યારે કેવી રીતે સૂતો હતો,
કહે મને કે એ નસકોરાં બોલાવતો હતો ઊંઘમાં?
અધખૂલું મોં, જાણે થાકથી

દીવાલમાં પડેલી કોઈ કાળી બખોલ.
આ દીવાલ, આ જ દીવાલ. જો તેની નિદ્રા પર
પથ્થરના દરેક માળનો ભાર પડતો હતો
અને એ એની નીચે પડતો હતો,
જાણે ચન્દ્રની નીચે, એની બધીયે ઊંઘની સાથે!

પ્રાચીન અમેરિકા, ડૂબી ગયેલી વાગ્દત્તા,
શું તારી આંગળીઓ પણ
જંગલમાંથી નીકળી દેવતાઓના ઊંચા સૂનકાર તરફ
પ્રકાશ અને સમ્માનની વિવાહ પતાકાઓની નીચે,
ઢોલ અને બરછીઓના તુમુલ નાદમાં પોતાને સામેલ કરતી હતી
શું તારી આંગળીઓએ પણ –
જેણે અમૂર્ત ગુલાબ અને શીતરેખાને,
જેણે નવાન્નની લોહીઝાણ છાતીને ફેરવી નાખી હતી
દીપ્તિમાન તત્ત્વનાં વસ્ત્રોમાં, કઠોર ગુહાઓમાં –
એમની સાથે, એમની સાથે, દફન અમેરિકા, શું તે પણ જાળવી રાખી હતી
એ કડવાં આંતરડાંમાં ઊંડે ઊંડે કોઈ ગરુડના જેવી ભૂખ?

૧૧
વિખરાયેલા વૈભવમાંથી
પથ્થરની રાતમાંથી મને ડુબાડવા દો મારા હાથ
અને એને ધબકવા દો મારામાં હજાર વરસોથી કેદ પક્ષીની જેમ.
વિસ્મૃતિનું એ વૃદ્ધ હૃદય!
આજે ભૂલી જવા દો મને આ ખુશી જે સમુદ્રથીયે વધારે વિસ્તૃત છે
કારણ કે સમુદ્ર અને એના ટાપુઓથીયે વધારે વિસ્તૃત છે માણસ
અને એમાં પડવું જરૂરી છે કોઈ કૂવાના તળિયામાંથી બહાર આવવા માટે
ગુપ્ત પાણી અને ડૂબેલાં સત્યોની એક શાખા સાથે.
ભૂલી જવા દો મને વિશાળ પથ્થર, એ સમર્થ પ્રમાણ,
એ શ્રેષ્ઠ માપ, એ મધપૂડાના આકારનો પથ્થર.
અને આજે મને ઓળંબાથી સરકાવવા દો મારો હાથ
ક્રૂર લોહી અને રોમવસ્ત્રના હાથ પર.
લાલ કવચોની એક નાળની જેમ ક્રુદ્ધ ગીધ
એવા ઊડવાના ક્રમમાં મારા લમણાં પર કરે છે પ્રહાર
અને માંસલક્ષી પાંખોની ઝાપટથી ઊડે છે ત્રાંસી સીડીમાંથી મલિન ધૂળ

ત્યારે હું નથી જોતો સ્ફૂર્તિલાં જાનવર,
નથી જોતો એના પંજાનું અન્ધ આકાશ,
હું જોઉં છું એ પ્રાચીન જીવ, એ ચાકર, એ સૂતેલા માણસને
ખેતરોમાં, હું જોઉં છું એક શરીર, હજાર શરીર, એક મનુષ્ય, હજાર સ્ત્રીઓ.
કાળી આંધી હેઠળ, વરસાદ અને રાતથી કાળાં થયેલાં લોકોને
પથ્થરની વજનદાર મૂર્તિ સાથે :
સ્વાન પથ્થરફોડો, વિરાકોચાનો દીકરો,
સ્વાન ટાઢખાઉ, લીલા તારકનો દીકરો,
સ્વાન ઉઘાડપગો, પિરોજનો પૌત્ર,
ઊઠો, લો મારી સાથે જન્મ, મારા ભાઈ!

૧૨

ઊઠો, લો જન્મ મારી સાથે, મારા ભાઈ!

આપો મને તમારો હાથ
તમારી ઊંડી પીડાનાં મર્મસ્થળમાંથી.
તમે એ શિલાઓના ગર્ભમાંથી પાછા નહીં ફરો.
તમે પોતાના ભૂમિગત કાળમાંથી પાછા નહીં ફરો.
તમારો કર્કશ અવાજ પાછો નહીં ફરે.
તમારી વીંધાયેલી આંખો પાછી નહીં ફરે.

જુઓ મને ધરતીની એ તળેટીમાંથી
ખેડૂત, વણકર, મૂંગો ભરવાડ,
જંગલી વાયાઓના પાલક,
જોખમી માંચડે ચડેલા કડિયા,
એન્ડિઝનાં આંસુના પાણિયારા,
ઘાયલ આંગળીઓવાળા ઝવેરી,
બીજમાં થરથરતા ખેડૂત,
પોતાની વીખરાયેલી માટીની ખાડમાંના કુંભાર.
લઈ આવો આ નવા જીવનના પ્યાલા સુધી
તમારી જૂની ઘરબાયેલી પીડાઓને,
દેખાડો મને તમારું લોહી અને તમારી કરચલીઓ,
દેખાડો મને : મને અહીંયાં જ સજા કરી હતી
કેમ કે એ રત્ન ચમક્યું નહોતું કે ચમકી નહોતી એ જમીન ?

સમયસર પથ્થર કે અનાજ નહોતી દઈ શકી.
દેખાડો મને એ પથ્થર જેના પર તમારો વધ કર્યો હતો,
કે એ લાકડું જેના પર તમને ફાંસી દીધી હતી,
મારા માટે ચેતાવો એ પુરાણા ચકમક,
એ પુરાતન દીવાઓ, સદીઓથી ઘામાં ચોંટેલા ચાબુકો
અને લોહીથી ચળકતી કુહાડીઓ.
તમારા મૃત મુખે બોલવા હું આવી રહ્યો છું.
સમગ્ર પૃથ્વી પર એક થઈ જાઓ
બધા વીખરાયેલા મૂક હોઠ
અને કહી દો એ લાંબી રાતની પૂરેપૂરી વાત –
તમે લંગર નાખ્યું ત્યારે હું પણ તમારી સાથે જ હતો
મને બધું જ કહી દો, મણકે મણકો,
કડીએ કડી, પગલે પગલું.
તમારી પાસેના છરાઓની ધાર સજાવી લો
અને એને રાખો મારી છાતી પર, હાથ પર
જાણે પીળાં કિરણોની નદી,
જાણે દટાયેલા ચિત્તાઓની નદી.
અને મને ચડવા દો કલાકો, દિવસો, વર્ષો,
અન્ધ યુગો, ગ્રહોનક્ષત્રોની શતાબ્દીઓ સુધી.

આપી દો મને તમારાં મૌન, જળ, આશા.

આપી દો મને તમારાં યુદ્ધ, લોખંડ, જ્વાળામુખી.

ચોંટાડી દો તમારાં શરીર મારા શરીરની સાથે લોહચુમ્બકની જેમ.

આવી જાઓ મારી શિરાઓમાં, મારા મુખમાં.

બોલો મારા શબ્દોમાં, મારા લોહીમાં.

## કેટલાક શબ્દો (પાનાના ક્રમ પ્રમાણે)

| પાનું | શબ્દ | English | અર્થ |
|---|---|---|---|
| ૫૩ | લાર્ચ | larch | અણિયાળાં પાનવાળું વૃક્ષ |
| | આરાઉકારિયા | araucaria | નાતાલમાં શણગારાતું વૃક્ષ |
| ૫૪ | ચીડ | pine | વૃક્ષનું નામ |
| ૫૫ | આર્માદિલો | armadillo | બખ્તર જેવી પીઠવાળું પ્રાણી |
| ૫૬ | સોમ્બ્રેરો | sombrero | દક્ષિણ અમેરિકાની પહોળી કિનારવાળી ટોપી |
| ૫૮ | લાઇલેક | lilac | સફેદ કે આછા જાંબલી, સુગન્ધી ફૂલ |
| | ખસખસ | poppy | અફીણનો છોડ |
| | મેટાફિઝિક્સ | metaphysics | તત્ત્વજ્ઞાનની એક શાખા |
| ૫૯ | જિરેનિયમ | geranium | ગુલાબી કે જાંબલી રંગનું ફૂલ |
| | આર્ગ્વેયેસ | Arguelles | પ્રદેશનું નામ |
| | ફરકડો | weathercock | પવનકૂકડો – પવનની દિશા બતાવતું સાધન |
| ૬૦ | ચીતળો | viper | એક ઝેરી સાપ |
| ૬૧ | આલાબાસ્ટર | alabaster | આરસ જેવો સફેદ પથ્થર |
| ૬૫ | સ્કાલપેલ | scalpel | શસ્ત્રક્રિયા માટેની છરી |
| | ઓરિયોમાઈસિન | aureomycin | દવાનું નામ |
| ૭૪ | માચુ પિચુ | Macchu Picchu | એન્ડિઝ પર્વતમાળામાં ૧૨૦૦૦ ફૂટ ઊંચા દુર્ગમ શિખરે આશરે ઈ.સ. પૂર્વે ૩૦૦૦માં સ્થપાયેલા ઇન્કા સામ્રાજ્યનું નગર |
| ૭૯ | વિકુન્યા | vicunya | દક્ષિણ અમેરિકાનું રેશમી ઊનવાળું પ્રાણી |
| ૮૧ | એન્ડિઝ | Andes | દક્ષિણ અમેરિકાની પર્વતમાળા |
| | ઉરુબામ્બા | Urubamba | પેરુ દેશની નદી |
| ૮૩ | માન્તુર | Mantur | ખીણનું નામ |
| ૮૭ | હ્વાન | Juan | John – અતિપ્રચલિત નામ |
| | વિરાકોચા | Wiracocha | માણસનું નામ |

